ઉપદેશાત્મક કાવ્યોમાં આચારમાં પ્રશ્નોત્તરમાલિકા વગેરે, વૈરાગ્યમાં કાલજ્ઞાનસારાંશ, મનોમતિસંવાદ, પ્રબોધબાવની, અને પદોમાં દીનતાનાં પદો.

પ્રકીર્ણમા સત્સૈયા, સારાવલી. વસ્તુવૃન્દદીપિકા, હરિહરતારતમ્ય

દયારામભાઇના કેટલાગ્રન્થો એવા છે કે જેમાં સર્વ અંશો પ્રધાન હોય છે, કયા વિભાગમાં એ કાવ્યને મૂકવું એ પ્રશ્ન ઉદ્‌ભવતો નથી. ગમે ત્યાં એનો સમાવેશ કરી શકાય. આ વિભાગસૂચન સામાન્યતઃ કરેલુ છે. પરન્તુ ભવિષ્યમાં દયારામના કાવ્યનો સંગ્રહ કરનાર એના ઉપર દૃષ્ટિ રાખી વર્ગીકરણ કરશે તો કવિશ્રીનું હાર્દ લોકમાં જેટલે અંશે સમજાશે તેટલે અંશે ધન્યવાદને પાત્ર થશે. આ વર્ગીકરણથી એટલુ તો સ્પષ્ટ દેખાય છે કે દયારામભાઈની સાહિત્યપ્રવૃત્તિ સર્વદેશીય હતી, પૂર્વના સર્વ કવિઓ કરતાં વિશાલ હતી, અને તે ઉપરથી પણ કવિશ્રીનું જ્ઞાન, અનુભવ, ભાષા વિગેરેનું સૂચન થાય છે.

દયારામભાઇના કાવ્યોની વિપુલતા જોતા એમ લાગે છે કે આ મુદ્રિત કરતાં અમુદ્રિત ભાગ ત્રિગુણ ગણો છે. એ સર્વ કાવ્યોને પ્રસિદ્ધ કરીને કવિશ્રીનું ઋણ ગુર્જર પ્રજાને વાળવાનું છે.

દયારામના કાવ્યોની વર્ગીકરણરેખા દોરી ગુર્જરસાહિત્યમાં એ કવિશ્રીને કયું સ્થાન ઘટે છે તે જોઇએ. તત્ત્વજ્ઞાની તરીકે અખા જોડે એમને સરખાવી શકાય, ઉપદેષ્ટા તરીકે શામલ જોડે, આખ્યાન પ્રબંધયોજક તરીકે પ્રેમાનન્દ સાથે, અને ભગવદ્‌ભક્ત કવિ તરીકે નૃસિંહ સાથે. કવિશ્રીનું સામ્ય નૃસિંહ સાથે વિશેષ છે તેથી તેનો વિચાર સવિસ્તર કરીશું. તે કરતાં પહેલા અન્ય સાથે સામ્ય વા વૈષમ્ય છે તેનું દિગ્દર્શન કરી લઇએ.

દયારામભાઇ અને અખા વચ્ચે કોઇ પણ પ્રકારનું સામ્ય નથી. ઉભયમાં વૈષમ્ય જ છે. દયારામભાઇને શબ્દો અને ભાષા ઉપર

ખાસ ધ્યાન છે. ઉત્તમ વિચાર દર્શાવવા એટલું જ નહિ પરન્તુ તે ઉત્તમરૂપમાં જ. અખાને શબ્દની તેમ ભાષાની કંઈ પડી નથી. 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર' એ અખાનું વચન દયારામભાઇ જેવા શબ્દરસિક કવિને તુચ્છ જ લાગે અખો માયાવાદના ગીતો ગાય છે, જ્યારે દયારામભાઇનાં કાવ્યો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના પ્રતિપદ પોષક છે. અખાને શ્રીગોકુલનાથજીના માર્ગ પ્રતિ તિરસ્કાર છે, તેમ દયારામભાઇને શંકરાચાર્યના મત પ્રતિ છે. 'શંકર શઠ ઉચ્ચારી' (સંપ્રદાયસાર) ઉભયે બહુશ્રુત છે સ્વત સિદ્ધાંતોનો અભ્યાસ કરીને કાવ્યો યોજ્યા નથી. આજ કારણથી ક્વચિત અશુદ્ધિ ઉભયમાં જોવામા આવે છે. અખાએ એના ઉભરા ગદ્યમા કાઢ્યા હોત તો કાઇક ઠીક દેખાત જે વિચારો એણે કવિતારૂપે યોજ્યા છે, અને ભાષા પ્રતિ અદષ્ટિ કરી છે તે ઉપરથી કાવ્યનો ઉપહાસ કર્યો હોય એમ લાગે છે, જ્યારે દયારામભાઇએ બ્રહ્મવાદના અને પ્રેમમાર્ગના ઉત્તમોત્તમ સિદ્ધાન્તોનું સુશ્લિષ્ટ અને મનોહર પદોમા યોજન કર્યું છે. એ વિચારો એટલા તો સરલતાથી યોજ્યા છે કે એમના કાવ્યોનો ઉપર ટપકે વાચનાર તો એમના તત્ત્વજ્ઞાનના મહાન્ ગ્રન્થોને તત્ત્વજ્ઞાનના વિસ્મરી ભ્રાન્તિથી કેવલ કાવ્ય ગણવા મંડી જાય છે એમ એ મા ગુર્જર પુસ્તકોની ચુટણી કરનારે રસિકવલ્લભને Philosophic poetry મા નહિ મુકતા કેવલકાવ્યમા મૂકયો છે તે પણ આવીજ કાંઇક ભ્રાન્તિથી પાંડિત્યમાં પણ દયારામભાઈ અખાથી ચઢે છે અખો માત્ર માયાવાદમા અસ્ત થયો છે, જ્યારે દયારામભાઇ સંપ્રદાયસાર જેવા ગ્રન્થમાં અનેક મતોનું ખંડનમંડન કરે છે કવિ તરીકે દયારામભાઇ ઉત્તમ છે એ નિર્વિવાદ જ છે

અન્યને રુચો વા મા રુચો, અમને તો શામલ છેક પ્રાકૃત કવિ લાગે છે, દયારામભાઇની સાથે એને સરખાવવો એ અયુક્ત છે.

Dayarambhai has not prostituted his genius in extolling a common bread-giver અર્થાત ગ્રામ્ય કલ્પનાઓમા વિહાર કરતા એના કાવ્યો સામાન્ય જનોને રુચે એ સ્વાભાવિક છે, ને તેમાંથી લૌકિક લાભ પણ કવચિત્ થાય પણ ઇશ્વર પ્રતિનો અન્તર ભાગવાને સર્વથા અનુપયોગિ છે

પ્રેમાનન્દ અને દયારામભાઈ ઉભય મહાન્ કવિઓ છે ઉભયે પ્રભુના ગુણગાન કર્યાં છે પરન્તુ પ્રેમાનન્દ માત્ર કવિ છે, જ્યારે દયારામભાઇ ભક્ત કવિ છે શબ્દલાલિત્ય, સુકોમળ ભાવો ઇત્યાદિ આને ખવામા દયારામભાઈ પ્રેમાનન્દ કરતાં વિશેષ ઝગઝે છે, પરન્તુ દયારામભાઇ પ્રાયઃ ભક્ત હોવાથી પ્રેમાનન્દવત્ આખ્યાન કાવ્ય desustained styleમાં લખતા નથી પ્રેમાનન્દને ગુર્જર ભાષાની સેવા કરવાની પ્રતિજ્ઞા હતી, જ્યારે દયારામભાઇને શ્રીવલ્લભાચાર્યજીની સેવાની પ્રતિજ્ઞા હતી ‘ વલ્લભમતની કીધી સેવ ’ દયારામભાઇ સ્વત અષ્ટસખાના સુરસાદિના કીર્તનોના મહાન્ અભ્યાસી હોવાથી તે મહાનુભાવીઓના રસાત્મક ભાવાત્મક પદોનું ગુર્જરગિરામાં અવતરણ કર્યું છે દયારામભાઇ અને પ્રેમાનન્દને વિચિત્ર ઉપમા આપીએ તો એક મેઘદૂત વા ગીત ગોવિન્દ કહેવાય, જ્યારે અન્ય નૈષધ વા રઘુવંશ કહેવાય માનુષહૃદય વિશેષે સ્ત્રીહૃદયના કોમળ ભાવો જેવા દયારામભાઇએ રસાત્મક વાણીમાં ચોન્યા છે, તેવુ પ્રેમાનન્દમાં તો કયાહિએ દષ્ટિગોચર થતુ નથી પ્રેમાનન્દ તો પ્રાય પૌરાણિક અનુવાદક કથાકાર છે કાવ્યની વિશાળતા પણ દયારામભાઈની વિશેષ છે સમકાલીનોમા દયારામભાઇ અદ્વિતીય હતા લોકપ્રિયતા પણ વિશેષ દયારામભાઇએ જ ભોગવેલી દયારામ જેમ શ્રીવલ્લભાચાર્યના જ સિદ્ધાન્તને સર્વત્ર અનુસરે છે, તેમ પ્રેમાનન્દ નથી. વેદાન્ત ઉપનિષદ્ વગેરેમાં દયારામભાઇનું જ્ઞાન પ્રેમાનન્દ કરતા ચઢે છે એ તો ઉભયના કાવ્યો વાંચનારને સ્પષ્ટ પ્રતીત થાય છે

દયારામભાઈને વસ્તુત એક જ કવિ સાથે સરખાવી શકાય અને તે માત્ર ભક્તકવિ નરસિંહમહેતા છે. ગર્જર સાહિત્યને આદિમાં અને અન્તમાં રસાત્મક ભાવાત્મક મનમોહન કુસુમોથી શૃંગારનાર કૃષ્ણોપાસક ભક્તકવિઓ છે એ તેનું અહોભાગ્ય છે. ઉભય ભક્તકવિઓમા સામ્ય ઘણું છે, અને જે અન્તર છે તે પણ છાયામાત્રજ છે એકે સંસારમા પડીને તેનો હરીચ્છાથી નાશ થવાથી આનન્દ માન્યો અને દ્વિતીયે તેમાં પડવાનું જ અયુક્ત ધાર્યું. અને તેમ કરવામા ઉભયને કારણ તો માત્ર કૃષ્ણસેવા અને કૃષ્ણકીર્તન જ હતા. ઉભય બ્રહ્મવાદી હતા, પરન્તુ ઉભયને માત્ર રુચતી તો મન્મથમન્મથ કૃષ્ણનીજ એકાન્તભક્તિ ઉભયને નિરોધ [ પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ ] પ્રભુએ દાન કર્યો હતો ઉભયનો નિર્વાહ પણ પ્રભુએ નિભાવ્યો હતો ઉભયે શ્રીરાસોત્સવને પરમફલરૂપ માનીને તેની વિવિધતાનો અનેક પ્રકારે સ્વવાણીદ્વારા અનુવાદ માત્ર કર્યો છે બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગના સિદ્ધાન્તો નરસિંહ સ્વતન્ત્રતાથી અનુવદે છે, જ્યારે દયારામ ભાઇ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોનો શ્રવણાનુવાદ કરે છે. સ્ત્રી ભાવથી કૃષ્ણભક્તિ ઉભયને ઇષ્ટ છે ઉભય કૃષ્ણને જ શૃંગારરસરૂપ અને તેના અધિષ્ઠાતા માને છે, પરન્તુ નૃસિંહ ક્વચિત્ રહસ્યલીલા ગાતા લૌકિક મર્યાદાનું ઉલંઘન કરે છે, જ્યારે દયારામભાઇ લૌકિક મર્યાદાનું ઉલ્લંઘન થવા દેતા જ નથી ' અધર ચુંબન કરી કુચપર કર ધરી, સ્નેહસુ શામળે સુખ કીધુ ' આ પ્રકારની પંક્તિ દયારામભાઇના કાવ્યમાં દૃષ્ટિગોચર થતી નથી નરસિંહમહેતા રાસસહસ્રપદીમા શૃંગારરસ પુરુષોત્તમની ચેષ્ટાપ્રધાન લીલા ગાય છે, જ્યારે દયારામભાઇ તેજ પુરુષોત્તમની ભાવપ્રધાન લીલા ગાય છે ઉભય ભક્તકવિ કૃષ્ણલીલાનો લૌકિક શૃંગારાભાસ સાથે સંભ્રમ કરતા નથી, તેમ લૌકિકાસક્તને તેમના મતે એ લીલાના શ્રવણમનનગાનનો અધિકાર પણ હોય એમ પણ લાગતું નથી, તેથી ઉભય કવિ નિર્દોષજ છે.

ઉભય કવિ એમ માનના લાગે છે કે જેમ સૂર્યં ચન્દ્ર કોટિસૂર્યસમપ્રભ કોટિશશિસમપ્રભ પુરુષોત્તમનું અનુકરણુ કરે છે ને લોકમાં પ્રકાશે છે, છે, તેમ લૌકિક મન્મથ કોટિમન્મથમન્મથનું અનુકરણુ કરે છે, અને શુદ્ધ શૃગારનો ભાસમાત્ર લોકમાં કરાવે છે **सन्त्यज्य सर्वविषयांस्तव पादमूल प्राप्ता** ' સર્વ વિષયમાત્રનો ત્યાગ કરીન રસરૂપ કૃષ્ણચરણૈકનિષ્ઠ થત્ર ય ત્યારે જ નૃસિંહ કે દયારામવત્ ભક્તિમાર્ગિય સંન્યાસ ગોપિકાવત્ પ્રાપ્ત થાય અને તન મન ધનથી એ કૃષ્ણલીલા ગવાય અને બ્રહ્માનન્દથી અધિક ભજનાનન્દરમ પ્રાપ્ત કરી શકાય આ શુદ્ધ દૃષ્ટિબિન્દુ રાખવાને જ નૃસિંહ કહે છે કે 'સસારમા સન્મુખ કહુ તો સ્તુતિ ટળી નિન્દા થાય, દયારામભાઈનુ પણુ આ જ હૃદય છે આ તાત્પર્ય ધ્યાનમાં આવે તો સ્પષ્ટ પ્રતીત થશે કે દયારામભાઈ વા નૃસિંહને બાયરન સાથે સરખાવવો એ ઉભયની હૃદયાનભિજ્ઞતા જ સિદ્ધ કરે છે આ તાત્પર્ય લક્ષ્યમાં નહિ રહેવાથી ગોવર્ધનરામે અક્ષરદેહમા અનેક પ્રકારે સંભ્રમ કર્યો છે, યોગના ઉત્સાહમા નથી તેનુ યોગતત્ત્વ દયારામકાવ્યમા દર્શન કર્યું છે અક્ષરદેહ દયારામભાઈનું હૃદય નથી સમજાવતો, પરન્તુ ગોવર્ધનરામ દયારામભાઈને કેમ સમજ્યા હતા તેટલું જ દર્શાવવાને ઉપયોગી છે. દયારામભાઈનું હૃદય સમજવાને તો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના ગ્રન્થો સમજવા જોઈએ, શ્રીસૂરદાસ આદિ કવિકુલભૂપ અષ્ટસખાના કીર્તનો જેમાંથી દયારામભાઈ થોકડાબધ અવતરણો કરે છે તેનું પરિપાત્ર જ્ઞાન હોવુ જોઇએ આના અભાવમાજ દયારામભાઈના સંબધમાં નર્મદાદિએ ગભીર અજ્ઞાનયુક્ત લેખો લખ્યા છે આ ઉપરથી સ્પષ્ટ જ છે કે દયારામભાઈ ગુજરાતના પ્રથમ કવિ છે કોઇને આ અતિશયોક્તિ લાગે તો પણુ કહેવુ જોઇએ કે પ્રથમ નહિ તો દ્વિતીય તો કોઇથી નહિ જ.

Mulchandra T Telivala B A L L B
Vakil, High Court,

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# श्रीदयारामकृतकाव्यमणिमाला

[भाग १ लो.]

## सम्प्रदायसार

### दुहा.

શ્રીગુરુ શ્રીવલ્લભનંદન, વિઠ્ઠલ રૂપનિધાન,
પદપંકજ બંદન કરોં, કૃષ્ણરૂપ જિય જાન. ૧
રચોં ગ્રંથ સિદ્ધાંત સબ, સંપ્રદાયકો સાર;
પઠત સુનત સંશય મિટે, બઢે બુદ્ધિબિસ્તાર. ૨

---

૧. ગ્રંથારંભે મંગલાચરણ કરવાનો શિષ્ટાચાર છે. શ્રીસદ્ગુરુ શ્રીમદ્વલ્લભનંદજી, અને મૂલાચાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજી અને તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી એ ત્રણે તેજના ભંડારરૂપ છે, તેમના ચરણકમળનું વંદન, એ ત્રણેને શ્રીકૃષ્ણરૂપ જાણીને કરું છું.

૨. આ ગ્રંથની રચનામાં સર્વ સંપ્રદાયના સિદ્ધાંતોનો સાર કહેવાનો છે. એનું પઠન કરવાથી અથવા શ્રવણ કરવાથી સર્વ સંશયો નિવૃત્ત થઈને બુદ્ધિ વૃદ્ધિ પામીને વિસ્તૃત થાય છે.

સંપ્રદાય હે આદિ જગ, વૈષ્ણવ શૈવી પ્રકાર;
માયિકમત નાસ્તિક ભયે, વૈષ્ણવસંજ્ઞા ચાર. ૩
શ્રીવલ્લભ આચાર્યવર, અરુ શ્રીવિઠ્ઠલનાથ;
દ્વિજકુલ પ્રકટે ભક્તિહિત, કૃષ્ણરૂપ જગનાથ. ૪
વિષ્ણુસ્વામિપથ ઇશ કહેં, નિગમાગમ અનુસાર,
શાંકરમત ખંડન કિયો, મિથ્યાવાદ પ્રકાર. ૫

---

૩. જગતની શરુઆતથી વૈષ્ણવ, શૈવ, એ બે પ્રકારના સંપ્રદાય છે, તે પૈકી માયિક ( શાંકર ) મત નાસ્તિકરૂપ છે, કારણ કે તેઓ સિદ્ધાંતે વેદરૂપ શબ્દબ્રહ્મને પણ અનિત્ય કહે છે, એટલું જ નહિ પણ બ્રહ્મકૃતિરૂપ જગત્ સર્વ બ્રહ્મરૂપ છે છતાં તેને મિથ્યા માને છે ! અને ઈશ્વરને શૂન્યવત્ નિરાકાર માને છે. મૂળ અનાદિ વૈષ્ણવ સંપ્રદાયની એક જ સંજ્ઞા હતી, તેની શાખારૂપે ૪ ચાર વૈષ્ણવ સંપ્રદાય છેઃ— ૧ શ્રીલક્ષ્મીજીથી પ્રવર્તેલો શ્રીરામાનુજ સંપ્રદાય છે. ૨ બ્રહ્માજીથી પ્રવૃત્ત થયેલો માધ્વ સંપ્રદાય છે. ૩ શિવજીથી પ્રવર્તેલો શ્રીવિષ્ણુસ્વામિસંપ્રદાય ૪ સનકાદિકથી પ્રવૃત્ત થયો તે નિંબાર્ક સંપ્રદાય. આ પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાયની ચાર શાખાઓ છે.

૪. એ ચારે સંપ્રદાયના આચાર્યોમાં શ્રેષ્ઠ શ્રીમદ્વલ્લભાચાર્યજી અને તેમના પુત્ર શ્રીમદ્ગોસ્વામિશ્રીવિઠ્ઠલેશાચાર્યજી છે. જેઓ દ્વિજ (બ્રાહ્મણ) કુલમાં ભક્તોનું હિત કરવા માટે સમગ્ર જગત્ના નાયક શ્રીકૃષ્ણરૂપે પ્રકટ થયલા છે.

૫. જે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્રીવિષ્ણુસ્વામિસંપ્રદાયના પ્રશ્ન

## शुद्धाद्वैतप्रतिपादन.

બ્રહ્મવાદ સ્થાપન કિયો, માયિક મતકોં ટાર;
શુદ્ધાદ્વૈત બતાય કે', કિયો ભક્તિબિસ્તાર. ૬
શુદ્ધ કહનકો હેતુ યહ, સોંચો ચિત્ત બિચારિ;
મિથ્યારૂપ મલિનતા, શંકર શઠ ઉચ્ચારિ. ૭
નિરાકાર શંકર કહે. બ્રહ્મરૂપ કહે આપ;
અંશી બ્રહ્મ, જિય અંશ હે', સમતા યોંહિ અલાપ. ૮
બ્રહ્મ શુદ્ધ સાકાર ઇક, સોઈ કૃષ્ણ લે જાન;

(સ્વામી) રૂપે પ્રકટ થઇને વેદ અને શાસ્ત્રમાં કહ્યા મુજબ બ્રહ્મવાદનું શુદ્ધ સ્થાપન કરીને માયિક (શાંકર) મતના મિથ્યાવાદપણાના પ્રકારનું ખંડન કર્યું.

૬. શ્રીમદ્વલ્લભાચાર્યજીએ બ્રહ્મવાદ, જે પ્રમાણે ઇશ્વર સત્ય છે તે જ પ્રમાણે તે ઇશ્વરની કૃતિરૂપ જગત બ્રહ્મરૂપ છે, એમ સ્થાપન કર્યો, માયિક મતમાત્રનું ખંડન કરીને શુદ્ધ અદ્વૈત બ્રહ્મ બતાવી ભક્તિનો વિસ્તાર કર્યો.

૭-૮. શુદ્ધ અદ્વૈત કહેવાનું કારણ એ છે કે માયિક મતનાં એથી વિરુદ્ધ એટલે જગતને મિથ્યા કહેવારૂપી મલિનતા છે, તે શઠ શંકરે કહી છે, તથા તે બ્રહ્મને ૦ શૂન્યવત્ નિરાકાર માનતા હતા, તેને બદલે શુદ્ધ અપ્રાકૃત દિવ્ય સાકાર બ્રહ્મવાદનું નિરૂપણ કરી સ્થાપન કર્યું, અંશીરૂપ મૂળ સ્વયં બ્રહ્મ (પરમાત્મા) છે, અને જીવો માત્ર તેના અંશરૂપ છે, છતાં અંશ અંશી ઉભયની સમાનતાનો આલાપ-કથન-છે, શંકર મતવાળા તો અભેદ જ માનતા હતા.

નિત્ય પરમ આનંદનિધિ, શ્રુતિસ્મૃતિ કરત બયાન. ૯
અંશકલા આવેશ કૃષ્ણ, નિજજનહિત અવતાર;
કૃષ્ણ મૂલ સબ જગતકે, ક્રીડા કરત અપાર. ૧૦
જીવ બ્રહ્મતેં ભયો સહી, પૈં ફિર બ્રહ્મ ન હોય;
સ્વાતિબુંદ મોતી ભયો, જ્યોં કબુ કહોઉ ન તોય? ૧૧
ક્ષમા રાખિ બદિ અપ્રયોજન, સાહજોચિત સંયોગ;
ભજ હરિ ઇચ્છા સબ દયા રહિત ઉદાસી રોગ. ૧૨

---

૯. વળી અનાદિસિદ્ધ શુદ્ધ સ્વયં બ્રહ્મ એક છતાં અનેક બ્રહ્મ માની બ્રહ્મથી પૃથગ્રૂપે અનેક બ્રહ્મ માનતા હતા. તે સર્વનું શુદ્ધ અદ્વિતીય બ્રહ્મમાં પર્યવસાન થાય છે, એમ સ્થાપન કર્યું.

૧૦. કોઇક વખતે એ બ્રહ્મ અંશાવતાર, કલાવતાર કે આવેશાવતારોને પોતાના ભક્તજનોના હિતને અર્થે ધારણ કરે છે. પરન્તુ તે સર્વનું મૂળ શ્રીકૃષ્ણ છે, અને તે જ શ્રીકૃષ્ણ જગત્ પોતાનું ક્રીડાભાંડ હોવાથી તે પાત્ર સાથે અપાર ક્રીડા કરે છે.

૧૧. યદ્યપિ બ્રહ્મમાંથી જ સર્વ જીવમાત્રની ઉત્પત્તિ થયલી છે, તથાપિ તે જીવો બ્રહ્મ થઇ શકતા નથી. મૂળ બ્રહ્મમાં જેટલું સામર્થ્યાદિક છે, તેટલું જ પાછું જીવને પ્રાપ્ત થતું નથી. જેવી રીતે સ્વાતિનક્ષત્રના યોગમાં મેઘનું જલ સમુદ્રની છીપમાં પડવાથી મોતી ઉત્પન્ન થાય છે, તે મોતી મૂળ સ્વાતિજલની માફક કદિ પણ પાછું જલરૂપ ન થઇ શકે તેમ.

૧૨. આ પ્રમાણે માયિક મતવાળા જો ન કહે ને વિરુદ્ધ વચન કહે તો તેને ક્ષમા કરીને સહન કરવાં, યા જરૂર પડે તો પ્રયોજન (કારણ) જેટલો જ ઉત્તર આપવો. અને સહજ રીતે જે

હરિસેવા સ્મરનાદિક સાધન કરતા કોઇ;
તિનકોં અનુમોદન કરત, બિનશ્રમ સબ ફલ હોઇ. ૧૩
બ્રહ્મ એક નિજરમણહિત, પૃથક્ નામ વપુ ધારિ;
ક્રીડત સબ જગ આપ નિત, નિગમાગમ ઉચ્ચારિ. ૧૪
તેજોમય જ્ઞાની કહે, સો અક્ષર નિજ ધામ;
નિર્ગુન નિત્ય નિજ ભક્તહિત, લીલા પૂરનકામ. ૧૫

---

ઉચિત હોય તેનો જ ભોગ કરવો. હે દયા (દયારામ), તું સર્વ બાબતમાં શ્રીહરિની ઇચ્છાને માનજે, એટલે જે કાળે જેવું પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખી વર્તજે. શ્રીહરિને ભજજે એટલે તને ઉદાસીરૂપી રોગ કદિ પણ નહિ થાય.

૧૩. જે શ્રીહરિની સેવા, સ્મરણાદિક ભક્તિરૂપી સાધન કરતા હોય તેને અનુમોદન આપવામાત્રથી પણ તે સાધન કર્યા બરોબર સર્વ ફળ વગર શ્રમે પ્રાપ્ત થશે.

૧૪. અનાદિ સ્વયં બ્રહ્મ નળ એક જ છે, તે સ્વેચ્છાથી અનેક નામરૂપ ધારણ કરી સમગ્ર જગત્ જે ભગવદ્રૂપ છે, તેમાં ક્રીડા-રમણ કરવાનાં પાત્ર સજી તેમની સાથે તે બ્રહ્મ અનેક પ્રકારની દિવ્ય લીલારમણાદિ ચરિત્રો નિત્ય કરે છે, એમ વેદ શાસ્ત્ર કહે છે.

૧૫. જ્ઞાની લોકો બ્રહ્મને તેજોમય કહે છે, પરંતુ તે અક્ષરાતીત પરાત્પર પરબ્રહ્મના ધામરૂપ અક્ષર બ્રહ્મ છે. જે ત્રિગુણાતીત (નિર્ગુણ) બ્રહ્મ છે તે નિત્ય છે અને તે પોતાના અંતરંગ ભક્તોના હિતને માટે ભક્તના મનોરથ પરિપૂર્ણ કરવાને માટે પોતે આપ્તકામ છતાં લીલા કરે છે.

ધર્મી નિત્ય કિશોર વપુ, અદ્ભુત અગમ અપાર;
સતુચિદ્ આનંદ અમિત જ્હેં, ક્રીડત સબ સંસાર. ૧૬
આદિ પુરુષ અવતારી જો, શેષશાયી વપુ ધારી;
સો જનહિત અવતાર ધરિ, ભુવકો ભાર ઉતારિ. ૧૭
ઐશ્વર્યાદિ ષટ્ ધર્મ, વ્યૂહ ચાર અરુ કાલ;
માયા બિષ્ણુ બ્રહ્મ શિવ, ત્રિગુનરૂપ જગ ખ્યાલ. ૧૮
ઉત્પત્તિપોષન હરન, જુગજુગ ધરિ અવતાર;
અંશકલા આવેશ કણુ. પૂર્ણ કૃષ્ણુબપુ ધાર. ૧૯

---

૧૬. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી,જ્ઞાન અને વૈરાગ્ય, એ ૬ધર્મોના ધર્મા પરાત્પર પુરુષોત્તમ છે, તે ધર્મી સ્વરૂપ નિત્ય કિશોરવયાકૃતિ અદ્ભુત અચ્યુત સ્વરૂપ અતિશય અગમ્ય છે. તે સત્ ચિત્ આનંદ અપારરૂપે જગત્માં ક્રીડારમણુ કરે છે.

૧૭ જે આદિ પુરુષ ધર્મી અવતારી પુરુષ તે જ પોતાનાં ધર્મ સ્વરૂપ પૈકીનું ૧ સ્વરૂપ શેષશાયી નારાયણુરૂપ ધારણુ કરે છે. અને તે પોતાના ભક્તજનના હિતને સારૂ અવતાર ધારણુ કરી પૃથ્વીનો ભાર ઉતારે છે.

૧૮. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય એ ૭ ધર્મ અને એ પ્રમાણે વાસુદેવ, સંકર્ષણુ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ૪ વ્યૂહ, અને કાળ, માયા ( અવિદ્યા ) ૧ વિષ્ણુ, ૨ બ્રહ્મા અને ૩ શિવજી એ ૩ ત્રણે ગુણુ સત્ત્વ, રજ અને તમરૂપ જગતનો ખ્યાલ (લીલા) પરબ્રહ્મે ઉત્પન્ન કરેલો છે.

૧૯–૨૦ એ અનાદિ બ્રહ્મ તે જ યુગે યુગે અવતાર ધારણુ કરી ઉત્પત્તિ, પોષણુ, ( સ્થિતિ ) અને લય, બ્રહ્મવિષ્ણુમહેશરૂપે

બ્રહ્મારૂપ સૃજિ જગત સબ, પોષણ બિષ્ણુરૂપ;
સહારત શિવરૂપ વ્હે, આદિ પુરુષ જગભૂપ. ૨૦
ગુન લીલા બહુ ભાંતકી, રૂપ ધર્મ અરુ કીર્ત,
એ સબ પ્રભુકે પ્રાકટ્યકે, કો કહી સકે ચરિત ? ૨૧
તાતેં અધિક પ્રકાર હે, તાકો નાહિન પાર,
કોન કહે ? અરુ કો સુને ? કાકુ હે અધિકાર ? ૨૨
કહત મીમાસક ઓર ઇક, કર્મહી ઈશ્વર આપ,
કર્મ કિયે તે હોત સબ, સુખ દુઃખ પુણ્ય રુ પાપ ૨૩

---

કરે છે. કારણ કે પ્રભુ અંશાદિના આવેશાદિરૂપે પ્રકટે છે, તથા કોઇક વખતે પૂર્ણરૂપ (પૂર્ણાવતાર) શ્રીકૃષ્ણરૂપને પણ ધારણ કરે છે. તે જ આદિપુરુષ અને અનંતકોટિ બ્રહ્માંડોના નાયક જગતના ઇશ્વર છે.

૨૧ પ્રભુના ગુણ ચરિત્ર વિવિધ પ્રકારે અનંતરૂપ ધર્મ ને કીર્તિકારક છે, અને તે સર્વને પ્રભુએ જ પ્રગટ કરેલા છે, તે અપાર હોવાથી તેનુ સંપૂર્ણ ચરિત્ર કહેવાને કોઇ પણ ક્યાથી સમર્થ થઇ શકે ?

૨૨ એ કરતા પણ વિશેષ પ્રકારનો અપાર મહિમા એ બ્રહ્મનો છે, તથા તેનું સંપૂર્ણ વર્ણન કરવાને, કહેવાને કે શ્રવણ કરવાને પૂર્ણાધિકારી કોણ થઇ શકે ?

૨૩ મીમાંસકાનું કહેવુ એવુ છે કે, કર્મ જ જાતે ઇશ્વર છે, કારણ કે સત્ કર્મ વા અસત્ (દુષ્ટ) કર્મ કરવાથી જ સુખ દુ ખ અને પુણ્ય પાપ ગણાય છે.

એ હુ અસંભવ કહત હૈં, બેદવિરુદ્ધ વિચાર;
કર્મ સદા જડરૂપ હૈં, કર્તા હરિ સંસાર. ૨૪

કર્મ કછુહુ કરનમેં, સ્વતંત્ર નહિ કછુ હોય;
ફલપ્રદાતા ઈશ હૈં, જીનતેં સંદેય સમ હોય ૨૫

કહત મીમાંસક કર્મજડ, કર્મ હી ઈશ્વર આપ;
કર્મહીતેં સબ હોત હૈં, સુખ દુઃખ પુન્ય રુ પાપ. ૨૬

બ્રહ્મવાદી તબ કહત હૈં, એહુ અનારવ બાનિ;
કર્મ સદા જડરૂપ હૈં. હરિ પ્રેરક યે માનિ. ૨૭

---

૨૪-૨૫-૨૬ પરંતુ એ કર્મવાદી મીમાંસકનું કહેવું અસંભવિત અને વેદથી વિરુદ્ધ છે, કારણ કે કર્મ તે જાતે જડ છે, માટે તે પોતાની મેળે કાંઇ પણ ફળ આપવાને સમર્થ નથી. કર્મમાત્રના ફલપ્રદાતા સ્વતંત્ર ઇશ્વર ભિન્ન છે, કારણ કે સૃષ્ટિની રચનાનું મંડાણ કર્મથી નથી; પણ જગત્કર્તા શ્રીહરિથી જ છે, એમ વેદથી સ્પષ્ટ જણાય તેવું છે. યદ્યપિ કર્મના ફલદાતા ઇશ્વર જે કાંઇ પુણ્યપાપરૂપ સત્ અસત્ કર્માનુસાર ફળ દે છે, તથાપિ તેમ કરવાથી કાંઇ ઇશ્વરની સ્વતંત્રતામાં ક્ષતિ ( હાનિ ) આવતી નથી. જે પ્રમાણે ન્યાયાધીશ ગુન્હેગાર તપાસીને ઇન્સાફ આપે છે, પરંતુ તેણે કરીને કાંઇ તે ન્યાયાધીશ તે ગુન્હેગારને આધીન કહેવાય નહિ તેમ ઇશ્વર કૃતિ અનુસાર પુણ્યપાપના પ્રમાણમાં સુખદુઃખ દે છે.

૨૭. કર્મવાદી કર્મજડને દૂષણ દઇ બ્રહ્મવાદી કહે છે કે, તમારા કહેવા પ્રમાણે કર્મઅનુસારે પુણ્યપાપ ગણાય તે જાતે કર્મ

કબહુ કૃષ્ણ ઇચ્છા બિના, ટાલે નહિ ઇક પાત;
એહી દૃઢ ચિત્ત રાખિયો, લક્ષ બાતકી બાત. ૨૮

इति शुद्धाद्वैतप्रतिपादन प्रकरण संपूर्ण.

## रामानुजमत.

રામાનુજ આચાર્યમત, બ્રહ્મ વિશિષ્ટાદ્વૈત;
ઈશ્વર માયા જીવ તિહું, સંગહી આદિ અનંત. ૨૯
ઇશ્વર કે આધીન હે, માયા જીવ રુ કાલ;
દાસિદાસ જ્યું અનુસરે, ઇશ્વર જગ પ્રતિપાલ. ૩૦

---

જ સુખદુઃખરૂપ ફળ આપનાર ઇશ્વરરૂપ ગણો છો તે અસંભવિત વાત છે, કારણ કે કર્મ તો સદા જડરૂપ છે, માટે કર્મના ફલપ્રદાતા પ્રેરક ઇશ્વર છે એવો સિદ્ધાંત સમજો.

૨૮. કદાપિ કોઇ પણ કાળે શ્રીકૃષ્ણપરમાત્માની ઇચ્છા વગર એક પાન (પાંદડું) પણ હાલવાને સમર્થ બનતું નથી, માટે એવો નિર્ણય–સિદ્ધાંત દૃઢપણે તમારા ચિત્તમાં ઠસાવી લાખો વાતોની ૧ વાર્તા આ છે. સ્મૃતિ વચન છે કે—कर्ता कारयिता हरिः ॥

૨૯. શ્રીરામાનુજાચાર્ય વિશિષ્ટ (જોડાવેલું) અદ્વૈત બ્રહ્મ માને છે, અને એમાં જીવ, ઇશ્વર અને માયા એ ૩ ત્રણને અનાદિ કહે છે.

૩૦. ઇશ્વરને આધીન માયા, જીવ અને કાળ છે માટે ઇશ્વરના દાસ કે દાસી થઇ અનુસરવું. ઇશ્વર સમગ્ર જગતનું પ્રતિપાલન કરે છે.

બાત કહી યહ સમુઝિકેં, સ્વામી સેવક ધર્મ;
તીન અનાદિ કહત જ્હેં, તીન બ્રહ્મકો બર્મ. ૩૧

બ્રહ્મ અનાદિ એક હેં, સો કયોં તીન કહાય?
તાતેં એ સંશયમયી, સમઝ નહિં મનભાય. ૩૨

તિનકે કારનરૂપ હેં, કૃષ્ણ અક્ષરાતીત;
રામાનુજકી ગમ્ય હેં, નારાયણ જગહિત. ૩૩

રામાનુજકી ગમ્ય હેં, નારાયનકે રૂપ;
તિનકે કારનરૂપ હેં, કૃષ્ણ અક્ષર કે ભૂપ. ૩૪

સો જાને જો અનુભવેં, બેદ પુરાન અગમ્ય;

---

૩૧. પ્રભુ સ્વામી અને તેના પ્રત્યે જીવાત્માનો સેવકધર્મ એ વાત સમજવા જેવી છે, પરંતુ જીવ ઇશ્વર અને માયા એ ત્રણને અનાદિ કહેવાથી વેદાંતનો સિદ્ધાંત જે ૧ અદ્વિતીય બ્રહ્મ તે મટી ૩ બ્રહ્મ થાય છે.

૩૨. તેથી એ ૩ બ્રહ્મ તો સંશયમય છે, અને એ સમજણ મનમાં ગોઠતી નથી.

૩૩ કેમકે એ ત્રણે (જીવ, ઇશ્વર ને માયા) એ ત્રણેના કારણરૂપ અક્ષરાતીત પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે, તે પરાત્પર પુરુષોત્તમ લગી ન પહોંચતાં શ્રી રામાનુજસ્વામીની ગમ્ય જગતના હિતકારી શ્રીમન્નારાયણ પર્યંત જણાય છે.

૩૪. શ્રીરામાનુજાચાર્યની નારાયણના રૂપપર્યંત ગતિ પહોંચેલી છે, પરંતુ તે શ્રીમન્નારાયણ તો સત્ત્વગુણરૂપ છે અને પરબ્રહ્મ શ્રીકૃષ્ણ તો અક્ષરાતીત, ત્રિગુણાતીત છે.

યહૂ તો અનુભવ હે મોહિ, લેખનપર સુરમ્ય. ૩૫
સેઃ જાને જો અનુભવે, બેદ પુરાન અગમ્ય;
યહ તો અનુભવ ગમ્ય હેં પરાત્પર પુરુપોતમ. ૩૬
જીનકો યહૂ પ્રાગટય હેં, પૂરન જાને સોય;
કે ઇનકી કરુનાદષ્ટિ, ભગવદીયનકૂં હોય. ૩૭
એસો અરુ યહૂ ભાંતિ કરી, કહ્યો ન કહેવે યોગઃ
ભગવદ્રસ આવેશતેં, બન્યો આપ સંજોગ. ૩૮

---

૩૫–૩૬. પરબ્રહ્મને વિષે મન, બુદ્ધિ, ઇંદ્રિયો પહોંચી શક્તી નથી. વેદ પણ નેતિ નેતિ કહે છે, ત્યારે પુરાણોથી તો અગમ્ય હોય જ. માટે એ પરબ્રહ્મસ્વરૂપ તો કેવળ અનુભવગમ્ય છે. યદ્યપિ વેદથી બ્રહ્મની પ્રતીતિ થાય છે ખરી, પરંતુ તે બ્રહ્મનું સંપૂર્ણ બોધન કેવળ જ્ઞાને કરીને યથાર્થ થઇ શકતું નથી, સંપૂર્ણ જ્ઞાન તો જ્યારે વિજ્ઞાન એટલે બ્રહ્મનો દઢ નિશ્ચય થાય એવું પ્રત્યક્ષ સાક્ષાત્કાર દર્શન કરી અનુભવે ત્યારે જ તે સમજી શકાય. તેવું અનિર્વચનીય છે, કારણ કે તે અતિરમ્ય સ્વરૂપ કેવળ લેખિની (કલમ) થી પર છે, લખી શકાતું પણ અશક્ય છે. પરાત્પર પુરુષોત્તમનું સ્વરૂપ જેને પ્રકટ અનુભવ થાય તે જ જાણી શકે છે.

૩૭. પ્રભુ જેને પ્રકટ થઇ સાક્ષાત્કાર દર્શન આપે છે ત્યારે જ તે, જેનું પ્રાકટય છે તે પૂર્ણ જાણી શકાય, અથવા ભગવાનની કરુણાદષ્ટિ અનુગ્રહ થકી કોઇક રસિક વિરલા ભગવદીય હોય તે જાણી શકે છે.

૩૮. બ્રહ્મનું સ્વરૂપ વાણીથી વર્ણી ન શકાય તેવું છે. પ્રભુ

અવતારી સબકો મૂલ, કાહૂન કછુ સંપન્ન;
યહ લીલા સમુઝે કહા? જ્યૂં શ્રવનન એક બચન ૩૯
સબ દેવ આશ્ચર્ય બહે, ગયે જૂ બ્રહ્મા પાસ,
કહો કોન આનંદ યહુ? સહજ પ્રગટ સુખરાશ. ૪૦
બ્રહ્મા કહૂ જાને નહીં, કોન જો પૂછે ભેદ
આનંદ પ્રગટ્યો જગતમેં, ના ગમ કછુ જાનો વેદ. ૪૧

---

આવા જ છે એમ એક જ પ્રકારે કહી શકાય તેવા નથી. માટે જેને ભગવદ્ધર્મનો આવેશ થાય એવો સંતનો સંયોગ પ્રભુકૃપાથી પ્રાપ્ત થયો હોય તે જ એ બ્રહ્મના યથાર્થ સ્વરૂપને જાણવાને તથા વર્ણન કરવાને યોગ્ય થઇ શકે છે

૩૯. તે સર્વ અવતારોના અવતારીભૂત મૂળ સ્વયં અનાદિ ત્રિગુણાતીત પરબ્રહ્મ સર્વજ્ઞ છે, તેનું જ્ઞાન થવાને તેની કૃપા સિવાય કોઇ સંપન્ન થઇ શકે નહિ માટે કેવળ શ્રવણ કર્યાથી કે વર્ણનરૂપ અધ્યયન, કે પ્રવચનથી પણ પોતાની મેળે ન સમજાય.

૪૦. વેદમાં એ બ્રહ્મને આનંદરૂપથી વર્ણન કરેલ છે. તેથી આશ્ચર્ય થઇને એક સમયે સર્વે દેવો આનંદબ્રહ્મના સ્વરૂપ વિષે પૂછવાને સારૂ પ્રથમ વેદને ભણનારા બ્રહ્માજીના સત્યલોકમાં બ્રહ્માજીની પાસે ગયા. ને પૂછ્યું કે—હે મહારાજ, તે આનંદસ્વરૂપ બ્રહ્મ કોણ છે? જે સહજ પ્રકટ થવા માત્રથી અગણિત સુખની પ્રાપ્તિ થાય છે.

૪૧. ત્યારે બ્રહ્માજીએ વિચાર કર્યો કે, હું પણ તે બ્રહ્મના યથાર્થ સ્વરૂપને જાણી શકતો નથી, તેથી શબ્દબ્રહ્મરૂપ વેદથી નિશ્ચય

એહનિ બ્રહ્માસું કહ્યો, હમકું બોહોત અગમ્ય;
ઇન આનંદ કે મૂલસોં, નાહિન મેરે ગમ્ય. ૪૨
યહ આનંદ મૂલકો, નમન કરો સબ કોય;
યહ સ્વરૂપ સો જાન હેં, યહી જનાવે સોય. ૪૩
હમ યહ આનંદવૃક્ષકેં, ફિરત ડાર અરુ પાત;
યહ આનંદકે મૂલકી, જાનત નાહિન બાત. ૪૪
મૂલ સબન આનંદકી, સબ ધર્મ ગુન ભક્ત;
સબેં પ્રેમ સૌંદર્યસબ. સબની પ્રાન મન મત. ૪૫

કરવા ધાર્યું. સ્વરૂપાત્મક શબ્દબ્રહ્મ (વેદ) ની પાસે જઇ બ્રહ્માજીએ પૂછ્યું કે જે આનંદ જગતમાં પ્રકટ થયો છે તેનો મર્મ મને આપ સમજાવો.

૪૨. ત્યારે વેદે બ્રહ્માજી પ્રત્યે કહ્યું કે મને પણ તે આનંદસ્વરૂપ બ્રહ્મ બહુ જ અગમ્ય છે તેથી એ આનંદના મૂળની મને પણ ગમ્ય નથી.

૪૩. તેથી એ આનંદના મૂળરૂપ બ્રહ્મને સર્વ કોઇ નમન કરો. એ સ્વરૂપને તે જાણી શકે છે, જેને તે બ્રહ્મ કૃપા કરીને જણાવે તે જાણે.

૪૪. અમે તો આનંદવૃક્ષને ફરનારાં ડાળા પાંદડાં જેવા છીએ, અમે પણ એ આનંદબ્રહ્મના મૂળ સ્વરૂપની વાતને જાણતા નથી.

૪૫. સર્વનું મૂળ એ આનંદ બ્રહ્મ છે, અને તે આનંદ સ્વરૂપ બ્રહ્મના જ ગુણ ધર્મ ભગવદ્‌ભક્તને વિષે હોય છે. (આવે છે), કે જેણે કરીને તે પ્રેમી ભક્ત સ્નેહસૌંદર્યથી સર્વના પ્રાણને મનની વૃત્તિને હરી લે છે એવો પરમ પ્રેમરૂપ તે આનંદ છે.

સબ મંગલ સામર્થ્ય સબ, હમ તુમ અરુ સંસાર;
યહૂ જાનતહૂ સબનિકો, જીવન ધન આધાર. ૪૬
યહ બેદકો બચન સુનિ, સબહીકે મન ભાયે;
શિવ બ્રહ્મા સબ દેવ મિલિ, કીયે દંડવત આયે. ૪૭
શાસ્ત્ર કહ્યો શ્રુતિયન લહ્યો, કહ્યો પુરાનન બેદ;
અક્ષરાતીત ત્રિગુનપર, પુરુષોત્તમ નિઃસંદેહ. ૪૮
સોઈ શ્રીકૃષ્ણ પરાત્પર, પૂર્ણબ્રહ્મ પરમાત્મ,
તિનકે અંશ સબ જગત હેં, વહ વ્યાપક સર્વાત્મ. ૪૯

---

૪૬. સર્વ પ્રકારનુ મંગલ, અને તમામ પ્રકારનું સામર્થ્ય, અને અમે તમે તથા સમગ્ર જગત્ એ સર્વેને માટે એવું જાણીએ છીએ કે તે સર્વના જીવનરૂપ સર્વસ્વધનરૂપ સર્વના આધારરૂપ છે.

૪૭. એ પ્રમાણે વેદનું વચન સાંભળી સર્વના મનમાં એ ભાવ્યું. શિવજી બ્રહ્મા અને દેવતાઓએ મળીને તે આનંદસ્વરૂપ બ્રહ્મને દંડવત્ પ્રણામ કર્યા.

૪૮. શાસ્ત્રોમાં જે આનંદસ્વરૂપ બ્રહ્મનું વર્ણન કરેલું છે, જેને શ્રુતિઓએ જાણેલા છે, વળી જેનું વર્ણન પુરાણોમાં અને વેદમાં છે તે બ્રહ્મ અગણિતાનંદ ( પૂર્ણ પરમાનંદ ), યજુર્વેદના તૈત્તિરીયોપનિષદમાં કહેલું છે તે પરમાનંદ, અક્ષરથી અને ત્રણે ગુણથી પર જેને શ્રીપુરુષોત્તમ નામે કરીને વર્ણવેલા છે તે.

૪૯. નિઃસંશય તે જ અગણિતાનંદ શ્રીકૃષ્ણ પરાત્પર પૂર્ણ બ્રહ્મ પરમાત્મા છે ને તેના અંશરૂપ સર્વ જગત્ છે ને તે જ

હૈ જગમેં ખલુ સબતેં પરે, કહે નેતિનેતિ નિગમ;
સોઇ બ્રહ્મ રસાત્મક કૃષ્ણ શ્રીપુરુષોત્તમ, ૫૦

વેદાતીત કાલાતીત, સર્વાતીત બ્રજચંદ,
વહિ મૂલ પરમાનંદ અન્ય સબ ગનિતાનંદ. ૫૧

---

સર્વત્ર વ્યાપક સર્વાત્મા છે. ભગવદ્ગીતામાં અર્જુન પ્રત્યે શ્રીકૃષ્ણ-પરમાત્માએ કહેલું છે કે 'હું એકઅંશેકરીને સમગ્રજગતમાં સ્થિત છું.'

૫૦. એ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તે સર્વથી પણ પર છે વેદ જેને ન ઇતિ ન ઇતિ કહી તે બ્રહ્મની અગાધતા કહે છે. તે જ બ્રહ્મ રસરૂપ રસમય રસાત્મક શ્રીકૃષ્ણ પુરુષોત્તમ છે.

૫૧ વેદ (શબ્દબ્રહ્મ)થી પર એથ માટે વેદાતીત, તેમજ તે કાળના પણ કાલ, વળી તે અક્ષર ત્રિગુણ, માયા આદિ સર્વથી અતીત હોવાથી સર્વાતીત કહેવાય છે. તે પરબ્રહ્મ બ્રજચંદ (વ્રજના ચંદ્રમારૂપ) શ્રીકૃષ્ણ છે ને તે જ મૂળ પરમાનંદ અગણિતાનંદ= પૂર્ણાનંદ છે, કારણ કે તે સિવાયના બાકી સર્વમાં તો ગણિતાનંદ રહેલો છે, અર્થાત અમુક એમ માપ કરી શકાય તેટલો આનંદ છે. એ આનંદની ગણત્રી પૃથ્વીઉપરના મનુષ્યલોકના આનંદથી આરંભીને તે અક્ષરબ્રહ્મ પર્યંતની તૈત્તિરીય ઉપનિષદમાં એક-એકથી ક્રમે ક્રમે ,૧૦૦—૧૦૦ સો સો ગણો અધિકાધિક વર્ણવી આખરે નિરવધિ પરમાનંદ તે મૂળ સ્વયંબ્રહ્મમાટે કહેલો છે, જેથી તે માપમાં મુકી ન શકાય એવો અપાર આનંદ તે બ્રહ્મ-સ્વરૂપનો છે.

પ્રકૃતિ પુરુષ તેં પરહૂ પરે, બેદ કહત હૈં નિત;
જાકી ઇચ્છાતેં હુએ, અગનિત ખંડ અમિત. ૫૨
પાલન ઉત્પત્તિ હરન, નારાયનતેં હોય,
એહુ રૂપ ઇક કૃષ્ણકો, જાનેં બિરલા કોય. ૫૩

## अथ मध्वाचार्यमतप्रकरणप्रारंभः।

### दुहा

મધ્વાચાર્યજુ કહત હૈં, બ્રહ્મ દ્વૈત હૈં રૂપ;
બ્રહ્મ સ્વામી જિય દાસ સમ, આદિ અનાદિ જૂપ. ૫૪

---

૫૨. વિશ્વ પ્રકૃતિ ( માયા ) અને પ્રધાન પુરુષ લોકવેદપ્રસિદ્ધ પુરુષથી પણ ઉત્તમ પુરુષોત્તમ છે, જેને વેદ નિત્ય કહીને વર્ણવે છે અને જેની ઇચ્છામાત્રથી અગણિત કોટિ બ્રહ્માંડ ઉત્પન્ન થયાં છે આ વિષયમાં શ્રુતિની ઉપપત્તિ છે.

૫૩. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનું કાર્ય તે પરાત્પર પુરુષોત્તમથી પ્રકટ થયલું નારાયણનું સ્વરૂપ છે, તે કરે છે તે નારાયણસ્વરૂપ પણ તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું જ છે એમ કોઇ વિરલા જ્ઞાની ભક્ત જાણે છે.

૫૪. શ્રીમધ્વાચાર્યજીનો સિદ્ધાંત સ્ફુટ દ્વૈત છે. એટલે બ્રહ્મ અદ્વૈત નથી પણ દ્વૈત ( જૂપ=અથવા ૨ બે ) છે. બ્રહ્મ છે તે સ્વામી છે, અને જીવો માત્ર તેના દાસ છે એમ આદિ અનાદિથી છે.

ઈશ્વર દાસ ન હોય કબુ, દાસ ન ઈશ્વર હોય;
યાતેં ઉભય અનાદિ હૈ, એક કહો મતિ કોય. ૫૫

બ્રહ્મ સોઇ શ્રીકૃષ્ણ હૈં, પુરુષ પ્રકૃતિ કે મૂલ;
જુગજુગ અતિ અવતાર ધરિ, હરત ભક્ત ઉર મૂલ. ૫૬

સુની બાતે યહ મધ્વકી, શુદ્ધાદ્વૈતાચાર્ય;
બોલે બચન બિબેકસોં, સમુઝ ન મન અવધાર. ૫૭

તુમ જુ કહત હો બ્રહ્મ હૈં, દ્વૈત સુબેદબિરુદ્ધ;
બ્રહ્મ દ્વૈત કબુ હૈં નહિ, નિત્યાદ્વૈત સુશુદ્ધ. ૫૮

---

૫૫. ઇશ્વર કદિ પણ દાસપણુ ધારણ કરી શકતા નથી, અને દાસ છે તે ઈશ્વર–સ્વામીપણુ ધારણ કરી શકતા નથી, એમ દર્શાવી એ કારણથી સ્વામિસેવકભાવને અનાદિ કહી સ્વામિસેવકને એકત્વરૂપે ન કહેવાનું સમર્થન કરે છે,

૫૬. તે બ્રહ્મ તે શ્રીકૃષ્ણ જ અને તે જ પ્રકૃતિ અને પુરુષના મૂલ ( પુરુષોત્તમ ) છે. અને તે જ યુગેયુગે અવતાર ધારણ કરીને ભક્તના હૃદયની સર્વ પીડાને મટાડે છે.

૫૭–૫૮. મધ્વાચાર્યના મતની વાર્તા સાંભળી ગ્રંથકાર શ્રી શુદ્ધાદ્વૈત આચાર્યના સંપ્રદાયના હિમાયતી થઇ વિવેકની રીતે કહે છે કે, આપની સમજુતી મનમાં ઠરી શકે તેમ નથી. કારણ કે તમે તો કહો છો કે, બ્રહ્મ દ્વૈત છે. પરંતુ સ્વયં પ્રમાણરૂપ વેદ તો સ્પષ્ટ અદ્વૈત ( એક જ ) કહે છે. માટે દ્વૈત બ્રહ્મ કહેવા એ તો વેદવચનથી વિરુદ્ધ જાય છે માટે તે પ્રમાણપૂર્વક કેમ કહેવાય ?

ઉપાસનાકી રીત હિત, અંશ આપકો જીવ;
પ્રકટ કિયો નિજરૂપતેં અંશી અંશ-અભીવ. ૫૯
અંશી અંશકો મૂલ હે, યહ બિધિ જાનિ બિબેક,
અંશરૂપહૂ આપહેં, તાસોં કહિયે એક. ૬૦
ઇહાં સમઝ અતિસૂક્ષ્મ હેં, ચૂકત ગોતા ખાય;
સૂક્ષ્મદષ્ટિ સોચે નહિ, સો શંકર મિલિ જાય. ૬૧

કદિ પણ બ્રહ્મ દ્વૈત હોય નહિ, કેમકે તે નિત્ય અદ્વૈત અને તે સારી રીતે શુદ્ધ છે, માટે અદ્વૈત બ્રહ્મનો સિદ્ધાંત ત્યજીને દ્વૈત બ્રહ્મ કહેશો તો એ પક્ષ વેદમંમત નહિ ગણાય.

૫૯. બ્રહ્મની ઉપાસનાની રીતના કારણથી આપનો અંશરૂપ જીવ પોતાનાં સ્વરૂપમાંથી પ્રભુએ પ્રકટ કરેલો છે, ભગદ્ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે કે સર્વ જીવો અનાદિકાળથી પ્રકટ થયા ત્યારથી તે મારો અંશાંશસ્વરૂપ છે.

૬૦. અંશી પરમાત્મા તે અંશરૂપ જીવોનું મૂળ છે. એવી રીતે પરમાત્મા સાથે જીવાત્માનો વિવેક રાખી અંશરૂપે પણ તે પરમાત્મા છે માટે તેને બ્રહ્મથી પૃથગ્ (જુદા) ન કહેતાં બ્રહ્મરૂપ જ કહો. દ્રષ્ટાંતમા જેમકે—અગ્નિ મૂળ છે ને તેમાંથી અનેક તણખા રૂપ ચીણગારીઓ જુદી નીકળે છે, તથાપિ તે સર્વ અગ્નિરૂપ જ કહેવાય. તણખા કાંઇ તે મૂળ અગ્નિથી ન્યારા નથી. જે જેમાંથી ઉત્પન્ન થાય તે તેનું જ રૂપ કહેવાય.

૬૧. અહીંઆં સમજણ બહુ સૂક્ષ્મ છે. જો આ મર્મ ચૂકી જવાય તો જરૂર ગોથાં ખવાય. સૂક્ષ્મદષ્ટિથી શુદ્ધ અદ્વૈત બ્રહ્મનો સિદ્ધાંત વિચારે નહિ તો તે શંકરના કેવલાદ્વૈતમાં મળી જાય.

કૃષ્ણ ઉપાસક મધ્વ હેં, ભક્તિ કે અનુસાર,
બ્રહ્મસુરૂપ અગમ્ય હી, પાવે નહિ કો પાર. ૬૨

॥ इति मध्वसंप्रदायप्रकरणं सम्पूर्णम् ॥

## अथ निम्बादित्यमतप्रकरणप्रारंभः

दुहा.

નિંબાર્ક યોં કહત હે, બ્રહ્મ સુ દ્વૈતાદ્વૈત;
બ્રહ્મજીવકી એકતા, ભાષત ઉપજે ભીત. ૬૩
જીવ બ્રહ્મમેં મિલિ રહ્યો, અલગ કિયેતેં હોય;
કબુ ભીતર કબુ અલગ, યહ સંશય મિટે ન કોય. ૬૪
ઉપાસનાકી રીત સોં, બ્રહ્મ સ્વામી જિય દાસ,

---

૬૨. શ્રીમધ્વાચાર્યજીની ભક્તિ (વૈષ્ણવ) સંપ્રદાયમાં મુખ્ય ઉપાસ્ય શ્રીકૃષ્ણની છે, અને તે ભાવભક્તિને અનુસરીને છે. એ બ્રહ્મનું રૂપ અગમ્ય છે અને તેનો કોઇ પાર પામી શકે તેવું નથી.

૬૩. શ્રીનિમ્બાર્કાચાર્યનું કહેવું એવું છે કે, બ્રહ્મ દ્વૈત પણ છે અને અદ્વૈત પણ છે. અર્થાત્ એક પક્ષે ન રહેતાં બે પક્ષ દ્વૈત અને અદ્વૈત બન્ને પક્ષનો સિદ્ધાંત કહે છે. વળી જીવ અને બ્રહ્મ બન્નેની એકતા કહેતાં ભય ઉપજે છે.

૬૪. કહે છે કે જીવ બ્રહ્મમાં મળી રહેલો હતો, તેને અલગ (જુદો) કર્યાથી તે જુદો થયો છે. વળી કોઇ સમયે તે બ્રહ્મની અંદર અને કોઇ સમયે બ્રહ્મથી પૃથક્ (જુદો) છે, એ સંશયનું નિવારણ થઇ શકતું નથી.

બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ હેં, લીલા જગત્પ્રકાશ. ૬૫

કબહૂ સંકેલન કરે, કબહૂ પ્રકટ કરી દેત;
તાતેં કછુ કહત ન બને બ્રહ્મરૂપ કો હેત." ૬૬

સંશયકી યહ બાત સુની, શુદ્ધાદ્વૈતી જુ ભાખી;
છાંડિ ભર્મ સબ ચિત્તકો, શુદ્ધાદ્વૈત હિ રાખી. ૬૭

આચાર્યન સંજ્ઞાનમેં, નિંબાર્ક હેંહી નાંહિ;
ભાષ્ય કિયો ઇનહેં નહીં, યાતેં ભજની માંહિ. ૬૮

---

૬૫ બ્રહ્મની ઉપાસનાની રીતથી બ્રહ્મને સ્વામી, અને જીવોનો દાસ કહી તે બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણની એ સંપ્રદાયમાં ઉપાસના છે અને તે બ્રહ્મની લીલા જગતમાં પ્રકાશ કરી રહેલી છે.

૬૬, કોઇ વખતે તે બ્રહ્મ એ લીલાને સંકેલી લે છે અને કોઇ સમયે પ્રકટ (આવિર્ભાવ) કરે છે. તેથી કશું નિશ્ચયાત્મકપણે કહેવુ સંભવતુ નથી કે બ્રહ્મના રૂપનો હેતુ શો છે?

૬૭. આ પ્રમાણે સંદેહપણાની વાત સાંભળી ગ્રંથકાર શુદ્ધાદ્વૈતબ્રહ્મનો સિદ્ધાંત ગ્રહણ કરી, તે રીતે જ્ઞાન ધરાવી ઉપાસના કરો અને ચિત્તમાં જે ભર્મ (ભ્રમ=સંદેહ) છે તે ટાળો એમ કહે છે

૬૮. આચાર્યકોટિની સંજ્ઞામાં શ્રીનિમ્બાર્કાચાર્ય કહેવાતા નથી. તેનુ કારણ એવુ છે કે, તેમણે વેદાંતસૂત્રરૂપ (વ્યાસસૂત્ર) ઉપર ભાષ્ય કરેલું નથી અને સૂત્રનું ભાષ્ય કર્યા વગર આચાર્ય-કોટિમા ન ગણાય માટે તે "ભજની"ની ગણનામાં કહેવાય છે. નિંબાર્કનું ભાષ્ય હાલમા છપાઇને બાહાર આવેલું છે, કદાચ કવિશ્રીને તેની માહીતી નહિ હોય.

આચાર્ય સુ ચારો ભયે બ્રાહ્મન કુલ અવતાર;
ભક્તિપંથ વિસ્તારહિત અંશી અંશ નિર્ધાર. ૬૯

શ્રીવલ્લભ આચાર્ય અરુ, સુત શ્રીવિઠ્ઠલરાય;
એ દુહું પૂરન બ્રહ્મ શ્રીકૃષ્ણ નિગમ ગુન ગાય. ૭૦

સુનો પુરાતન બાત ઇક, બિષ્ણુસ્વામીકી જેહ;
નિગમાગમ શ્રુતિ સ્મૃતિ સકલ, પુરાન પાઢી તેહ. ૭૧

મત અનુસાર પુરાનમેં, ઇશ્વિર કહે અનેક;
ચિત્ત ચિંતા ઉત્પન્ન ભઈ, નિશ્ચય ભયો ન એક. ૭૨

તાતેં કિયો ઉપાય ઇક, સાજ ભોગ સબ આન;
યાકે ભોગી નહીં દિખે, સપ્તમ દિન તજ પ્રાન. ૭૩

---

૬૯. એ પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાયના ચારે મુખ્ય આચાર્યોએ બ્રાહ્મણના કુળમાં અવતાર ધારણ કર્યો. ભગવદ્‌ભક્તિમાર્ગનો વિસ્તાર કરવાને માટે અંશી અંશની ઉપાસનાનો પણ નિર્ધાર કર્યો

૭૦. શ્રીવલ્લભાચાર્ય અને તેમના પુત્ર શ્રીવિઠ્ઠલેશાચાર્ય એ બન્ને પૂર્ણ બ્રહ્મ શ્રીકૃષ્ણ કે જેનું વેદમાં ગુણગાન કરેલુ છે, તેમના અવતારરૂપ છે. આ વિષયમાં પદ્મપુરાણે તથા બ્રહ્માંડપુરાણે ઇત્યાદિ અનેક ગ્રંથોમાં અનેક પ્રમાણો છે.

૭૧–૭૪. શ્રીવિષ્ણુસ્વરૂપના સાક્ષાત્કાર (પ્રત્યક્ષ) દર્શન થયાનો સાર છે. વિશેષ વિસ્તારરૂપ આખ્યાયિકા શ્રીવિષ્ણુસ્વામીની પરિચર્યામાં છે–શ્રીવિષ્ણુસ્વામીએ કેવી પરિચર્યા કર્યાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થયો તેનું વર્ણન છે.

સપ્તમ દિન દરસન દિયે, પૂરન બ્રહ્મ શ્રીકૃષ્ણ;
તબહી ઉપાસન દઢ ભયો, પૂજી સબ મન તૃષ્ણ. ૭૪
તાકે અધિપતિ ભયે, શ્રીવલ્લભ પૂરનકામ,
દૈવી સબ સેવક કિયે, દાન ઉભય દે નામ. ૭૫
સૃષ્ટિ ચાર પ્રકારકી, ભગવદકી જગ જાન;
દૈવી પ્રવાહી આસુરી, દૈવી દ્વિવિધ પ્રમાન. ૭૬
મર્યાદા અરુ પુષ્ટસો મિલે, આસુરી જાય;
અનુકંપા ઉત્પન્ન ભઈ, તાહિત પ્રકટે આય. ૭૭
પુષ્ટિ સૃષ્ટિ કે જીવ સબ, શ્રીવલ્લભકે દાસ;

---

૭૫. એ શ્રીવિષ્ણુસ્વામિસંપ્રદાયના શ્રીમદ્‌વલ્લભાચાર્યજી માલીક થયા તથા આચાર્યપદ ધારણ કરી દૈવી જીવોને શરણ લઇ શરણાગતિપૂર્વક અષ્ટાક્ષર, પંચાક્ષર એ ઉભય મન્ત્રનું દાન દીધું.

૭૬. સૃષ્ટિ ૪ પ્રકારની શ્રી ભગવાને પ્રકટ કરેલી છે. ભગવદ્‌ગીતામા શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રત્યે માત્ર ૨ બે પ્રકારની ૮/ આ સૃષ્ટિ હોવાનુ કહેલુ છે. અહી ૪ પ્રકાર છે. તેમાં મુખ્ય ત્રણ છેઃ દૈવી. પ્રવાહી, આસુરી. પહેલી દૈવી સૃષ્ટિ કહી તેના પેટાના ૨ બે પ્રકાર છે. (૩) મર્યાદા–વચનદ્વારાએ પ્રગટ કરી તે. (૪) પુષ્ટિ–પોતાના શ્રીઅંગથી ઉત્પન્ન કરી તે.

૭૭. મર્યાદાસૃષ્ટિ અને પુષ્ટિસૃષ્ટિ તે પણ આસુરી સંપત્તિવાળી પ્રવાહસૃષ્ટિમા ભળવા ( મળવા ) લાગ્યાથી શ્રીભગવાને કૃપા કરી તેમને આસુરી સૃષ્ટિથી અલગ કરવાને સારુ તેમના હિતાર્થે શ્રીમહાપ્રભુ પ્રગટ થયા.

અસુરનતેં ન્યારે કિયે, પૂરી સબ મન આસ. ૭૮
સેવા કરી સિખાઈ સબ, શ્રુતિ ગોપીનકી રીત;
પૂરન બ્રહ્મ શ્રીકૃષ્ણસોં, તન મન ધન દે પ્રીત. ૭૯
પિતા સરીખો પુત્ર નહિં, કહા રંક કહા ભૂપ;
પૈં શ્રીબલ્લભકે બંસમેં, સબહી બલ્લભરૂપ. ૮૦
શુદ્ધાદ્વૈતાચાર્ય અરુ, માયાવાદી વાદ;
કછુક કહૂં બિસ્તાર કરી સુનતહીં ઉપજે સ્વાદ. ૮૧

---

૭૮. પુષ્ટિસૃષ્ટિના દૈવી જીવો સર્વ શ્રીવલ્લભાચાર્યજીને શરણે ગયા તેમને શ્રીવલ્લભાચાર્યજીએ આસુરી સંપત્તિથી ન્યારા કરી તેમના સર્વ મનોરથો પૂર્ણ કર્યા.

૭૯. એ પુષ્ટિસૃષ્ટિના જીવોએ શ્રીપુરુષોત્તમની સેવા કેની રીતે કરવી તેની રીત પોતે સેવામાર્ગ પ્રગટ કરી દેખાડી. શ્રુતિરૂપા શ્રી ગોપીજનનો અપૂર્વ ગાઢ સ્નેહરગ તને મને અને ધને કરીને શ્રી કૃષ્ણ પરમાત્મા ઉપર જેવો હતો તેવી નિષ્કામ પ્રેમભક્તિ તે પૂર્ણ બ્રહ્મ ઉપર રાખવાનું શીખવ્યું.

૮૦. જગતમાં સામાન્ય રીત એવી હોય છે કે, પિતાના જેવો પુત્ર સર્વ રીતે હોઇ શકતો નથી—પછી ગમે તો તે રાંક હોય કે રાજા હોય. પરંતુ શ્રીવલ્લભાચાર્યના વંશમા તો સર્વે શ્રીવલ્લભદેવના રૂપવત્ છે. કેમકે શ્રીમદ્‌વિટ્ઠલેશાચાર્યજીએ શ્રીમદાચાર્યજીના સર્વોત્તમસ્તોત્રમા લખ્યું છે કે પોતાના વંશને વિષે પોતાનું સર્વ માહાત્મ્ય સ્થાપન કરેલું છે.

૮૧. હવે શુદ્ધાદ્વૈતસંપ્રદાયના આચાર્ય અને માયાવાદીના

માયાવાદી કહત હેં, મિથ્યા સબ સંસાર;
જન્મ મરન ક્યોં હોત હે? માયા કે અનુસાર. ૮૨
માયા મિથ્યા હે સદા, તાકી કૃતિ સબ જગત;
બ્રહ્મ કહત તુમ જાહિકોં, સો શ્રુતિ કહે અવ્યક્ત. ૮૩
બરન નહીં કછુ બ્રહ્મ કો; નહીં કછુ આકાર;
તાકોં તુમ ક્યોં કહત હો? પુરુષોત્તમ સાકાર? ૮૪
યહ સુનિ બોલે આપ, શ્રીબલ્લભ બચ ગંભીર;
શ્રુતિ સ્મૃતિ બેદ પુરાનમત, આગલ સુ નિર્ધારી. ૮૫

---

વાળુ વર્ણન કંઇક વિસ્તાર કરીને કહું છું કે જે સાભળવાથી સ્વાદ (રસ) ઉપજશે.

૮૨. માયાવાદી કહે છે કે એક બ્રહ્મ જ સત્ય છે અને જગત્ તો મિથ્યા છે. જન્મમરણ કેમ થાય છે? તો માયાથી થાય છે.

૮૩. હમેશા માયા એ મિથ્યા ખોટો પદાર્થ છે અને તે કારણેએ માયાની કૃતિથી થયેલુ સર્વ જગત્ તે પણ મિથ્યા છે. અને તમે જેને બ્રહ્મ કહો છો તેને શ્રુતિ અવ્યક્ત કરીને વર્ણવે છે

૮૪. તે બ્રહ્મનો કોઇ વર્ણ કે આકાર નથી, છતા તેને સાકાર તરીકે કેમ સ્થાપન કરો છો? શ્રુતિ કહે છે કે તેને ચરણ-હાથ-કે નેત્ર કે કાંઇ પણ વર્ણ નથી.

૮૫. એવુ સાંભળીને શ્રીવલ્લભાચાર્યજીએ ગંભીર વચનથી કહ્યુ કે-અમે કહીએ છીએ તે મત શ્રુતિ સ્મૃતિ પુરાણ શાસ્ત્રથી નિશ્ચયપૂર્વક છે. તમે જે કહો છો કે જગત્ સર્વ મિથ્યા છે તે વગર

તૂં જુ કહત મિથ્યા સકલ, બિનુ સમુઝનકી બાત;
બ્રહ્મ નિત્ય સાકાર હેં, શુદ્ધ જગત બિખ્યાત. ૮૬

બ્રહ્મ નિત્ય હેં નિત્ય સબ, અક્ષર માયા તત્ત્વ,
માયા ગુન સબ જગત હેં, જાનિ લેહુ સબ સત્ત્વ. ૮૭

માયાવાદી કહત તબ રજ્જુ સર્પ દૃષ્ટાંત;
ગિરિ તમ રજ્જુ દેખિકે હોત સર્પકી ભ્રાંત ? ૮૮

સર્વ સત્ય કછુ હેં નહીં, ભ્રાંતિસૂં ભય માનિ,
એસેં મિથ્યા જગત સબ; માયા સો બ્રહ્મ જાનિ. ૮૯

---

સમજની વાત છે, કેમકે બ્રહ્મ નિત્ય છે ને તે દિવ્ય સાકાર છે. અને તે જ બ્રહ્મનુ કાર્ય જગત્ હોવાથી છે જગત્ પણ શુદ્ધ સાકાર છે એ વાત પ્રસિદ્ધ છે.

૮૭. બ્રહ્મ જેવી રીતે નિત્ય છે તેવી જ રીતે સર્વ અક્ષરાત્મક જગત્ પણ નિત્ય છે એમ વિષ્ણુપુરાણે કહેલુ છે, વળી તત્ત્વ સદા અક્ષય રહે છે. અક્ષરમાંથી માયાતત્ત્વ પ્રગટ થયુ છે માટે તે બ્રહ્મના ગુણ પણ જગત્મા સત્ત્વરૂપે સર્વ સત્ય છે. પરબ્રહ્મની અનત શક્તિઓ પૈકીની અવિદ્યા (માયા) શક્તિ તે પણ સત્ય છે.

૮૮, માયાવાદી કહે છે કે–જેવી રીતે દોરડી પડી હોય તો અંધારામા તે દોરડીને જોઇને સાપરૂપ ભયની ભ્રાંતિ થાય છે.

૮૯. પરંતુ ત્યાં કાંઇ સાચો સાપ હોતો નથી તથાપિ ભ્રાંતિ થયાથી ભય ( ડર ) લાગે છે એવી જ રીતે જગત પણ સર્વ માયાથી ભ્રાંતિરૂપે સાચું લાગે છે બાકી ખરેખર વાસ્તવિક રીતે તો સર્વ જગત મિથ્યા જ છે.

यह सुनि शुद्धाद्वैत के, आचार्यजु कही बानि;
आगम श्रुति स्मृति सकल, नित्य ब्रह्म बखानि. ९०
ओर एक दृष्टांत सुनि , श्रीभागवतकी बानि,
नृसिंह प्रकट जडस्तंभते, दढ प्रह्लाद हिं जानि. ९१
जेवरितम भ्रम यहु, अरु सर्परूप हु ब्रह्म;
सर्प आदि जो हें नहि, तो कयों उपज्यो भ्रम ? ९२

---

९०. એવું સાંભળી શુદ્ધાદ્વૈતાચાર્યજીએ કહ્યું કે, આગળ શાસ્ત્ર અને શ્રુતિ સ્મૃતિ સર્વે જગત બ્રહ્મસ્વરૂપ હોવાનું કથન કરે છે. બ્રહ્મમાં જગતનો આવિર્ભાવ તિરોભાવ થાય છે વળી શ્રુતિ આનંદરૂપ બ્રહ્મને અપ્રાકૃત કર ( હાથ ) ચરણ, મુખારવિંદ અને ઉદરાદિ હોવાનું સ્પષ્ટ કહે છે, તેથી પ્રભુ અપ્રાકૃત ( દિવ્ય ) આકાર મૂર્તિમાન્ છે. માત્ર પ્રાકૃત આકારનો નિષેધ કરે છે. બ્રહ્મનાં સાકારરૂપનું પ્રતિપાદન વેદનાં પુરુષસૂક્તે પ્રસિદ્ધ રીતે કરેલુ છે. શ્રુતિ કહે છે કે—તે બ્રહ્મ પ્રાકૃત હાથ વગર પણ ગ્રહણ કરી શકે છે. અને પ્રાકૃત ચરણ નહીં છતા ચાલી શકે છે અને પ્રાકૃત ચક્ષુ નહીં છતાં સર્વત્ર જોઇ શકે છે.

૯૧. વળી એક દષ્ટાંત શ્રીમદ્‌ભાગવત સપ્તમસ્કંધનું છે. શ્રીનૃસિંહ ભગવદવતાર જડ થાંભલામાંથી પ્રકટ થઇ પ્રહલાદજી ભક્તની દઢ પ્રતીતિ સાકાર સગુણ બ્રહ્મ સ્વરૂપની હતી તે શ્રદ્ધાને પ્રભુએ અચળ કરી હતી.

૯૨. રજ્જુસર્પના દષ્ટાંતના ભ્રમનો ઉત્તર કહે છે કે તમના સંયોગથી ભ્રમ થયો કે દોરડી છતાં સાપ મનાયો. એમ તમે કહો છો. પરંતુ મૂળે વસ્તુતઃ સત્યરૂપ સર્પ જો હતો તે સાચી વસ્તુ પૂર્વે

જ્ઞાનાજ્ઞાન રુ કર્મ ફ્લ, સુખ દુઃખ પુણ્ય રુ પાપ;
કર્તા ભોક્તા દંડદા લીલાહિત બ્રહ્મ આપ ૯૩
સર્પ ભ્રાંતિભય ભાજ ગિરિ, લગે ચોટ ચલિ ટ્હોઉ,
સો જૂઠ્ઠા કે સત્ય હૈં? કહો બાત હમસોઉ. ૯૪
સ્વપ્નાંતર સ્રીસંગતે, વીર્ય સ્ખલિત વ્હે જાય,
સો જૂઠો કૈસેં લહે? સમુઝિ લેહુ યહ ન્યાય. ૯૫

---

જોઇ હતી અથવા શ્રવણ કરી હતી, ને સર્પદંશથી મૃત્યુ થાય છે એવુ જ્ઞાન સાચી શક્તિના પ્રભાવનુ હતુ તો જ તેના જેવી આકૃતિરૂપ દોરડી જોઇને સાચાની ભ્રાતિ થઇ, પરતુ જો મૂળે વસ્તુતઃ સત્ય વસ્તુરૂપ સર્પ જ જો ન હોત તો તેનો ભ્રમ કદિ પણ ન ઉપજત માટે ભ્રમ પણ સત્ય વસ્તુનો જ થાય

૯૩. જ્ઞાન, અજ્ઞાન અને કર્મફળ—સુખ, દુખ, પુણ્ય અને પાપ તથા કર્તા ભોક્તા અને દડરૂપ શિક્ષાના કર્તા એવી સર્વ લીના બ્રહ્મ પોતે જ કરે છે

૯૪. દોરડીને વિષે સર્પ હોવાની જુઠ્ઠી ભ્રાતિ રાખી સાચો સર્પ હોવાથી તે સાપના ભયે કરીને નાસતા પડી જવાથી વાગે અને તેથી લોહી (રુધિર) નીકળે છે એ જુઠુ છે કે સત્ય છે?

૯૫ સ્વપ્નાંતરમા સ્રીસંગ થાય છે, ત્યારે તે પુરુષની સમીપમા કે ગગર્માં સ્રી હોતી નથી, છતા પણ તેવા સ્વપ્નસયોગમા પણ વીર્ય સ્ખલિત થઇ જાય છે તે શુ જુઠુ હોય છે? એને કોઇ પણ જુઠુ નહિ જ કહે એ જ રીતે જણાશે કે ભ્રમ પણ સત્ય વસ્તુનો જ થઇ શકે અસત્ય વસ્તુનો કદિ પણ ભ્રમ થાય જ નહિ

ઇત્યાદિક બહુબચનતેં, સમુઝાયો સિદ્ધાંત;
કારન જાકો નિત્ય સો, કાર્ય હુ નિત્યાભ્રાંત. ૯૬

વર્ણ અવર્ણહુ શ્રુતિ કહે, બ્રહ્મ દિવ્ય શુદ્ધ સાકાર;
નિરાકાર ઇત્યાદિ મો ખોજત યે બ્રહ્મ અપાર. ૯૭

મૂલ બ્રહ્મ શ્રીકૃષ્ણકો ધામ સુ અક્ષર બ્રહ્મ;
પૂર્ણાનંદ શ્રીકૃષ્ણ ઇક પ્રકૃતિ પુરુષ કે મર્મ. ૯૮

---

૯૬. ઇત્યાદિક અનેક વચનોથી સિદ્ધાંત સમજાવ્યો કે, જેનું કારણ નિત્ય છે. તેનું કાર્ય પણ નિત્ય અને અભ્રાંત જ હોય છે.

૯૭. શ્રુતિઓ બ્રહ્મના સ્વરૂપ વિષે વર્ણ અને અવર્ણ બન્ને રીતે કહે છે, એ ઉભય શ્રુતિઓ જો કે જૂદે જૂદે ઠેકાણે લખેલી છે, તથાપિ તે ઉભયનો સત્યાર્થ નિર્ણય સમજવા માટે એ ઉભય શ્રુતિઓના વચનોને જાણે એકમેકની જોડે જ લખ્યા હોય તેવી રીતે બન્ને શ્રુતિઓને સાથે ગણીને અર્થ કરવામાં આવે તો સ્પષ્ટ સિદ્ધાંત જણાઇ આવે છે કે–નિરાકારપરત્વની શ્રુતિનો આશય બ્રહ્મની આકારતાપરત્વે છે તથા પ્રાકૃત આકારમાત્રનો નિષેધ કરે છે, અને સાકારપરત્વની શ્રુતિઓનો આશય બ્રહ્મનુ રૂપ અપ્રાકૃત=દિવ્ય સાકાર હોવાનુ કહે છે. અર્થાત્ બ્રહ્મને કોઇ પણ આકારના તો કહેવા જ પડશે. અર્થાત્ બ્રહ્મ સાકાર છે એમ તો નિશ્ચય જણાય છે.

૯૮. મૂલ બ્રહ્મ શ્રીકૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ છે અને ભગવદ્ગીતામાં અક્ષરબ્રહ્મયોગ નામના અધ્યાયમા શ્રીકૃષ્ણપરમાત્માએ અર્જુન પ્રત્યે કહેલુ છે. પૂર્વે કહી ચૂક્યા છીએ કે–અક્ષર બ્રહ્મ પર્યંત તો ગણિતાનંદ છે અને અગણિતાનંદ તો એક શ્રીકૃષ્ણ જ છે અને તે સ્વયબ્રહ્મના જ પુરુષ પ્રકૃતિ આદિ સ્વરૂપો છે.

અક્ષર નારાયન પ્રકૃતિ દૈવી ત્રિગુનમય જગત.
ગણિતાનંદમયાદિ સબ પૂર્ણાનંદ પ્રિય ભકત. ૯૯
નિગમાગમ શ્રુતિ સ્મૃતિ સકલ, પુરાન ગીતા સાર;
સેવા હરિ ગુરુ ભકત રતિ નિશદિન નામોચ્ચાર.
જ્યોં અકાર સબ બરનમેં, ત્યોં હરિ સબ જગ જાન;
ભલો ચાહિ સબકો સદા જ્યો પોખત નિજ પ્રાન. ૧૦૦
ભકિત હૈ ભગવંતકી, દશધા જાની પ્રકાર;
શ્રવણુ રુ કીર્તન સ્મરણુ પદસેવન અર્ચન સાર. ૧૦૧

---

૯૯. અક્ષર તે નારાયણની દૈવી પ્રકૃતિ અને તે ત્રિગુણમય જગતમાં છે. અક્ષર પર્યંતનો સર્વ ગણિતાનંદ છે અને પૂર્ણાનંદ તો શ્રીહરિ જ છે માટે તેમના ભક્તજનોને તે પૂર્ણાનંદ (પરમાનંદ) જ પ્રિય હોય એ સ્વાભાવિક છે.

૧૦૦. જેવી રીતે સર્વ વર્ણ (અક્ષર) માં "અ" કાર રહેલો હોય છે તેમજ "અકાર"રૂપ શ્રીહરિ સમગ્ર જગતને વિષે વ્યાપકપણે બિરાજે છે.

૧૦૧ થી ૧૦૪ સુધી. શ્રીભગવાનની ભક્તિ દશ પ્રકારની છે. ભક્તિનું નામ. ભક્તિ કરનારનું નામ.

૧. શ્રવણ. (પરીક્ષિત) ૨. કીર્તન. (શુકદેવજી) ૩. સ્મરણ. (પ્રહલાદ) ૪. ચરણસેવન. રમા-(લક્ષ્મીજી) ૫. અર્ચન-પૂજન. (પૃથુરાજા) ૬. વંદન. (અક્રૂર) ૭. દાસ્ય. (હનુમાનજી) ૮. સખ્ય-મિત્રતા. (અર્જુન) ૯. આત્મનિવેદન. (બલિરાજા) ૧૦. પ્રેમલક્ષણા અથવા પરાભક્તિ. (વ્રજભક્ત).

વંદન દાસ્ય રુ સખ્યતા, આત્મનિવેદન આદિ,
નવધાકો ફલ જાનિયે પ્રેમલક્ષણાસ્વાદ. ૧૦૨

પરીક્ષત શુક પ્રહલાદ અરુ રમા પૃથુ અક્રૂર;
હનૂમાન અર્જુન બલિ ભજનનકે ભરપૂર. ૧૦૩

ઓર હુ નવધા ભક્તિકે પુષ્ટ ભક્ત લે જાનિ,
સુબોધિની નિજ ગ્રંથમેં વલ્લભ કહે બખાનિ. ૧૦૪

યહબિધ દશધા ભક્તિ કરી, પુરુષોત્તમ પ્રિય હોય;
લીલા નિત્ય નિકુંજમેં, વિલસત નિસદિન સોય. ૧૦૫

સત્ય બાત ખંડે નહીં, ધર્મવંતકી રીત;
ખંડે ખંડન હોય નિજ, હારે બાજી ઝીત. ૧૦૬

---

૧૦૫. એ પ્રમાણે દશવિધા ભક્તિ કરે, તે શ્રીપુરુષોત્તમની પ્રસન્નતા મેળવનારો પ્રિય ભક્ત થાય છે. અને શ્રીભગવાનની અખંડ લીલા નિકુન્જસ્થાનમાં પ્રભુ સાથે અખંડ અલૌકિકરસાસ્વાદરૂપ વિલાસ કરે છે.

૧૦૬. ધર્મવંત પુરુષની એ રીત છે કે, જે વાત સત્ય છે તેનું કદિ પણ ખંડન ન કરે. કારણ કે સત્ય ધર્મનું ખંડન કરવા જતાં તો સત્ય ધર્મ તો ખંડિત નહીં જ થાય. પરંતુ ઉલટું ખંડન કરનારનું જ ખંડન થશે. તે કોની પેઠે કે–દૃષ્ટાંતમાં જેમ જે બાજીમાં ઝીત મેળવી પાકી સોગઠી થયલી હોય છતાં તેને ઝાંડી કરી બહાર કાઢે તો તે સોગઠી જરૂર ગમે ત્યાં પણ માર ખાય તેમ.

હરિ ગુરુ હરિજન દ્રોહી, દ્વિજ સોઈ અધર્મી ભૂપ;
સંગ સકલ પરિકર લિયે, પરે નરક કે કૂપ. ૧૦૭
બિદ્યા સાધન ઉંચ કુલ, રાજ્ય દેહ ધન પાય;
જ્હેં મદાંધ ખડે ધરમ, પાપરૂપ વ્હે જાય. ૧૦૮
પરસ્ત્રીગમની અમલી ખલ, ચોર ઘાતી કેરી સંગ;
અંતે નરક કે કુંડ પરિ, રોગી વ્હે સબ અંગ. ૧૦૯
સબ સુખદાયક હરિભજન, બિનુ શ્રમ હરિ સમ હોય;
ચલ્યો જાય બૈકુંઠમેં, પલા ન પકરે કોય. ૧૧૦

---

૧૦૭. હવે અધર્મીનો શિરોમણિ કોણ તે વિષે કહે છે કે—જે શ્રીહરિ શ્રીસદ્ગુરુ કે ભગવદ્ભક્ત કે દ્વિજ (બ્રાહ્મણ) તેનો દ્રોહ કરે તે દ્રોહી પુરુષને મહાન્ અધર્મી જાણવો અને તે અધર્મી પોતાના સર્વસંગી પરિકરને લેઇને અધોગતિરૂપ નરકકૂપમાં પડે છે.

૧૦૮. જે મદથી આંધળા જેવા બનીને સત્ય ધર્મનું ખંડન કરે છે તો તેની સર્વ કૃતિ પાપરૂપ થઇ જાય છે.

૧૦૯. અસત્ પુરુષનો સંગ ન કરવો તે સારૂં તેવા જનોનાં લક્ષણ કહે છે કે—(૧) જે પરસ્ત્રી સાથે ગમન કરતો હોય, (૨) જે અફીણાદિ દુર્વ્યસનવાળો હોય, [૩] ખળ હોય, [૪] ચોર હોય, [૫] ઘાતક (હત્યા કરનાર) હોય, આ સર્વનો અસત્સંગ જાણવો અને અંતે નરકકુંડની યાતનામાં પડી પછી તે અસહ્ય કષ્ટ ભોગવ્યા પછી જ્યાં જન્મે ત્યાં તે સર્વ અંગે રોગિષ્ઠ રહે છે.

૧૧૦. સર્વ પ્રકારના સુખને આપવાવાળું શ્રીહરિનું ભજન (સેવન) છે. અને એમ કરવાથી વગર શ્રમે તે શ્રીહરિની સમાન પૂજ્યપણાને પ્રાપ્ત થાય છે, તે નિર્વિઘ્ને ભગવત્લોકમાં જાય છે, તેને કોઇ પણ વિઘ્ન કરવાને સમર્થ નથી.

બ્રહ્મહત્યાંદિક અધી, તીનકો સંગી કોય;
પાપ કિયે બિન તાહુકોં, સબ પાતક ફલ હોય. ૧૧૧
કઠિન સુકૃતિ બની ગર્વ હુઈ, ન બની સતત સંતાપ;
શ્રેય બરદ બલ પ્રતીત નહીં, ગ્રહુ અશકય કર આપ. ૧૧૨
સબ બિધિ સમસી એકસી ન બસ્તુ ઓર જગ કોય;
વેસેં ઇક હરિરાધિકા, નામ માત્ર હેં દોય. ૧૧૩
હેં કલ્યાન હરિ નામ જ્યોં, જ્યોં પાસા પોબાર;
પેં પરિ હેં કે દાઓમેં, સો કાહુ ન નિરધાર. ૧૧૪

---

૧૧૧. બ્રહ્મહત્યાદિ કરનાર પાપિષ્ટ જન હોય તેનો સંગ કરે તો તે અસત્ (દુષ્ટ) જનના દુઃસંગે કરીને વગર પાપ કરે પણ સંગ કરનારો પાતકરૂપ ફળને પ્રાપ્ત થાય છે.

૧૧૨. કઠણ સુકૃતિ કરવાથી ગર્વ ઉત્પન્ન થાય છે, અને સત્કર્મ ન થાય તો નિરંતર સંતાપ રહે છે. શ્રેયસ્કર બરદ ઉપર વિશ્વાસ ન હોય, ત્યારે પ્રભુ અશક્ય શરણાંગત જન જાણીને તેનો હાથ ઝાલે છે.

૨૧૩. સર્વ પ્રકારે બરોબર તેવી સદા એક સરખી વસ્તુ જગતમાં બીજી કોઇ પણ નથી. તેવા સદા સર્વદા એકરસ શરણાંગતજનને નિભાવનાર શ્રીરાધાપુરુષોત્તમ છે. શ્રીરાધા અને કૃષ્ણ એમ બે નામ તો કહેવા પૂરતાં જ છે બાકી વસ્તુતઃ કરીને ઉભય એકાત્મસ્વરૂપ જ છે.

૧૧૪. શ્રીહરિનું નામ કલ્યાણકારી છે એ નિશ્ચય છે. જેમ કે—ચોપાટની રમતમાં પાસા હોય છે તે પાસામાં પોબારરૂપનો પાસો હોય પણ છે જ, પરંતુ તે પોબારનો પાસો ક્યારે કિયા દાવ વખતે.

સ્મરણુ નિવેદન નિરંતર, રાખિ ભાખિ હરિનામ;
તહુ ચિન્તા ચિત્ત બસિ રહે, તબ ઇચ્છા ઘનસ્યામ.૧૧૫
જયહાં લગ આસા દાસ તૂ, વહાં લગ જગકો દાસ,
તુ આસા દાસી કરે, જગ બસ બિન પ્રયાસ. ૧૧૬
સંપ્રદાયકો સાર યહ પઢે સુને સહ પ્રેમ,
માર્ગ રહસ્ય જાને અરુ મન બાંછિત ફલ ક્ષેમ. ૧૧૭

---

પડશે એ અગાઉથી નિશ્ચય પણ કહી શકાય નહીં. પરતુ પાસા નાખતો રહે તો શ્રીહરિનું નામ સ્મરણુ સદા કરતો રહે તો, પોબારવાળા પાસાની માફક શ્રીહરિ પોતાના નામસ્મરણુના પ્રભાવનું બિરદ જાણી તે સ્મરણ કરનારનું શ્રેય કરશે જ.

૧૧૫. સર્વાત્મનિવેદન બ્રહ્મનો સબંધ કરતી વખતે કરેલું છે તે નિવેદનમંત્રનું તથા અષ્ટાક્ષરશરણુમહામંત્રનું સચોટ ભાવથી નિરંતર સ્મરણુ રાખીને શ્રીહરિનું નામ સ્મરણ કરવુ. જો સર્વાત્મ-નિવેદનનું અખંડ અનુસંધાન રહે તો કદિ પણ ચિંતા થવાનો પ્રસંગ જ ન આવે. સાચુ સમર્પણુ કર્યાં છતાં આવા પ્રસંગે જો કદાચ ચિત્તમાં ચિંતા વસી રહે તો શ્રીહરિની ઇચ્છા જાણવી.

૧૧૬. જ્યાં સુધી આશા હોય ત્યાં સુધી તે તૃષ્ણાવંત જન તે આશાનો દાસ છે જ્યાં લગી જગતની પરવારૂપી તૃષ્ણા હોય ત્યાં લગી તે તેના દાસ છે. માટે જો આશારૂપી દાસીનો ત્યાગ કરે તો જગત વગર પ્રયાસે તારે આધીન થશે.

૧૧૭. સંપ્રદાયોના તત્ત્વસારરૂપ આ ગ્રંથ હોવાથી એનું

શ્રીબલ્લભજી કરુનાબલ ગ્રંથ સમ્પ્રદાય સાર;
સેવ્ય શ્રી મદનમોહન હે, દયારામ ઉદ્ગાર. ૧૧૮
જ્ઞાતિ વિપ્ર નાગર ભટ, હરિ હરિજન પદ આસ,
લિખ્યો ગ્રંથ પ્રેરક કરિ, બ્રજ બ્રજભૂખનદાસ. ૧૧૯

---

નામાભિધાન "સંપ્રદાયસાર" એવુ કહેલુ છે. આ ગ્રંથને જે કોઇ પ્રેમ રાખીને ભણે (વાંચે) અથવા સાંભળે તો તેને સંપ્રદાયનું રહસ્ય સમજાય અને તેને મનવાંછિત ફલની પ્રાપ્તિ ઉપરાંત કલ્યાણ થાય.

૧૧૮. ગ્રંથકાર પોતાના સદ્ગુરુ શ્રીમદ્ગોસ્વામી શ્રીવલ્લભલાલજીમહારાજની કરુણાદૃષ્ટિરૂપી બળે કરીને આ "સંપ્રદાયસાર" નામક ગ્રંથ રચાયાનું કહે છે. અને પોતાના સેવ્ય પુરુષોત્તમ શ્રીકૃષ્ણપરમાત્મા શ્રીમદનમોહનજી પ્રભુ પોતાને હૃદયના હારરૂપ પ્રિય હોવાનું પણ દર્શાવે છે.

૧૧૯. ગ્રંથકાર કવિવર્યે પોતાની જ્ઞાતિ સાઠોદરા નાગર ગૃહસ્થની અને ભટ્ટની અવટંક (અટક) જણાવી, આ ગ્રંથમાં શ્રીહરિ અને હરિભક્ત જનના પદની પ્રાપ્તિ થવાની અભિલાષા દર્શાવી છે. વળી ગ્રંથની રચનાને વિષે પોતાની અહંકૃતિ (હું કર્તા પણું) ન ગણતાં જે પ્રમાણે શ્રીહરિએ બુદ્ધિ પ્રેરી તે પ્રમાણે રચના થયાનું પણ કથન કર્યું છે. આ ગ્રન્થના લહીઆ (લેખક) વ્રજવાસ કરી રહેલા ભગવદીય વ્રજભૂષણદાસ છે. છેવટે "લખિનંગ વૈષ્ણવ વલ્લભી વ્રજભૂષણ નાગર બ્રાહ્મણ ગુજરાતી" લખ્યા છે, એ છેવટનું લખાણ અને કડી ૧૧૯ ની સંગતિ કરતાં જણાય છે કે

પઢે પઢાવે ગ્રંથ યહ, સુને સુનાવે જોય,
સાર સંપ્રદાય સકલકો લહિ હરિજન દ્રઢ હોય. ૧૨૦



---

ગુજરાત પ્રાંતના ડભોઇ ગામના રહીશ (ભક્ત કવિવર્યની સ્વજ્ઞાતિ અને ગામના રહેનાર) ત્રવાડી રણછોડભાઇ રાજારામ જે શ્રી કાંકરોલી સ્વસ્થાનની ગાદી શાખાના આચાર્ય શ્રીમદ્ગોસ્વામિ શ્રીવ્રજભૂષણજીમહારાજના સેવક તેમણે પોતાનું પ્રકટ નામ ન લખતાં પોતાના શ્રીમત્સદ્ગુરુ શ્રીવ્રજભૂષણજી મહારાજના દાસપણાનો સંબંધ દર્શાવીને પોતાનું પ્રકટ નામ પરોક્ષ રીતે સૌને વાંચક સૂચવ્યું છે.

૧૨૦. આ ગ્રંથ એવા હેતુથી લખી રાખ્યો છે કે, એનું પાન પાઠન કરે કે કરાવે (પોતે સ્વતઃ વાંચે કે અન્ય જે સાંભળે યા બીજાને શ્રવણ કરાવે) તો તેણે કરીને સંપ્રદાયનો સાર સમજાય.

# अजामिलोपाख्यान

---

શ્રીગુરુપદપંકજ પ્રથમ પ્રણામું જી,
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ અંઘ્રિ શિર નામુંજી,
શ્રીનંદકુંવરનું ધરૂં ધ્યાનજી જે મહામંગલ રૂપ નિધાનજી.

ઢાળ.

મંગલરૂપ નિધાન હરિ, અઘ દુખના હરનાર,
સ્મરણ કરતાં માત્રમાં કરે સેવક જનની સાર. ૩
એવા શ્રીગુરુ ગોવિંદ મુજ હૃદયમાં પૂરો રે વાસ,
ગાઉં ગુણ નિત્ય આપના, એવી સુમતિ કીજે પ્રકાશ ૪
મેધા દો મહારાજ તો કહું, અજામિલાખ્યાન,
કારણ તેનું એહ જેમાં, તત્ત્વનામ માહાત્મ્યનું ગાન. ૫
શ્રીમદ્ભાગવત ષષ્ઠ સ્કન્ધે ગાઈ ગાથા એહ,
ત્રણ અધ્યાય આદના, પદબંધ ભાખુ તેહ. ૬

---

૧ પદપંકજ ચરણ મલ અંઘ્રિ–ચરણ. નિધાન સ્થાન ૫ મેધા–બુદ્ધિ. ૬ ગાથા–ઈતિહાસ.

છેલ્લો અધ્યાય છવીસમો, પંચમ સ્કંધનો જેહ,
તેમાં યાતના વર્ણવી, અઠાવીસ નરકની છે તેહ. ૭
સૂત પૌરાણિક કહે કથા, સુણો શૌનકાદિક મુનિ જન,
સુણી વચન શુકદેવનાં, ભય પામીઓ રાજન. ૮
પાણિ જોડી કહે પરીક્ષિત, શુકજી પ્રત્યે વચન,
સ્વામી સુણી વૃત્તાન્ત નરકનું, ભય પામે મુજ મન, ૯
જન્મ દિનથી આજ લગી મેં કર્યું ચક્ર વૈરાજ,
ત્યાં પાપનું શું પુછવું ? કર્યાં હશે કુત્સિત કાજ. ૧૦
કહો કોણ ઉપાય થકી, પ્રભુ દોષ સર્વ જાય ?
કદાપિ કો કાળ પણ, યમયાતના નવ થાય. ૧૧
સુણી વચન પરીક્ષિતનાં શુકદેવ બોલ્યા વાણી;
પ્રાયશ્ચિત્ત સહુ પાપનાં કહ્યાં છે મન નૃપ જાણી, ૧૨
જેવા ગુરુ લઘુ દોષ તેવા લખ્યા તેના ઉપાય,
ધર્મશાસ્ત્ર પ્રમાણ આચરણ, કરેથી અઘ જાય. ૧૩
યોગ યજ્ઞ ને તીર્થ તપ વ્રત, કર્મ કષ્ટ જ્ઞાન,
દાન વેદાદિક અધ્યયન, ધર્મ નેમ ને ધ્યાન. ૧૪
ઈત્યાદિક સાધન સાધે ટળે કીધાં પાપ,
ભૂપ પરીક્ષા માટે મુનિઓ, દીધો એહ જવાબ. ૧૫

---

૯. પાણિ–હાથ. ૧૦ ચક્રવૈરાજ–ચક્રવર્તી રાજ્ય. કુત્સિત–ખરાબ ૧૧ યમયાતના–નરકદુઃખ. ૧૨ મનુરાજાએ બધાં પ્રાયશ્ચિત્ત કહ્યાં છે તું જાણી લે. ૧૩. ગુરુલઘુ–મોટા નાના. અઘ–પાપ. ૧૫ ભૂપ–રાજા.

વૈયાસિકીનાં વચન સુણી એવું ભાખ્યું ભૂપ વચન,
એહ ઉપાય થકી મુનિ નવ માન્યું મારૂં મન, ૧૬
ઉત્તર આપે કર્યો તેમાં ઉપજે સંદેહ,
પ્રકટ કહો વિસ્તારે સ્વામી, શ્રવણ કીજે તેહ. ૧૭
કર્યાં પ્રાયશ્ચિત્ત કરે થકી, થાય કિલ્બિષ ફોક,
વળી બુદ્ધિને વશ થઈ, કલિમલ, કરે છે સહુ લોક.૧૮
વળી પાતક વળી પ્રાયશ્ચિત, તે તણો કયાં પાર?
કુંજર કેરા સ્નાન સરખો ઉપજે એહ પ્રકાર. ૧૯
મૂલ મહિમા રહે ને, જેમ છેદન કરિએ વૃક્ષ,
તેમાંથી પુનઃ પ્રકટ થાય, જુવો વિટપ પ્રત્યક્ષ ૨૦
વાસના જડ જ્યહાં લગી ત્યાં લગી શાખા કર્મ,
લિંગદેહ તો રહે એવો, એમાં કોઇ નથી ધર્મ. ૨૧
અતિકઠિન અષ્ટાંગ તે પણ, કરે ધારણ કોણ?
પવન રોધે પ્રયત્ને તો, કરે પલાયન પ્રાણ. ૨૨
મખ વિષે માને ન મન, જેમાં પશુની ઘાત;
દ્રવ્ય પાંખે ના બને, અનુકૂળ નહિ એ વાત. ૨૩

---

૧૬ વૈયાસિકી–વ્યાસપુત્ર શ્રીશુકમુનિ. ૧૮ કિલ્બિષ–પાપ. ૧૯ કુંજર હાથીનાં સ્નાન જેવો, નહાઇને તે જેમ ધૂળ ઉરાડે છે તેવો. ૨૦ વિટપ–ઝાડ. ૨૧ જડ–મૂળ, લિંગદેહ–સૂક્ષ્મદેહ. ૨૨. પવન રોકવા જાય તો પ્રાણ પલાયન કરી જાય ૨૩. મખ–યજ્ઞ.

દેશ કાલને મંત્રાદિક, અનુકૂળ સર્વ પ્રકાર,
ઊણો હોય કાંઈ ઉપસ્કર તો, નિષ્ફળ થાય નિર્ધાર. ૨૪
તપ તીર્થમાં જોઈએ તન બળ તે વિના ના હોય,
થાય કદાચિત ભ્રષ્ટતા, તો કમાયું ધન ખોય. ૨૫
દાન કરતાં દામ જોઈએ, જોઈએ પાત્ર સુપાત્ર,
જાય દાન કુપાત્ર કર તો, વૃથા જાય કૃતિ માત્ર. ૨૬
ધર્મ નેમ વિષે રહ્યો ભય રહેવું અસિ ધાર,
ધ્યાન પણ દૃઢ ચિત્ત વિના, નવ બને એ નિરધાર. ૨૭
દેહાધ્યાસ ટળે મળે; જ્ઞાન ન ગોઠે ચિત્ત.
પોતે પરમેશ્વરપણું ગણી, ભજે નહિ ભગવત્ત ૨૮
વ્રતાદિક દેહી દમન કરતાં, ઘટે વપુ ને વીર્ય,
શાંત પામે શ્રદ્ધા તેથી જાય શુચિતા ધૈર્ય. ૨૯
વેદ ગાયત્રી કર્મનો વિપ્રને છે અધિકાર,
શુદ્રાદિકને ઘટિત નહિ, તેનો તે કેમ ઉદ્ધાર ? ૩૦
દીન દુર્બળ અદૃઢ કામી, ક્ષુધાળુ હોય અત્ય,
આળસુ અશુચિ અધમ જડ કૃપણની કેમ ગત્ય ? ૩૧
કદાપિ મહાકષ્ટથી કોઇ, સફળ સાધન થાય,
તો પણ તે થકી કંઇ, નવ પુરુષોત્તમ પમાય. ૩૨

---

૨૪. ઉપસ્કર—સાધન ૫ તનબળ—શરીરબળ. ૨૭. અસિ-તલવારની ધાર, ૨૮. દેહજ આત્મા છે એવો અભ્યાસ. ૨૯. દેહી-આત્માને. શુચિતા—પવિત્રતા, ૩૧. અદૃઢ—મજબૂત મનનો નહિ તે. અશુચિ—અપવિત્ર.

પ્રાચીનબર્હિંષ નૃપે અગણિત યજ્ઞ કીધા સત્ય,
તે ઘટો ઉલટ થયો ભય નારદે કીધી ગત્ય. ૩૩
દાની નૃગનૃપ સરીખો તેને, થવું પડ્યું કૃકલાસ,
વળી મખ માટે જનક દક્ષ ને, વસિષ્ઠનો થયો નાશ. ૩૩
કર્મ થકી બંધાયો જીવ તે કર્મે કેમ મુકાય ?
પંકે લેપ્યું અંગ તે કહો, પંકે કેમ ધોવાય ! ૩૪
કહ્યાં પૂર્વે કર્મ તેથી, વાસના નવ વામે,
વાસના જીત્યા વિના વળી, પાપ પ્રગટજ પામે. ૩૫
એવું પ્રાયશ્ચિત્ત બતાવો, સહુ દોષ સમૂળા જાય.
નાશ પામે વાસના, ફરી પાપ મતિ નવ થાય. ૩૬
તેના તેજ ઉપાયથી, કલ્યાણ અંતે હોય,
કોઇ કાળે પણ પડે નહીં દષ્ટે યમ ચર કોય. ૩૭
વિના દાને વિના તપસ્યા વિના યજ્ઞ તે તીર્થ,
વિના યોગે વિના ધ્યાને શ્રમ વિના થાય અર્થ. ૩૮
ઇન્દ્રિયો જીત્યા વિના; વણ કરે શાસ્ત્રાભ્યાસ.
કોણ રીતે થાય કહો મુનિ અભય હરિપદ વાસ, ૩૯

વલણ.

અભય પદ અણ આયાસે કેમ મળે પુછયું ભુપ રે ?
તેનો ઉત્તર આપશે શુકદેવ સમર્થ રૂપ રે,

કડવું પહેલું સમાપ્ત.

---

૩૪ કાદવથી ખરડાયલું શરીર કાદવથી કેમ ધોવાય ! ૩૫ વામે—તજે નહિ. ૩૭ યમચર—યમના નોકર.

## કડવું બીજું.

### રાગ રામગ્રી.

વળતાં બોલ્યાં તે શુકજી વચનજી, પ્રશ્ન ભલું પુછ્યું રાજનજી,
પૂર્વે બતાવ્યાં અમો સાધનજી, તે તો જોવા તારૂં મનજી,

ઢાળ ( ચાલ લાંબી, )

મન તારૂં મેં જોયુ રાજા, સાધનમાં નવ લોભ્યું,
સભય સર્વ જાણીને નિર્ભય પદ પુછ્યું તે શોભ્યું. ૧
તેં પૂછી નૃપ સહજે અભય કલ્યાણ થવાની રીત;
તે પણ છે તુજને કહું ભૂપતિ, સાંભળ રાખી પ્રીત. ૨
મુખ્ય ઉપાય તો એહજ છે નિજ મન સાથે કરવો વિચાર
આ બંધન આ મોક્ષનું કારણ આ અસાર આ સાર. ૩
એમ વિમાસે તારતમ્ય ભક્તિ રૂડી ભાસે.
પરમ પદાર્થ માહાત્મ્ય અપરિમિત, નામે અમંગળ નહાસે. ૪
સર્વે અંગ સહ ભક્તિ કરે ભદ્ર, થાય ત્યાં આશ્ચર્ય શાનું !
ભક્તિતણું એક અંગ અખિલ, સુખ આપે બળ નહિ નહાનું ૫

---

૧ સભય—ભય ભરેલું. ૪ તારતમ્ય—વિલક્ષણતા. અપરિમિત માપ વિનાનું. ૫. ભદ્ર—કલ્યાણ. અખિલ—બધુ.

નિર્લેયદા નવ અંગ અનુપમ, શ્રવણાદિક છે જેહ;
બીજું કીર્તન અંગ તેનું બળ, કાંઈ એક કહું ધરી સ્નેહ. ૬
એકવાર શ્રીકૃષ્ણ નામ કોઈ પ્રાણી વદન અલાપે,
તો તેને સ્વપ્ને પણ યમચર, કદા ન દર્શન આપે. ૭
યદ્વાતદ્વા નામ નામ નારાયણ, જે કોઈ કરે ઉચ્ચાર,
તો પણ સહેજે સદ્ય શ્રેય પામે, ભય વામે નિર્ધાર.
વ્યાસનંદનનાં વચન સુણી એમ, પરીક્ષિત રાજા પૂછે,
કહો કયા મુને તે વિસ્તારી, એવું કયહું થયું છે ? ૯
વળતા શ્રી શુકદેવ વદે સુણ, પરીક્ષિત પુણ્ય પવિત્ર,
પૂર્વ તણી ઈતિહાસકથા છે, તે તુજને કહું ચરિત્ર. ૧૦
વિંધ્યાચળની તળેટી વિષે મુનિ અગત્ય કેરો વાસ,
તે નિત્ય શાલિગ્રામ સેવતા, કથા કહે એ પ્રકાશ. ૧૧
શ્રવણ કરે તે ગાથા આવી, સમીપ બેસે જેહ,
હું પણ એક સમે હતો ત્યહાં, શ્રવણ કરી કહું તેહ. ૧૨
કાન્યકુબ્જ અભિધાન દેશવિષે, રહેતો બ્રાહ્મણ એક,
કુકર્મથી નામ પાડયું અજામિલ આદિ અતિશય વિવેક; ૧૩
જ્ઞાની હતો ગુણવાન ઘણો, નિજ ધર્મ વિષે સાવધાન,
સુશીલ દક્ષ દયાળુ તપસ્વી, પવિત્ર વિદ્યાવાન, ૧૪

---

૬ નિર્ભયદા—નિડરપણું આપનારી, નવ અનુપમ અંગો છે. શ્રવણ વગેરે. ૭ વદન અલાપે—મુખેથી કહે. ૮. યદ્વતદ્વા—જેમતેમ
સદ્યશ્રેય—તત્કાળ કલ્યાણ. ૯ વ્યાસનંદન—વ્યાસપુત્ર શુકદેવજી
૧૩ અભિધાન—નામનો આદિ—પહેલીરું દગીમાં.

ધ્યાની નેમી ધીરજવાન, સંતોષી ને ઘણો શાન્ત,
ક્ષમાવંત મૃદુ હૃદય મધુરૂં ભાષણ કરી અભ્રાન્ત. ૧૫
મહામહત્કુળ કેરી કન્યા, સુશીલ રૂપનિધાન,
પાણિગ્રહણ કીધું હતું તેનું, ઘરમાં હતું ધન ધાન ૧૬
માતપિતાનું વચન પાળતો, કરતો ગુરુની સેવા.
પૂજ્ય અભ્યાગત ગોદ્વિજ અર્ચન, કરતો સર્વે દેવા, ૧૭
પિતા વચનથી સમિધ લેવા, દ્વિજ જતો હતો તે વનમાં.
અમલ અંતર હતું એનું, વિકાર નહોતો કાંઇ મનમાં. ૧૮
એવો સાધુ શુદ્ધ હતો તેને દુષ્ટ સંગે દુઃખ થાશે,
દયો કહે તે માટે ડરજો કમાયું ધન એળે જાશે. ૧૯
ભવિષ્ય વાત તદપિ કેમ ભૂલે ? થાવું લખ્યું એને ભ્રષ્ટ,
માટે માર્ગે જતાં એક શૂદ્રીશૂદ્ર કીડા કરતાં પડીઆં દૃષ્ટ. ૨૦
વસ્ત્રગ્રંથિ કટિ મુકત થએલી ને; નાથને બાથ ભરેલા,
કામિની કંઠે ધાર્યો ભુજ પુરુષે ચંદન લેપ કરેલો ૨૧
મદ્યપાને મહામત્ત થયેલાં, બીજો કામ અંધકાર,
ત્રીજું તિમિર શિર જાત નહીં પછી, ત્યાં શો વિવેક વિચાર?૨૨
એવી વિકલ પતિ સહિત, પુંશ્ચલી પ્રત્યક્ષ દષ્ટે દીઠી,
ત્યાર થકી અજામિલને ફેર વિષયવાસના પેઠી ૨૩

---

૧૫ મૃદુ—કોમળ, અભ્રાન્ત-ભ્રાંતિ વિનાનો ૧૯ સમિધા—અગ્નિમાં હોમવા માટે વનસ્પતિ, ૨૩ પુંશ્ચલી—વ્યભિચારિણી.

સમિધ પુષ્પ કુશ આદિ ઉપસ્કર, લાવ્યો પણ મહાકષ્ટે.
ત્યારથી વિકળ થયું ચિત્ત એનું, દુષ્ટ પડયાં પેલાં દષ્ટે. ૨૪
મંદિરમાં સામગ્રી સોંપીને. એકાન્ત જઇને બેઠો.
વિરહ વિકળ થયો ભ્રષ્ટ થયું મન, પ્રાણ પુંશ્ચલીમાં પેઠો. ૨૫
જ્ઞાન વૈરાગ્ય વિવેકવડે ચિત્ત, રોકયું બહુ પ્રકારે.
તો પણ મન વશ ના રહ્યું થયું લંપટ મહાબળ મારે. ૨૬
મોટા મોટા મુનિવરને ભમાવે. એવો કામ બળવંત;
તે આગળ એનું શું ગજું ? કેમ ડગે નહીં કહો ચિંત. ૨૭

વલણ,

ચિત્ત ચંચળ થયું મળવા પુંશ્ચલી તનુ સંગરે.
અન્ય કાંઇ સૂજે નહિં, એથી વધ્યો અંગ અનંગ રે. ૨૮

કડવું ૩ જું સમાપ્ત,



કડવું ૯ જું,

રાગ-મેવાડો. ચાલ ચોપાઇની.

શુકજી કહે સાંભળ રે રાય, દુષ્ટ સંગનો જુઓ મહિમાય. ૧
પછી નીપની જે કંઇ વાત, તે તુજને કહું સુણ સાક્ષાત. ૨

---

૨૪ ઉપસ્કર—હોમ માટેની વસ્તુઓ.

અજામિલ લઇ કાંઇ દામ, પછી ગયો તે સ્રીને ધામ, ૩
સ્નેહ કર્યો દ્રવ્ય આપ્યું હોય, ભ્રષ્ટ થયા પછી તેની સાથ, ૪
દિવસે દિવસે વાધી પ્રીત, વ્યભિચારીની છે એ રીત. ૫
કોટિ પ્રકારે છુટે નહિ, જાર આસક્તિ વાધી જહીં. ૬
પ્રતિદિન ગુણકા માગે ધન, આપ્યું હતું તે થયો નિર્ધન, ૭
ઘરનું દ્રવ્ય ખુટયું આપતાં લજ્જા ના ધારી તસ્કર થતાં, ૮
લાવે ધન ચોરીને જેહ, ગુણકાને આપે સહુ તેહ. ૯
પછી રહી નહી એ છાની વાત, જાણી સહુ જગ થઈ વિખ્યાત ૧૦
ન્યાતજાતથી અળગો કર્યો માતપિતાદિક કર નવ ધર્યો. ૧૧
સ્વજનમાત્રને આવ્યું ઝેર, પછી રહ્યો જઇ યુવતિ ઘેર, ૧૨
ધન માટે શ્રમ બહુવિધ કરે, પાપતણો ભય અણું નવ ધરે. ૧૩
જાયે દ્યૂત રમવાને ઠામ, ત્યાંથી પણ કંઇ લાવે દામ, ૧૪
કરે મજુરી મહેનત બહુ, લાજ ત્યજી ત્યાહાં ઘટતું સહુ. ૧૫
લાવ પૈસો કોઇ પ્રકાર પોષે પોતાનો પરિવાર. ૧૬
પુત્ર પ્રકટ નવ કીધા ત્યાંહિ, ખાનપાન સહુ તેના માંહે. ૧૭
વટલ્યો વિકળ થયો અતિ ઘણું શું કહું દુષ્ટપણું તે તણું? ૧૮
જનની જનક પામ્યાં પરિતાપ, લીધો પરણી સ્રીનો શાપ. ૧૯
ભ્રષ્ટ કરી બ્રાહ્મણ નિજ દેહ શૌચાદિક કૃતિ કીધી એહ. ૨૦
નીચ નારને હસ્તે જમ્યો, તેની સાથે (એ) રંગે રમ્યો. ૨૧
સદા રહ્યો બાંધી ઘર સૂત્ર, તેને પેટ પ્રગટયો થઇ પુત્ર. ૨૨
પાપ વરણતાં ન આવે પાર, કેવળ પાતકનો અવતાર. ૨૩

શુકજી કહે સાંભળરે રાય, પુરાણાન્તર એક ઇહાં કથાય. ૨
અજામિલ દ્વિજનો અવતાર, તેનું ચિન્હ કહે ત્રણ તાર. ૨
કરણી તો કુત્સિત અતિ ઘણી પણ વિશાળ હતું આગણું, ૨૬
સ્વચ્છ ચારુ એનો ચોતરો, ત્યહાં એક તુળશી ક્યારો ખરો. ૨
તીર્થવાસી સાધુ કોઇ હતા, ત્યહાં આવ્યા સ્થલ શોધતા. ૨
ચેષ્ટા કરવા સહુ પુર જને, મોકલ્યા અજામિલ ભુવને. ૨૯
રાત્રિ માત્ર કરવા વિશ્રામ, આવી ઉતર્યા તેણે ઠામ. ૩૦
સુંદર સ્થળ દીઠું હરિજન. તુલસીજી જોઈ માન્યું મન. ૩૧
બેઠા સહુ કીધાં આસન, રામ કૃષ્ણ મુખ વદે વચન. ૩૨
દીઠો સાધુ જનનો વાસ; અજામિલ ત્યહાં આવ્યો પાસ. ૩૩
પુછ્યું પ્રભુ ક્યાંથી આવીયા ? અમો ઉપર બહુ કીધી દયા. ૩૪
સાધુએ કહ્યું નિશ વિશ્રામ, કરવાને આવ્યા આ ઠામ. ૩૫
વાત કરી એમ ઘડી અધ ઘડી, એટલે સ્ત્રી પણ દષ્ટે પડી. ૩૬
પડયા પુત્ર દષ્ટે નવ સહુ, ભગવદી આશ્ચર્ય પામ્યા બહુ. ૩૭
દીસે છે કાંઇ મોટી ખોડ, પતિ પત્ની નથી જાતિ જોડ. ૩૮
અજામિલે પણ કહી સહુ વાત. સુણી સાધુ સમજ્યા સાક્ષાત. ૩૯
સર્વે વિચારે નિજ મન માંહ્ય, આપણ ક્યાંથી આવ્યાં આંહ્ય? ૪૦
ધારૂ એમ હરિ ઇચ્છા હશે પણ એની ગતિ તે કેમ થશે ? ૪૧
જો કાંઇ કરીએ જ્ઞાનોપદેશ, મલિન ચિત્ત નવ લાગે લેશ. ૪૨
તો પણ કરવો કાંઇ પ્રકાર જેથી થાય એનો ઉદ્ધાર. ૪૩
અજામિલને કહે હરિજન. ગર્ભવતી છે તુજ સ્ત્રી જન. ૪૪

પુત્ર પ્રકટ થશે એહને, નારાયણ કહે જે તેહને. ૪૫
અન્ય ધરીશ નહિ તેનું નામ, નારાયણથી થાશે કામ. ૪૬
વાત એટલી સુણીને ત્યાંહે, અજામિલ આવ્યો ઘરમાંહે.૪૭
સંતે પણ કંઇ કીધું સેન, ગોવિંદ ગાતાં વીતી રેન. ૫૮
પ્રાતઃકાલે વૈષ્ણવ તો ગયા, અજામિલને કરીને દયા. ૪૯
નિમિષ માત્ર પણ સાધુ સંગ, અફળ જાય નહિ વચન અભંગ૫૦
અન્ય પુરાણ તણી એ વાત, સંબંધ મળવા કહી સાક્ષાત.૫૧

વલણ.

સંબંધ મળવા કહી કથા સત્સંગનો મહિમાયરે,
સહેજે પણ કરુણા કરે હરિ ભકત અફળ ન જાય રે,

કડવું ત્રીજું સમાપ્ત.

—

કડવું ૪ થું.

રાગ દેશાખ.

શુકદેવજી કહે સુણો રાય, આગળ નીપની તે કહુ કથાય.૧
સ્ત્રીને ઉદર હતો જે ગર્ભ, તે તો પ્રકટ થયો સુત અર્ભ.૨
આપ્યું વચન વૈષ્ણવનું કામ, માટે પાડયું નારાયણ નામ.૩
અજામિલને પુત્ર એ પ્યારો, ક્ષણું માત્ર ના મૂકે ન્યારો. ૪

---

૨. અર્ભ–બાલક

નથી નિગમે કહ્યાં જે કર્મ, તે આચરણ થાય એ અધર્મ. ૪૭
ધર્મવક્તાનું પુછ્યું જે રૂપ, તે તો વેદનારાયણ સ્વરૂપ. ૪૮
અજામિલનાં પુછ્યાં જે પાપ, સાંભળો કહું તેનો જવાબ. ૪૯
હતો પ્રથમ તો પુણ્ય આચરણી, શુભ ધર્મ શકે કોણ વરણી?૫૦
પછી બગડયો શુદ્ર સ્ત્રીની સંગે,દુષ્ટ આચરણ કર્યાં બહુ અંગે.૫૧
મહાદુષ્ટ ધૃષ્ટતા અપાર, નથી પુણ્યનો અંશ લગાર. ૫૨
તેનું સાક્ષી કોણ પુછ્યું જેહ, જણુ બાર પ્રત્યક્ષ તેહ. ૫૩
પૃથ્વી અપ તેજ વાયુ ને વ્યોમ, દિશા દેવ સૂરજ ને સોમ. ૫૪
ગાયત્રીસંધ્યાકાળનિસિ દિવસ, તેતો જાણે એહનાંહિલિખ. ૫૫
ઇત્યાદિક તો પ્રકટે દુષ્ટ દેખે, એમ નાથ જ્ઞાન જ્ઞાને દ્રષ્ટેપેખે.૫૬
પાપી પીડયાનો શો અપરાધ, મિથ્યા શિદ ધરો શિર બાધ? ૫૭
એણે નારાયણ કહ્યું જેહ, એના પુત્રનુ નામ છે એહ. ૫૮
દેખી અમને એને ભય આવ્યો, નારાયણ કહીપુત્ર બોલાવ્યો ૫૯
તમો તે સાંભળીને આવ્યા, વિના જાણે અમને દબાવ્યા. ૬૦
નથી ભાવે લીધું હરિ નામ, તમે છોડાવ્યો એને શે કામ? ૬૧

વલણ.

કામ છોડયાનું કર્યું, એ છે મહાપાપી ભ્રષ્ટ રે,
માટે લઇ એને, ને દેઇશું બહુ કષ્ટ રે. ૧૨

કડવું ચોથું સમાપ્ત.

---

૫૪-૫૫ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, દિશા, સૂર્ય, ચંદ્ર, ગાયત્રી, સંધ્યાકાળ, રાત્રિ, દિન.

## કડવું ૫ મું.

### રાગ સિન્ધુ.

શુકજી કહે સુણ ભૂપતિ, હરિનામ મહિમા અતિ,
સહુ ધર્મ થકી અધિકો ઘણો રે........ ૧
યમચર વાણી સાંભળી, વિષ્ણુદૂત બોલ્યાં વળી,
વર્ણવ્યો યશ હરિ નામ તણો રે. ૨

### ઢાળ.

નામ હરિ મહિમા મહા મોટો, શું જાણો તમો મૂઢ,
મહદમુનિ કવિ કંઈ એક જાણે, એવો છે અતિ ગૂઢ. ૩
તમો કહ્યું એણે પુત્ર ભાવથી, ગ્રહ્યું નારાયણ નામ,
તો પણ સઘળાં પાપ પરજળ્યાં, સુધર્યાં સર્વે કામ. ૪
અક્ષર ચાર નારાયણ જેમ તેમ, પણ મુખે બોલ્યો એહ,
પ્રાયશ્ચિત સકળ કિલ્બિષનું, કીધું નહીં સંદેહ. ૫
હરિ નામે અઘ એક જનમના, ગયે શું આશ્ચર્ય આણો?
એના મહાપાતક કોટિક અવતાર તણાં ગત જાણો. ૬
પૂર્ણ નામ નારાયણનું પાપ હરે સૌ ત્યહાં શું કહેવું?
એક વર્ણ હરિનામ તણો સહુ, દોષ દહે સઘ લહેવું. ૭
ત્યારે યમ ગણ કહે સાધારણ, પાપ નામ હરિ બાળે,
પણ એ મહાપાપીનાં મહા અઘ, મોટાં કેમ પ્રજાળે? ૮ —

નવ સુતમું નહિ જેવો નેહ, દશમાસું થયો તેવો સ્નેહ ૫
લાડ પાલણુ કરે બહુ પ્રીતે રાખે જતન પ્રાણની રીતે ૬
ખાનપાન સ્નાનાદિક સહુ, કરાવે પોતે પ્રીતજ બહુ ૭
તોતળી તોતળી સુતની વાણી, સુણીને ઘણી મન લોભાણી ૮
પામ્યો માયાના સુખમાં હર્ષે એમ વીત્યાં અઠ્ઠાસી વર્ષે ૯
એમ કરતાં આવ્યો અંતકાળ ક્ષણું પણ નવ ભજ્યા ગોપાળ ૧૦
સૂતો મંદ સજ્યાએ જહાં એ યમદૂત આવ્યા ત્રણ ત્યાંએ ૧૧
શ્યામ વર્ણું વપુ વિકરાળ, અજામિલ દીઠા તત્કાળ ૧૨
રકત નેત્ર ભયાનક દંત કેશ ભુખેરા ક્રોધી અત્યન્ત ૧૩
ગ્રહયા ગુરજ દેવા જીવ ત્રાસ, હસ્ત વિષે ધર્યા છે પાશ. ૧૪
તેણે બાંધ્યો અજામિલ તાંણી, દુષ્ટ જાણી રીસબહુઆણી ૧૫
યમદૂતે કરી એવી ગતિ અજામિલ પામ્યો ભય અતિ ૧૬
છુટી ગયુ ત્યહાં મળમૂત્ર દુઃખ દેખી પોકાર્યો સુત્ર ૧૭
ઓ નારાયણુ ઓરો આવ્ય મુને આ ભયથી તું મુકાવ્ય ૧૮
એક પુત્રને કરતાં પોકાર વિષ્ણુદૂત આવ્યા ધાઈ ચાર ૧૯
હાં હાં શબ્દકહેતાં હરિદાસ છોડી નાખ્યા અજામિલપાસ ૨૦
યમદૂતને કરી તિરસ્કાર મારી ધકકે ને કહાડયા બહાર ૨૧
કોણ છો રે દુષ્ટ રહો કયાંહે ? કહો કેમ આવ્યા છો આંહે ? ૨૨
મુખે નામ નારાયણુ જેને પાપી કેમ બાંધો છો ત્હેનેં ૨૩
એવું સુણીને બોલ્યા યમદાસ, મૃદુ વચન ધરીને ત્રાસ. ૨૪
અમો કિંકર યમના કહેવાઈએ, પતિ પ્રેરે ત્યહાં અમે જઈએ ૨૫

૧૪, ગુરજ–હથીઆર ૧૮ ઓહોરે–પાસે

જે કોઇ પાપી જીવ હોય અત્ય, તેને દઇએ દંડ અમો સત્ય.૨૬
ત્યારે વિષ્ણુદૂત બોલ્યા વાણી, એનું પાપ કશુંકહો વખાણી. ૨૭
તેનો સાક્ષી કોણ તે બતાવો, કેમ અન્યાય કરો છો આવો?૨૮
આતો કેવળ છે અધર્મ, અરે એમ કહેવો નૃપ ધર્મ. ૨૯
જો છો દૂત ધર્મના તમો, આપો ઉત્તર પુછું (જે) અમો. ૩૦
શું છે ધર્મનું રૂપ તે ભાખો, છે અધમ કયો કહી દાખો. ૩૧
ધર્મવક્તાનું શું છે સ્વરૂપ, કહો શીખવ્યું હોય જેમ ભૂપ. ૩૨
બીચારા જીવ હીન અનાથ, તેને કેમ પીડે તમ નાથ ? ૩૩
વિના જોયે ન્યાય અન્યાય, દુખ દે જીવને યમરાય. ૩૪
વિના વાંક પિતા સુત મારે, કોની આગળ જઇ તે પોકારે. ૩૫
વૃથા પીડે પ્રજાને રાય, તો પ્રજા કોને શરણે જાય? ૩૬
સેવુ માંડયું તમારે રાયે, સંતાપે પ્રાણી વણ અન્યાયે. ૩૭
એમ કરતા હશો નિત તમો, દીઠું ત્યારે જાણ્યું આજ અમો. ૩૮
એવું બોલ્યા ગોવિંદના ગણ જ્યારે, યમદૂત વદ્યા પછી ત્યારે ૩૯
સ્વામી સાંભળો વાત અમારી, આપ કોણ છો કહો વિસ્તારી ૪૦
ચતુર્ભુજ દીસો છો રૂડા રંગે, પીત વસન ધર્યાં છે અંગે. ૪૧
મસ્તક મુકુટ કુંડલ શોભે કર્ણે સુંદર નખશિખ ઉત્તમ વર્ણે. ૪૨
તુલસી માલા તિલક શોભે સારી, શંખ ચક્ર,ગદા પદ્મ ધારી. ૪૩
આસો છો મહાસમર્થ દક્ષ, કરો છો અજામિલની પક્ષ. ૪૪
તમે પુછી અમોને જે વાત, તેનો ઉત્તર લ્યો સાક્ષાત. ૪૫
સ્વામી ધર્મનું રૂપ તો એહ, વેદે ભાખ્યું કર્મ કરે તેહ. ૪૬

ભયવશ થઇને સુત સંકેતે, સહજ નારાયણ ભાખ્યું,
એટલામાંજ તમો એનું કયમ, બંધન છોડી નાખ્યું ? ૯
ત્યારે હરિજન કહે કે દુર્મતિ, વૃથા શું ડહાપણ ડાહોળો,
વેદશાસ્ત્રમાં પ્રમાણ સઘળે, નામમાહાત્મ્યને ખોળો. ૧૦
અરે દૂત શ્રીકૃષ્ણ નામ તમો, સાધારણ રખે જાણો,
માહાત્મ્ય અપરિમિતબળ અકલાતીત, કહીએ અમો સત્ય પ્રમાણો
તમો કહ્યું એકજ નામથી, કયમ છુટે મહાપાપી ?
એ શું પાતક નામ તો નાંખે, અઘોર કિલ્બિષ કાપી ? ૧૨
વિપ્ર તણા ધન કેરો તસ્કર, મદ્યપાની પણ હોય,
મિત્રદ્રોહી વળી ગુરુપત્ની શું, રમણ કરંતો હોય. ૧૩
માતપિતા હણનારો ગૌ, બ્રાહ્મણ ગુરહત્યા કારી, -
શિશુ પશુ સ્ત્રી નૃપ આદિક પણ, જેણે નાંખ્યા હોય મારી,
આતતાયી ઇત્યાદિક દુષ્ટ હોય, જાતિ અધમ ચાંડાળ,
તે પણ છુટી સદ્ય શ્રેય પામે, ગાતાં શ્રીગોપાળ. ૧૫
પીડાથી વા પતન થાતાં, ભય, વશ વા દે કોઇ માર,
આખડાતાં વા હાંસી વિષે; કરતાં પુત્રાદિ પોકાર ૧૬
રાગ અલાપ કરતાં વા, ગાથા પદ સ્તંભન ઠામે,
ત્રય તાપે વા શિથિળપણે કે, પરાધીનતા પામે. ૧૭
સહજે આકૃતિ દીઠેથી ચોર એહ પ્રેતાદિક ત્રાસે,
અચ્યુત નામ ઉચ્ચાર કરે તો, અઘ દુઃખ નાવે પાસે ૧૮

૧૫ આતતાયી–મારવા આવનારો ખુની.

જ્ઞાને અથવા અજ્ઞાને પણ, હરિ એવું કહેવાય,
હોય દુષ્ટ ચિત્ત તદપિ અશેષ, કળિમળ પ્રલય થાય. ૧૯
જાણ અજાણપણે પણ, જેમ અડતામાં અગ્નિ બાળે,
તેમ અનંત અભિધાન, વહ્નિ સદ્ય, કુકર્મ કાઇ પ્રજાળે. ૨૦
અમૃત આહાર થયો અજ્ઞાને, તોહે પણ અમર થાય,
એમ જાતિગુણ કૃષ્ણ નામનો, સહજે પણ સુખદાય. ૨૧
એક અક્ષર શ્રીકૃષ્ણ તણો, જેટલાં મહાપાતક ધોય,
જન્મથી મરણ લગી પ્રાણીથી, તેટલું પાપ ના હોય. ૨૨
કોટિ વર્ષનો અંધકાર કોઇ, મંદિરમાં હોય જેમ,
એક દીપક દીઠે સદ્ય નાસે, નામ થકી અઘ તેમ. ૨૩
ભીતર બાહ્ય પ્રકાશ ઉભય સ્થળ, કૃષ્ણ કહે સુખ થાય,
ઉંમરે દીપ ધરે જયમ આંગણ, સદન તિમિર સદ્ય જાય. ૨૪
ઉલટું વા અરધું પણ જે કોઇ, રામ નામ આલાપે,
તોપણ સફળ થાય અઘ દુઃખ દહી, નિર્ભયપદ પ્રભુ આપે. ૨૫
અગ્નિ કેરો કડકો પણ જેમ, અગ્નિ મહદ સમ બાળે,
એમ નામ અર્ધ પણ અશેષ, અઘ કહેતામાં ટાળે. ૨૬
ગુણકા એક હતી મહાપાપી, ને દુષ્કૃતિની કરનાર,
તેણે પોપટ ભણાવતાં, રાકાર કર્યો ઉચ્ચાર. ૨૭
મકાર મુખથી કહેતાં પહેલી, પામી તે ત્યાં મરણ;
અર્ધ રામના નામ પ્રતાપે, પ્રાપ્ત થયાં હરિ ચરણ. ૨૮

---

૨૪ ઉંબરાપર દીવો ધરવાથી ઘરની અંદર અને આગણે પ્રકાશ પડે છે.

આર્ષ નામનું પ્રકટ માહાત્મ્ય એ, સુણો અવળાનું કહીએ,
વેદશાસ્ત્ર પણ પ્રકટ પોકારે, સત્ય અમો પણ લહીએ. ૨૯
પડયું અવળું જેમ બીજ ક્ષેત્રમાં, તે પણ ઉગે સત્ય,
રામનામ પણ તેમ ઉલટું ફળ, મહિમા આપે અત્ય. ૩૦
વાલ્મીકને સપ્ત ઋષિ, ઉપદેશ કર્યો કહે રામ,
તે પણ નવ આવડીયું એવો હતો તે અઘધામ. ૩૧
મરા મરા મુખ રટણ કર્યેથી, સર્વ દોષ દુઃખ વામ્યો,
શત કોટિ રામાયણ રચના, કીધી એ ગતિ પામ્યો. ૩૨
પ્રાયશ્ચિત્ત પાપ ટાળવાનાં, મનુ આદિક સહુ ભાખ્યાં,
ચાંદ્રાયણ આદિક વ્રત કહ્યાં, સાધન બહુ વિધિ દાખ્યાં. ૩૩
જે વિધિ અઘ હરિ નામ હરે, તે વિધિ તેથી નવ જાય,
મૂળ વાસના રહે છે તેથી, પુનઃ પ્રાકટય થાય. ૩૪
હરિનામ સઘ પાપ હરે ને, કર્મ વાસના કાપે,
દુઃખ દહે ને સુખ સંપત દે, વળી હરિપદ નિર્ભય આપે. ૩૫
સરળ ઘણું ને શ્રમ નહિ જેમાં, ને સાહિત્યનું નહિ કામ,
સામર્થ્ય બહુ બહુ સાધનથી, એવું નારાયણ નામ. ૩૬
પરમ પવિત્ર પરમ દૈવત એ, આનંદ મંગળરૂપ,
પરમભદ્ર એ પરમ ભાગ્ય, હરિનામ તે હરિસ્વરૂપ, ૩૭
બે અક્ષરનું કૃષ્ણ નામ પણ, સહુ સાધનનું ભૂપ,
સર્વ દ્રવ્ય જેમ રત્ન અંશ, ઝાઝાં લઘુ રત્નનું રૂપ. ૩૮
સર્વ દ્રવ્ય મણિમાં જેમ છે તેમ, નામ વિષે સાધન,
કૃષ્ણ નામ ગ્રહ્યું તેને વળતી, ન રહ્યું કરવું અન્ય. ૩૯

યજ્ઞ તપ આદિક કર્મ અન્ય, મંત્રે નવ પૂર્ણ થાય,
સંપૂર્ણ હોય તદા જદા, હરિનામ જો અંતે ગાય. ૪૦
કૃષ્ણ નામ પોતે પુરણ, કરે અવરને પૂર્ણ,
કર્મ વિષે ન્યૂનાદિ દોષ તે, કૃષ્ણ નામ કરે ચુર્ણ. ૪૧

વલણ.

ચુર્ણ કરે સહુ દોષને, એવું શ્રીપતિનું નામ રે
મુક્તિ આપે મન ગમી, વળી ધર્મ અર્થને કામ રે.

કડવું ૫ મું. સમાપ્ત.

---

કડવું ૬ ઠું.

રાગ ભીલડી.

શુકજી કહે હરિ નામનો, નૃપ મુખ્ય મહિમા ,
વિષ્ણુદૂત બોલ્યા વળી, કહુ તેહ કથાય.
શુકજી કહે હરિનામનો ટેક ૧
ગોવિંદગણ કહે સાંભળો. સહુ યમના દૂત,
નારાયણના નામનો, મહિમા છે અદ્ભુત. શુકજી કહે ૩
સર્વ ધર્મ સાધનનું, ફળ એક ભાખ્યું.
અચ્યુતપદ ઇચ્છા કરે, તે પણ એ દાખ્યું શુકજી કહે ૩
વિષયી મુમુક્ષુ મુક્તને, પણ નામજ સાર,

બંધ મુક્ત જન સર્વને, હરિનામ અધિકાર. શુકજી કહે. ૪
પરમ મહોત્સવ એહ છે, હરિ કીર્તન કરવું,
પરમ લાભ તે જાણવો, પ્રભુ નામ સ્મરવું. શુકજી કહે ૫
મહાત્મ્ય રુચિકર ઉચિત, સત્ય સત્ય તે એહ,
શોકાર્ણવ એ શોષણ કરે, નામ નહિ સદેહ. શુકજી કહે. ૬
મહાઘોર સંસારને, પામી જન કોય,
તેને વશ થયો થકો, કૃષ્ણ કહેતો હોય. શુકજી કહે. ૭
તે સદ્ય તેથી મુકાઈને, સહુ ભીતિ વામે.
ભય તે જનને જોઈને, ઉલટો ભય પામે. શુકજી કહે. ૮
વિષયાતુર મનકામના, ઇચ્છે વારે વારે,
ભ્રમ મતિ કાંઈ સુઝે નહિ, અજ્ઞાન અંધારે. શુકજી કહે. ૯
તરવા ભવાર્ણવ તેને, નૌકા છે એહ,
રામનામ રટણ કરે, એમાં નહિ સંદેહ. શુકજી કહે. ૧૦
કામી ક્રોધી લોભીયો, માયા આસકત,
નિંદક વિશ્વાસઘાતકી, વૃથા વાણીનો વક્ત. શુકજી કહે. ૧૧
અધમ ભ્રષ્ટ નિર્દય, કૃપણ હત્યારો દુષ્ટ,
મૂર્ખ દુર્બળ દરિદ્રી, પર સુખે અતુષ્ટ. શુકજી કહે. ૧૨
આળસુ કાયર કલેશીયો, કપટી દુ:ખ ધામ,
એવાને પણ તારવા, સમર્થ હરિનું નામ. શુકજી કહે. ૧૩
એવું નામ શ્રીકૃષ્ણનું તેને જે નર ગાય,
તેજ અધમ તેજ અભાગીયા, ચંડાળ કહેવાય.શુકજી કહે. ૧
તે ચાંડાળ શ્રેષ્ઠ સર્વથી, જેને મુખ રામ નામ,

તપ યજ્ઞ તીર્થ તેણે કર્યાં, સ્વધર્મનું ધામ. શુકજી કહે.૧૫
વેદશાસ્ત્ર તેણે સુણ્યાં, યોગ અષ્ટાંગ સાધ્યા,
જ્ઞાન ધ્યાન કરી ધારણા, ઇશ તેણે આરાધ્યા. શુક કહે.૧૬
તેણે સુકૃત જપ વ્રત કર્યાં, તે તે પવિત્ર ને દાની,
તે પંડિત હરિ ભકત નેતે નેમી વિજ્ઞાની. શુકજી કહે. ૧૭
જીવન્મુકત તેને જાણવો, સહુ સાધન ધામ,
સ્નેહ સહિત સદા જે જપે, રટયું કૃષ્ણનું નામ. શુક. ૧૮
ગ્રહણ સમે કાશી વિષે, કરે ગો કોટિ દાન,
કોટિ માઘ માસ પ્રયાગમાં કરે ગંગા સ્નાન. શુક કહે.૧૯
અયુત સોમ યજ્ઞ પણ કરે, મેરુ સમ હેમ દાન,
તોહે ન આવે સહુ મળી, હરિનામ સમાન. શુકજી કહે.૨૦
કન્યાદાન હય ગજ, રત્ન મણિ ભૂમિ આપે,
વસ્ત્ર આભૂષણ દ્રવ્ય દેઈ, દીનનાં દુઃખ કાપે. શુક કહે.૨૧
અન્ન ઉદક સુવાસ દે, ઇચ્છા ફલ દાન,
તોપણ તે આવે નહિ, કૃષ્ણ નામ સમાન. શુકજી કહે.૨૨
પડે ચઢી ગિરિશિખરથી, કરે પંચાગ્નિ સેવા,
પૃથ્વી પરક્રિમા સહુ કરે, મખ હયમેધ જેવા. શુકજીકહે.૨૩
દેહદમન બહુ વિધ કરે, સાધન કોટિ જુકિત,
તોપણ નામ અચ્યુત વિના પામે નહીં મુક્તિ.શુકજીકછે.૨૪
સાધન છેક જુઠાં નથી, બળ સમ ફળદાય,
પણ હરિનામ પ્રતાપ બહુ, માટે સમતા ના થાય. શુક ૨૫
ચંદ્ર તારા દીપ દીપિકા, જે વિધિ તમ કાપે,

વીર્ય પોતાનાં મારફે, તે પ્રકાશતા આપે. શુકજી કહે.૨૬
પણ ના ટળે નિશા કોઇ થકી, તે સૂરજ જેમ કાળે,
તેમ હરિનામ સાધન સહુ, જુઓ જ્ઞાન અજવાળે શુક.૨૭
કૃષ્ણ નામ ગુણ છે ઘણા, ભગવદીય જન જાણે,
રાત દિવસે ના ચુકે કદા, અન્ય મન ના આણે. શુક. ૨૮
જેમાં વિચિત્ર વાણી ઘણી, પદ લાલિત્ય સારૂ,
પણ હરિનામ જેમાં નથી, તો તે સઘળું નઠારૂ. શુકકહે.૩૦
કાગ તીર્થ તેને કહે, મોટા મુનિવર જ્ઞાની,
સ્પર્શ તેને કરતા નથી, અપવિત્રતા માની. શુકજી કહે.૩૦
ગિગ અબાધ્ય અગમ્ય, છંદ ગણ દોષ ભારી,
પદે પદે કૃષ્ણ નામ છે, તો કથા તે પણ સારી. શુક. ૩૧
ભગવદીય જન તેને ભાવશું, સાભળે ગૃહે ગાય,
જેમાં જશ જગદીશનાં, સારે મન લોભાય. શુકજી કહે ૩૨
કૃષ્ણ નામ રસ જે પીએ, તેને અન્ય ના ભાવે,
જીવન્મુક્ત પણ એ જપે, બીજું મન ના લાવે. શુકકહે ૩૩
શા માટે તે સાંભળો, કારણ કહું તેનુ,
સહુ મુકી હરિ નામમા, લોભ્યુ મન જેહનું શુકજીકહે.૩૪
વારે વારે વેદશાસ્ત્રનો, જેણે કીધો વિચાર,
ઉપનિષદના અર્થનો, જોયો છે પણ સાર. શુકજી કહે. ૩૫
તત્ત્વ તેમાથી એ નીકળ્યુ, નિશ્ચે શ્રીકૃષ્ણનામ,
એ સરખુ એકો નહિ મન પૂર્ણ કામ. શુકજી કહે. ૩૬
માટે છોડી સહુ ધર્મને, હરિ નામે લોભાય,

શેષ શંકર નારદાદિક સદા હરિગુણ ગાય, શુકજી કહે.૩૭
જે નવ સમજે માહાત્મ્યને, તેણે એમજ લહેવું,
સાર માટે મોટે ગ્રહયું, માટે હરિ હરિ કહેવું. શુક કહે.૩૮
વિના શ્રમે સુખ છે ઘણું, મન ભાવે તે માણો,
સર્વસ્વ ધન હરિ નામ છે, સર્વે કોઇ જાણો. શુકજીકહે.૩૯
પરમ ગુરુ હરિ નામ છે, સ્વામી પણ એ નામ,
કૃષ્ણ નામ સત્સંગ છે, નામ એજ વિશ્રામ. શુકજી કહે.૪૦
નામ વેદ નામ શાસ્ત્ર છે, નામ સર્વ પુરાણ,
હરિનામ જીવન જાણવું, નામ વલ્લભ પ્રાણ. શુકજી કહે.૪૧
કૃષ્ણ નામ સહોદર સહુ, નામ માતને તાત,
જ્ઞાતિ કુટુંબ એ નામ છે, નામ સખ્ય અને ભ્રાત. શુ.૪૨
કૃષ્ણ નામ દ્રવ્ય જાણવું, રામ નામ વિદ્યાય,
નામ ભૂષણ નામ શિરમણિ, નામે પોષણ કરાય. શુકજી.૪૩
રામ નામ જ્ઞાન જાણવું, ધ્યાન જપ તપ જોગ,
તીર્થ નેમ વ્રત નામ છે, હરિ નામ શું ભોગ. શુ.કહે. ૪૪
અચ્યુત નામ સ્વધર્મ છે, નામ બુદ્ધિ વિવેક,
કૃષ્ણનામ મંત્ર જાણવો, નામ યજ્ઞ અનેક. શુકજી કહે.૪૫
સુકૃત દાન હરિનામ છે, નામમાં સહુ ધર્મ,
સર્વે અર્થ એથી સરે, કોઈ વિરલ જાણે મર્મ. શુકજી.૪૬
એવું સમર્થ હરિ નામ તે, અજામિલે લીધું,
પ્રાયશ્ચિત્ત કોટિ જન્મના, અઘનું એણે કીધું. શુકજી. ૪૭
સર્વ એને પૂર્ણ થયું, ન્યૂન નથી અણુ માત્ર,

અને ગમી મુક્તિ પામવાને થયો આ પાત્ર. શુ કહે. ૪૮
લઈ જઈએ હવડાં અમો, એને વૈકુંઠ ધામ,
પણ પ્રભુની આજ્ઞા નથી, માટે કરીએ ના કામ. શુ. કહે.૪૯
માટે તમો જાવો યહાં થકી, આત્મા છો તેવા,
સ્વામી પ્રેર્યાં અમો આવીશું, ફરી એને લેવા. શુ. કહે.૫૦
જો યહાં ફરી કદી આવશો, તો ખાશો તમો માર,
હરિનામ લે ત્યાં તમ તણો, છે નહિ અધિકાર. શુકજી.૫૧

વલણ.

અધિકાર નહીં ત્યાં તમતણો, સાંભળો સહુ ભૃત્ય રે,
વૃથા વાક્ય વદતા નથી, તે તમે માનજો સહુ સત્ય રે.

## કડવું ૬ ઠું સમાપ્ત.

---

## કડવું ૭ મું પ્રારંભ.

રાગ સોરઠા

શુકજી વદતા બોલીઆ વળી, સાંભળ પરીક્ષિતરાયજી,
ત્યાર પછી કયમ નીપન્યું તે હું કહું કથાયજી. ૧
વિષ્ણુદૂતનાં વચન સુણી, ધર્મયુક્ત અદ્ભુતજી,
સંયમની નગરી પ્રત્યે પછી ગયા સર્વ યમદૂતજી. ૨

શ્રીહરિજન વૈકુંઠ પધાર્યા, અજામિલ રહ્યો ત્યાંહિજી,
સુખ થયું પછી ચેતના આવી, ત્યારે વિચાર્યું મન માંહિજી.
આ મેં શું અવલોક્યું હેવડાં, સ્વપ્ન હશે કે સત્યજી,
કે મેં કોઈની માયા દીઠી કે ભ્રમ પામી મત્યજી. ૪
વળી વિચાર કર્યો મન સાથે, ન હોય માયા ન સ્વપ્નજી,
નાના ભ્રમ બુદ્ધિ પણ નથી, થયાં પ્રત્યક્ષ દર્શનજી. ૫
ત્રણ જણ કોઈ આવ્યા ભયંકર, બાંધ્યો તેણે તાણીજી,
મેં ભય પામીને પુત્ર પોકાર્યો, કહી નારાયણ વાણીજી. ૬
તે સુણી ચાર ધાઈ આવ્યા હતા, કોઈ સજ્જન પણ સારાજી,
તેણે દુષ્ટોને અળગા કીધા ને, બંધન છોડ્યાં મારાંજી. ૭
શ્રી નારાયણનું નામ વખાણ્યું તે મેં દીઠું પ્રત્યક્ષજી,
તે માટે મુને ભયથી મુકાવ્યો, ને કીધી મ્હારી પક્ષજી. ૮
વચન પરસ્પર જે જેમ બોલ્યા, તે હલુ સ્મરણ મુજનેજી,
દુષ્ટે તો મ્હારે પાપ પ્રકાશ્યું, નામમાહાત્મ્ય કહ્યું સ્વજનેજી૯
એ ને એજ નિશ્ચય થયું મુજને, ચાર પેલા હરિદાસજી,
ત્રણ ક્રૂર તે પેલા યમના કિંકર, જેણે દીધો મુને ત્રાસજી.૧૦
તેણે મુને પીડયો તે ન્યાયે, મેં કીધા ઘણા પાપજી,
પુત્ર ભાવે પણ કહ્યું નારાયણ, છુટયો હું તેજ પ્રતાપજી.૧૧
સુતનું નામ નારાયણ એવું, હરિભક્તે જે ધરાવ્યુંજી.
આજ તેનું હું કારણ સમજ્યો, અંતકાળે કામ આવ્યુંજી.
દુષ્ટ હતો હું તે માટે મુને કીધો ના જ્ઞાન ઉપદેશજી.
તોહે મુને ઉપકાર કર્યો આ, જેણે ટાળ્યા મારા કલેશજી. ૧૩

અને ગમો સુકિત પામવાને થયો આ પાત્ર. શુ. કહે. ૪૮
લઈ જઈએ હવડાં અમો, એને વૈકુંઠ ધામ,
પણ પ્રભુની આજ્ઞા નથી, માટે કરીએ ના કામ. શુ. કહે.૪૯
માટે તમો જાવો યહાં થકી, આવ્યા છો તેવા,
સ્વામી પ્રેર્યાં અમો આવીશું, ફરી એને લેવા. શુ. કહે.૫૦
જો યહાં ફરી કદી આવશો, તો ખાશો તમો માર,
હરિનામ લે ત્યાં તમ તણો, છે નહિ અધિકાર. શુકજી.૫૧

વલણ.

અધિકાર નહીં ત્યાં તમતણો, સાંભળો સહુ ભૃત્ય રે,
વૃથા વાકય વદતા નથી, તે તમે માનજો સહુ સત્ય રે.

કડવું ૬ ઠું સમાપ્ત.

---

## કડવું ૭ મું પ્રારંભ.

રાગ સોરઠો.

શુકજી વળતા બોલીઆ વળી, સાંભળ પરીક્ષિતરાયજી,
ત્યાર પછી કયમ નીપન્યું તે હું કહું કથાયજી. ૧
વિષ્ણુદૂતનાં વચન સુણી, ધર્મયુક્ત અદ્‌ભુતજી,
સંયમની નગરી પ્રત્યે પછી ગયા સર્વ યમદૂતજી. ૨

શ્રીહરિજન વૈકુંઠ પધાર્યાં, અજામિલ રહ્યો ત્યાંહિજી,
સુખ થયું પછી ચેતના આવી, ત્યારે વિચાર્યું મન માંહિજી-
આ મેં શું અવલોક્યું હેવડાં, સ્વપ્ન હશે કે સત્યજી,
કે મેં કોઈની માયા દીઠી કે ભ્રમ પામી મત્યજી. ૪
વળી વિચાર કર્યો મન સાથે, ન હોય માયા ન સ્વપ્નજી,
નાના ભ્રમ બુદ્ધિ પણ નથી, થયાં પ્રત્યક્ષ દર્શનજી. ૫
ત્રણ જણ કોઈ આવ્યા ભયંકર, બાંધ્યો તેણે તાણીજી,
મેં ભય પામીને પુત્ર પોકાર્યો, કહી નારાયણ વાણીજી. ૬
તે સુણી ચાર ધાઈ આવ્યા હતા, કોઈ સજ્જન પણ સારાજી,
તેણે દુષ્ટોને અળગા કીધા ને, બંધન છોડ્યાં માહરાંજી. ૭
શ્રી નારાયણનું નામ વખાણ્યું તે મેં દીઠું પ્રત્યક્ષજી,
તે માટે મુને ભયથી મુકાવ્યો, ને કીધી મહારી પક્ષજી. ૮
વચન પરસ્પર જે જેમ બોલ્યા, તે હજુ સ્મરણ મુજનેજી,
દુષ્ટે તો મહારૂં પાપ પ્રકાશ્યું, નામમાહાત્મ્ય કહ્યુ સ્વજનેજી૯
એ ને એજ નિશ્ચય થયું મુજને, ચાર પેલા હરિદાસજી,
ત્રણ ક્રૂર તે પેલા યમના કિંકર, જેણે દીધો મુને ત્રાસજી. ૧૦
તેણે મુને પીડયો તે ન્યાયે, મેં કીધા ઘણા પાપજી,
પુત્ર ભાવે પણ કહ્યું નારાયણ, છુટ્યો હું તેજ પ્રતાપજી. ૧૧
સુતનું નામ નરાયણ એવુ, હરિભક્તે જે ધરાવ્યુંજી.
આજ તેનું હું કારણ સમજ્યો. અંતકાળે કામ આવ્યુંજી.
દુષ્ટ હતો હું તે માટે મુને કીધો ના જ્ઞાન ઉપદેશજી.
તોહે મુને ઉપકાર કર્યો આ, જેણે ટાળ્યા મારા ક્લેશજી. ૧૩

તમને પણ નીચે પડયા ને, ગઈ અમારી લાજજી. ૩૫

વલણ.

લાજ નવ રહી અમારી, અમો હાવાં કયહું જાઇશું નહિ;
કહ્યું દૂતે ધર્મને, આજ પછી કો દિવસે કયહીં.

કડવું ૭ સું સમાપ્ત.

---

કડવું ૮ મું પ્રારંભ.

રાગ મનગમતો.

(રાગ ભીલડી પણ મન ગમતો ગવાય છે.)

શુકજી કહે નૃપ સાંભળો. સુણ્યાં દૂત વચન.
તે પ્રત્યે પછી બોલીયા, ત્યહાં ધર્મ રાજન. શુકજી કહે, ૧
ધર્મ કહે સુણો સહુ મળી, સુત મહારા વચન.
ધીરા થાઓ મુકો ક્રોધને, કરો પ્રસન્ન વદન. શુકજી કહે૨
પુત્ર ભાવે નારાયણ કહ્યું, સુણી આવ્યા જે ચાર,
તે તો દૂત હશે હરિતણા. નિશ્ચય કીધો વિચાર. શુ. કહે ૩
તેણે વાર્યા તમોને તે તણું, દુઃખ ના ધરશો ચિત્ત,
તેતો મુને પણ શિક્ષા કરે, એવા છે બળવંત. શુકજી કહે૪
તેણે કહ્યું તે વૃથા નહિ તે કરે ના અન્યાય,
જાણે વેદ ધર્મશાસને, જે કરે તે ન્યાય. શુકજી કહે ૫
હરિ નામે અઘ બહુ બળ્યાં ખરે, તે વૃથા નહિ વચન,
નામમાહાત્મ્ય અતિગુઢ છે, તે શું જાણે અન્ય જન. શુ. ૬

નારાયણ નામમાહ'ત્મ્યને, જાણીએ અમો બાર,
કીયા કીયા તે સાંભળો, કરૂં નામ ઉચ્ચાર. શુક કહે ૭
બ્રહ્મા નારદ શિવજી, તથા સનકાદિક જેહ,
કપિલ વ્યાસ પ્રલ્હાદજી, જનક ભીષ્મ છે તેહ. શુક કહે ૮
બળિરાજા શુકદેવજી, ને અમો એ બાર,
એટલા જાણીએ મહાત્મ્યને હરિનામે ચ્ચાર, શુક કહે ૯
તે તો અમોથી જાણે ઘણું, એમાં નહી મંદેહ.
સદા શ્રીનાથ સમીપે રહે, વૃથા બોલે નહી તેહ શુક કહે ૧૦
પરમેશ્વર જેના પતિ, સહુના અધિપત્ય,
કોટિ અનંત બ્રહ્માંડના, પ્રભુ અકલિત ગત્ય. શુક કહે. ૧૧
સર્વ વિધિ સમર્થ હરિ જેનો મહિમા અપાર
રાજાધિરાજ તેહ છે, કરે વેદ પોકાર, શુક કહે. ૧૨
શેષ શંકર વિધિ સરિખડા. જ ની-આજ્ઞા આધીન.
કોણ માત્ર હું તે આગળે, જે બીચારો દીન. શુક કહે. ૧૩
એવું કહી હરિની સ્તુતિ, કરી ધર્મ રાજન,
પ્રાણ જોડી પ્રણામ કરી. કહ્યાં દીન વચન. શુક કહે. ૧૪
શ્રીપ્રભુ દીનદયાળ છે. ક્ષમા કરો અપરાધ.
અજ્ઞાની દૂત માહરા, તેણે કીધો બાધ. શુક કહે ૧૫
દૂતના દોષ તે માહરા-તેમાં નહી સંદેહ,
તે તો મારી આજ્ઞાએ કરે, માટે ભૂલ્યો હું એહ શુક કહે ૧૬
મહિમા તારો અનંત છે, કોઈ પામે નહી અંત,
ઓજ તમારા નામનું, અકલિત ભગવંત. શુક કહે ૧૭

તમને પણ નીચે પડયા ને, ગઈ અમારી લાજજી. ૩૫

વંલણ.

લાજ નવ રહી અમારી, અમે હાવાં કયહું જઇશું નહિ;
કહ્યું દૂતે ધર્મને, આજ પછી કો દિવસે કયહીં.

કડવું ૭ મું સમાપ્ત.

---

કડવું ૮ મું પ્રારંભ.

રાગ મનગમતો

(રાગ ભીલડી પણ મન ગમતો ગવાય છે.)

શુકજી કહે નૃપ સાંભળો, સુણ્યાં દૂત વચન.
તે પ્રત્યે પછી બોલીયા, ત્યહા ધર્મ રાજન. શુકજી કહે, ૧
ધર્મ કહે સુણો સહુ મળી, સુત મહારા વચન.
ધીરા થાઓ મુકો ક્રોધને, કરો પ્રસન્ન વંદન. શુકજી કહે૨
પુત્ર ભાવે નારાયણ કહ્યું, સુણી આવ્યા જે ચાર,
તે તો દૂત હશે હરિતણા, નિશ્ચય કીધો વિચાર. શુ. કહે ૩
તેણે વાર્યા તમોને તે તણું, દુ:ખ ના ધરશો ચિત્ત,
તેતો મુને પણ શિક્ષા કરે, એવા છે બળવંત. શુકજી કહે૪
તેણે કહ્યું તે વૃથા નહિ તે કરે ના અન્યાય,
જાણે વેદ ધર્મશાસ્ત્રને, જે કરે તે ન્યાય. શુકજી કહે ૫
હરિ નામે અઘ બહુ બળ્યાં ખરૂં, તે વૃથા નહિ વચન,
નામમાહાત્મ્ય અતિગુઢ છે, તે શું જાણે અન્ય જન. શુ. ૬

નારાયણ નામમાહાત્મ્યને, જાણીએ અમો બાર,
કીયા કીયા તે સાંભળો, કરૂં નામ ઉચ્ચાર. શુક કહે ૭
બ્રહ્મા નારદ શિવજી, તથા સનકાદિક જેહ,
કપિલ વ્યાસ પ્રલ્હાદજી, જનક ભીષ્મ છે તેહ. શુક કહે ૮
બળિરાજા શુકદેવજી, ને અમો એ બાર,
એટલાં જાણીએ મહાત્મ્યને હરિનામે ચ્યાર, શુક કહે ૯
તે તો અમોથી જાણે ઘણું, એમાં નહી સંદેહ,
સદા શ્રીનાથ સમીપે રહે, વૃથા બોલે નહી તેહ શુક કહે ૧૦
પરમેશ્વર જેના પતિ, સહુના અધિપત્ય,
કોટિ અનંત બ્રહ્માંડના, પ્રભુ અકલિત ગત્ય. શુક કહે. ૧૧
સર્વ વિધિ સમર્થ હરિ જેનો મહિમા અપાર
રાજાધિરાજ તેહ છે, કરે વેદ પોકાર, શુક કહે. ૧૨
શેષ શંકર વિધિ સનિખડા. ૧ ની-આજ્ઞા આધીન.
કોણ માત્ર હું તે આગળે, જે બીચારો દીન. શુક કહે. ૧૩
એવું કહી હરિની સ્તુતિ, કરી ધર્મ રાજન,
પ્રાણ જોડી પ્રણામ કરી. કહ્યાં દીન વચન. શુક કહે. ૧૪
શ્રીપ્રભુ દીનદયાળ છે. ક્ષમા કરો અપરાધ.
અજ્ઞાની દૂત માહરા, તેણે કીધો બાધ. શુક કહે ૧૫
દૂતના દેષ તે માહરા તેમાં નહી સંદેહ,
તે તો મારી આજ્ઞાએ કરે, માટે ભૂલ્યો હું એહ શુક કહે ૧૬
મહિમા તારો અનંત છે, કેઈ પામે નહી અંત,
ઓજ તમારા નામનું, અકલિત ભગવંત. શુક કહે ૧૭

એમ સ્તુતિ બહુવિધ કરી, કર્યા કોટિ પ્રણામ,
દૂત પ્રત્યે પછી બોલીઆ, વર્ણવ્યું હરિનામ  શુક કહે ૧૮
અરે પુત્ર તમે કહો મુને, પુછું છું તે સત્ય,
તે પુરુષની સામા તમો બોલ્યા તો નથી અત્ય. શુક કહે ૧૯
દંડવત કરવા તેને ઘટે તે મોટા હરિજન,
ભાગ્ય તમારાં માનજો મોટાં થયાં તેનાં દર્શન.  શુક કહે ૨૦
તમો આજ થકી કોઈ દિવસ પણ, જશો ના ત્યાંહે,
અનાયાસે પણ ઉચ્ચરે, હરિ નામ કો જ્યાંહે  શુક કહે ૨૧
શ્રીરામ કૃષ્ણ ગોવિંદ કહે અથવા ગોપાળ,
ત્યાં રખે તમે ઝાંખતા, નહાસજો તતકાળ  શુક કહે ૨૨
ગોપીજનવલ્લભ કહે, શ્રી ગોવર્ધનનાથ,
શ્રીવિઠ્ઠલ વાસુદેવ કહે, તેથી જોડજો હાથ.  શુક કહે ૨૩
પુરુષોતમ પરબ્રહ્મ કહે, વા કહે ગોકુલેન્દ્ર,
તેને તમે ના બોલાવશો. કહે વૃન્દાવન ચંદ્ર  શુક કહે ૨૪
કેશવ માધવ શ્રીહરિ, પ્રભુ નંદકુમાર.
ગરુડધ્વજ કરુણાનિધિ, શ્રી જગદીશ મોરાર  શુક કહે ૨૫
ઇત્યાદિક જે ઉચ્ચરે હરિનાં જે નામ,
સ્વપ્ન વિષે પણ ના જશો, તમો તેને ધામ,  શુક કહે ૨૬
એવું સુણી દૂત બોલીઆ, પ્રભુ સંદેહ છે એક,
સમજાવી છેદન કરો, તે દ્રષ્ટાંત વિવેક.  શુક કહે ૨૭
એક અચરજ અમને અડે પડતી નથી ગમ;
સંબંધ મંત્ર શ્રદ્ધાવિના; નામ તારે તે કયમ ? શુક કહે ૨૮

એમ સુણી ધર્મ બોલીઆ, ભાઈ સાંભળો વાત,
જુઓ પ્રત્યક્ષ પ્રતાપ છે, રામનામ વિખ્યાત. શુકજી કહે, ૨૯
જ્ઞાન ભાવનું કારણ નથી, એ તો વસ્તુતઃ માહાત્મ્ય,
ભેદ નથી નામરૂપમાં, નામ એજ પરમાત્મ. શુક કહે. ૩૦
સંબંધમાત્રથી કેમ તરે ?, તમે પુછયું જેહ,
આશ્ચર્ય એમાં બે કશું, જુઓ દૃષ્ટે તેહ. શુકજી કહે. ૩૧
પાષાણ બુડે બોળે સદા, જેનો એજ સ્વભાવ,
તે તર્યા ને તાર્યા અન્યને, તેને કયહાં હતો ભાવ ? શુ.કહે. ૩૨
જડ તાર્યા તો ચૈતન્ય તરે, તેમાં શી અધિકાઇ ?
કેશવ નામ બરોબરી, કોઈ છે નહી ભાઈ. શુક કહે. ૩૩
શ્યામ થકી પણ નામનો, મહિમા છે અપાર,
શ્યામરૂપે કોઇ કોઈ તર્યું, નામથી સૌ સંસાર. શુક કહે. ૩૪
શેષ એ નામ સદા જપે; જપે નારદ નામ,
ધ્રુવ પ્રલ્હાદ આદિ અનેકનાં, સર્યાં હરિ નામે કામ. શુ.કહે ૩૫
મુક્તામાલ હનુમાનજી, ફોડી જોતાં શ્રીરામ,
પ્રભુ પ્રસાદીને અમૂલ્ય પણ, ના દીઠું હરિનામ. શુ. કહે. ૩૬
સમ વિભાગ ત્રણ લોકમાં, વહેંચ્યું રામચરિત્ર,
રામ વર્ણ બે અંતે વધ્યા, (તે) લીધા શિવજી પવિત્ર શુ. કહે.૩૭
તેજ બે અક્ષર નામના, રટે નિશદિન આપ,
આનંદરૂપે પોતે થયા, ટાળે જગતના તાપ. શુકજી કહે. ૩૮
કાશીમાં શંકર સહુને દે મંત્ર તારક જેહ,
મુકિત આપે મહાદુષ્ટને, તે હરિ નામ (છે) એહ. શુ. કહે. ૩૯

નામ થકી નામી મળે, નામીથી નહિ નામ,
રૂપ તે નામ આધીન છે, સરે નામથી કામ શુકજી કહે ૪૦
સહજ નારયણ બોલતા, તર્યો દુષ્ટ સંસાર
ભાવે રટે કૃષ્ણ તે તણા, ભાગ્યનો નહિ પાર. શુકજી કહે ૪૧
જુઓ મૂર્ખપણું જીવનું, મુકીને મળ્યું રત્ન,
કોડી મળવાને કારણે કરે કોટિ પ્રયત્ન શુકજી કહે ૪૨
કૃષ્ણ કહેતા શ્રમ થાયે નહીં, નવ લાગે દામ,
વાર ન લાગે પલકની, સહુ સુખનું ધામ શુકજી કહે ૪૩
જીભ્હા પોતાને સ્વાધીન છે, સહેજે લેવાય નામ,
અન્યનુ કામ પડે નહીં, તોયે ન કરે એ કામ શુકજી કહે ૪૪
નિસરણી વૈકુંઠની, હરિ નામ કહેવાય,
મળી તેને મૂકી વૃથા, કરે અવર ઉપાય શુકજી કહે ૪૫
માથે શત્રુ ફરે મારવા, મૃત્યુ જાણે છે સત્ય,
તે સમે અમૃત આવી મળ્યું, પીએ નહિ દુર્મત્ય શુ કહે ૪૬
નામ સૂરજ નામ ચંદ્રમા, નામ અગ્નિ સ્વરૂપ,
કલ્પવૃક્ષ કૃષ્ણ નામ છે, સહુ વિધિ સુખરૂપ શુકજી કહે ૪૭
તરણિરૂપે ટાળે તિમિરને ઇંદુરૂપે ત્રિતાપ,
વહ્નિરૂપે ચતુર્વિધિતણા, નામ બાળે છે પાપ શુ કહે ૪૮
મનવાંછિત આપે કામના, થઇ તે સુરતરુરૂપ,
જાપક જનને કોટિ વિધે, સુખ આપે અનૂપ શુ કહે ૪૯

---

૪૮ તરણિ—સૂર્ય

તેજ મહાદુઃખ જાણવું, મોહોટો તેજ અન્યાય,
મોટું લાંછન માથે તેહ છે, હાનિ પણ તે કહેવાય. શુ. કેહ. ૫૦
અમંગળ તેજ વિભ્રમપણું, તે સમે દુઃખદાય,
કૃષ્ણ કીર્તન વિના જે ઘડી, પળ ક્ષણું વહી જાય.શુકજીકહે. ૫૧
તેજ મોટો મહોચ્છવ લહો, તેજ લાભનું ધામ,
તેજ મહાદાન દે જે ક્ષણું, જપાયું હરિનામ. શુકજી કહે. ૫૨
નારદજી પ્રત્યે શ્રીમુખે શ્રીહરિ (એ) કહ્યુ જેહ,
અર્થ કહું તે વચનનો, સાંભળો સહુ તેહ. શુકજી કહે. ૫૩
વૈકુંઠે હું વસતો નથી, ના યોગી ઉર માંહે,
ભક્ત મારા ગુણ ગાય છે, ઉભો રહું છું હું ત્યાહે. શુકજીકહે.૫
દંડ મ્હારો તે ઉપર નહીં, જે મુખે હરિ ગાય,
પાપ કદાપિ તે કરે, તોયે નામે મૂકાય. શુકજી કહે. ૫૫
નામ ભરોંસે જાણીને, કરે એહી દોષ.
અસને કૃપા નામ ન કરે, આવે મન(મા)રોષ. શુકજીકહે. ૫૬
ગૃહ કારજ કરતો થકો, કૃષ્ણ કહેતો હોય,
તો તેને કર્મ લેપે નહીં, જેમ વારિજ તોય. શુકજી કહે. ૫૭
કૃષ્ણ કૃષ્ણ સદા જે રટે, તે કૃષ્ણની દેહ,
જે વસ્તુ અગ્નિને મળે થાય અગ્નિ તેહ. શુકજી કહે. ૫૮
નામ પોતાનું સાંભળી, હરિ આવે છે ધાઇ,
શું આપુ શું કરૂ એને, એવા જાય છે મહોવાઇ. શુકજી કહે ૫૯
શ્રીકૃષ્ણ કીર્તન જે કરે, તે સદા છે પાવન,
પવિત્ર કરે અન્ય પ્રાણીને, જેહને દે દર્શન. શુકજીકહે. ૬૦

વલણ.

દરશન દેઈ પાવન કરે, હરિનામના રટનાર રે,
ધર્મ કહે કયહાં લગી કહું ? પ્રભુ નામ માહાત્મ્ય અપાર રે. ૬૧

## કડવું ૮ મું સમાપ્ત.

---

## કડવું ૯ મું પ્રારંભ.

રાગ માલકેશ.

શુકજી કહે સાંભળ રે રાજા, પરીક્ષત પુણ્ય પવિત્રજી,
ધર્મ નૃપે પણ નામ વખાણ્યું, તે તુજને કહું ચરિત્રજી.
નિશ્ચય જાણજો હું પણ કહું છું, સર્વ સાર હરિ નામજી,
વિના શ્રમે સુખ સહુ વિધિ આપે, ને મેળવે સુંદર શ્યામજી. ૨
અન્ય યુગે તો અન્ય સાધન પણ, ફળતાં સાચી વાતજી,
તે કોઈનું બળ કળિમાં નવ ચાલે, નામ ફળે સાક્ષાતજી. ૩
કળિકાળરૂપી આશૌચ પડયું, કોઇને ધર્મનો નહી અધિકારજી,
આડે નહિ સૂતક કૃષ્ણના નામને, કરીએ સુખે ઉચ્ચારજી. ૪
સત્યયુગે જે ફળ ધ્યાનથી થાતું, ત્રેતાએ યજ્ઞથી જેહજી,
દ્વાપરે જે પૂજન થકી "કલિ, કૃષ્ણ કીર્તનથી" થાય તેહજી. ૫
સર્વ સાધન ધર્મ રહિત હોયે, જો કથે કૃષ્ણનું નામજી
શ્રીકૃષ્ણની પદવી તે પામે, ધર્મ અર્થ ને કામજી. ૬
કૃષ્ણતણું કીર્તન જેને મુખે, કલિમાં તેજ કૃતાર્થજી,
કહે કૃષ્ણ (ને) અન્યને કહેવરાવે, તેજ મ્હોટા પરમાર્થજી. ૭
હરિનામ હરિનામ હરિનામ મારું જીવનજી,
અન્યે ગતિ નથી નથી નથી કળિમાં એ વેદવ્યાસ વચનજી. ૮
વેળુ પીલતાં જો તેલ નીકળે, જલ મથે નવનીત ન હોયજી,

પણ કેશવ કીર્તન વિના ભવ કળિમાં તરે નહિ હોયજી. ૯
મ્હોટા ભાગ્યશાળી સહુ કોથી, જાણો કલિના જનજી,
મહાદુર્લભ હરિ સહેજે નામસ્મરણ થકી દે દર્શનજી. ૧૦
કયહાં લગી કહું હરિનામનો મહિમા ? કહેતાં ન આવે પારજી,
શેષ સદા એ સહસ્ર રસનાથી કથે, તોએ કહે છે અપારજી. ૧૧
અવનિ રજકણ વર્ષાધાર વળી, તારા મંડળ છે અનંતજી
તેનું પણ કોઇ લેખું કરે, નામ મહિમા પોહોચે ના ચંતજી. ૧૨
શુકજી કહે પુછયું પ્રશ્ન તમો નૃપ તેહનો ઉત્તર એહજી,
કૃષ્ણ નામ મહિમા છે અપરિમિત, નિશ્ચે નહીં સંદેહજી. ૧૩
સત્ય છે સત્ય છે સત્ય કહું છું, હરિનામ મોટુ સત્યજી
સાર સર્વ સિદ્ધાંત તણું, એ એમ કહે મુજ મત્યજી. ૧૪
શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ સ્નેહ સહિત કહો
ત્રણ વસ્તુને તજ તત્ક્ષણ અવિશ્વાસ દ્રોહ ને ગર્વજી. ૧૫
શ્રીહરિ શ્રીગુરુ ભગવદીય બ્રાહ્મણ, તે શું રાખજે ભાવજી.
નિન્દા મુખ્યથી કોઇની ના કરશો લેશો પરમ પદ લ્હાવજી. ૧૬
સંવત અષ્ટાદશ તેસઠમાં માસ ભાદ્રપદ સારજી,
શુકલ પક્ષ શુભ તિથિ પૂર્ણિમા, શતભિષા બુધવારજી. ૧૭
પૂરણ કથા તે દિવસે થઈ છે, શ્રીગુરુ કૃષ્ણ કૃપાયેજી
અજામેળનું આખ્યાન કર્યું એ મહદ પુરુષ આજ્ઞાયેજી. ૧૮
શ્રીહરિનામ મહાત્મ્ય જેમાં, વર્ણવ્યું શ્રીભાગવત અનુસારજી
અન્ય પુરાણનાં વચન થકી પણ પુષ્ટિ કરી નિરધારજી. ૧૯
ચોપાઇ ચતુર અષ્ટોત્તર ૨ તનું પ્રમાણ કર્યું શુભસારજી.
પરમ પુનિત પ્રતિપદ પરબ્રહ્મ, આખ્યાન કર્યું ઉચ્ચારજી, ૨૦

મહારુદ્ર રેવા શ્રી નર્મદા, ઉત્તર તટની સમીપજી,
રેવેરી સંગમ દક્ષણ ભાગ તે, તીર્થ જ્યાં ક્ષેત્ર અધિપજી. ૨૧
ચંડી ગ્રામ છે નામ જ્યાંહાં, શૈવશાયી પ્રભુ વસજી,
ગુર્જર દેશ વિષે તે પુરીમાં, વસે કવિ કૃષ્ણનો દાસજી. ૨૨
શ્રીવંતભટ શુભ વંશ વિષે, સુત પ્રભુરામનો કહાવેજી,
વલ્લભી વૈષ્ણવ ભટ દયાશંકર, નામે સરવ બોલાવેજી. ૨૩
જ્ઞાતિ નાગર સાઠોદરા બ્રાહ્મણ, તેણે શ્રીનાથ કૃપાએજી.
એ ચરિત્ર મહાપવિત્ર રચ્યું, ભરી કૃષ્ણ નામ મહિમાયેજી. ૨૪
એ કથા સદા જે કહે અવલોકે, ને શીખે સાંભળે ને ગાયજી,
મન વાછિત ફળ તે જન પામે, પ્રસન્ન થાય જદુરાયજી. ૨૫
ધર્મ અર્થને કામ મોક્ષ પણ, દુર્લભ છે નહી તેહેનેજી.
આ આખ્યાનનું શ્રવણ કરીને, હરખ આવશે જેહેનેજી. ૨૬
સર્વ ધર્મ સહુ સાધનનું ફળ, શ્રમ પાખે તેહેને થાયજી,
પરમ પવિત્ર ચરિત્ર શ્રી કૃષ્ણનો નામ મહિમા જો ગાયજી,૨૭
દાસ દયાને દયા કરી શ્રી પ્રભુ આપો નામ આસક્તિજી,
દૃઢ વિશ્વાસ અચળ સાધુસંગતિ, પ્રેમલક્ષણ ભક્તિજી. ૨૮
પૂરણ થયું આખ્યાન સર્વ કોઇ, શ્રોતા શ્રીહરિ બોલોજી.
કરો સદા શ્રીકૃષ્ણની સેવા, પ્રેમમગ્ન થઇ ડોલોજી, ૨૯

વલણ

પ્રેમ મગ્નમાં ડોલજો, રટજો મૂળ કૃષ્ણ નામરે.
સત્ય દયાશંકર કહે, સમર્થ સુંદર શ્યામરે.

इति श्रीमद्भागवतषष्ठस्कंधे लखेलुं अजामिलाख्यान सम्पूर्ण.

# ક્લેશકુઠાર

## દુહા.

શ્રીગુરુ શ્રીવલ્લભ પ્રભો, શ્રીવિઠ્ઠલ શ્રીનાથ;
પદપંકજ વંદન કરૂં, ધરિયે મમ સિર હાથ. ૧
શ્રીયમુના ગિરિરાજ, શ્રીકૃષ્ણ સખા જે અષ્ટ;
નિજ સેવક મોકો લહી કરિયે કરુના દ્રષ્ટ. ૨
શુભ મતિ દિહુ સુંદર રચૂં, ગ્રંથ ક્લેશકુઠાર;
જો સુનિ ચિત્ત ચિંતા ટરે, ભાવે નંદકુમાર, ૩

---

૧. શ્રીમત્ સદ્‌ગુરુ શ્રીવલ્લભલાલજી મહારાજ તથા શ્રીમદ્‌વલ્લભાચાર્યજી અને શ્રીવિઠ્ઠલેશાચાર્યજી અને શ્રીનાથજીનાં ચરણકમલનું વંદન કરૂં છું અને વિનવું છું કે આપનો શ્રીકરત માહારા મસ્તક ઉપર ધારણ કરો.

૨. શ્રીયમુનાજીને શ્રીગિરિરાજજીને, શ્રીકૃષ્ણના આઠ સખા તે સર્વે મને પોતાનો દાસ જાણીને મારા ઉપર કરુણાદૃષ્ટિ કરો.

૩. મને જો આપ સુબુદ્ધિનું દાન કરો તો ક્લેશકુઠાર નામનો સુંદર ગ્રંથ રચી શકું. જે શ્રવણ કરવાથી ચિત્તની ચિંતા (ઉદ્વેગ) ટળે, અને શ્રીનંદકુમાર (શ્રીકૃષ્ણ) ઉપર પ્રીતિ ઉપજે.

આ ક્લેશકુઠાર ગ્રંથના ત્રણ દુહા પૂરા થયા પછી ગદ્યમાં દયારામભાઈએ સ્વત જે લખેલું છે, તે નીચે પ્રમાણે:—

શ્રીમહાપ્રભુજીએ નવરત્નગ્રંથમાં કહ્યું છે કે:–चिन्ता कापि न कार्या. એ વચને કરીને જે ભગવતદાસને ચિંતા લૌકિક કે અલૌકિક કોઈ પણ પ્રકારની પણ કરવાની જરૂર નથી. "કોઇ સમયે પણ,"

તે શા માટે કે શ્રીવલ્લભકુલ પરમ જગદ્‌ગુરુએ શ્રીપૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર જોડે જે જીવને બ્રહ્મસંબંધ કરાવ્યો છે, તે જ આત્મનિવેદન જાણવું તેના દેહ, પ્રાણ, ઈન્દ્રિયો, અંત કરણ, ધર્મ સ્ત્રી, ગૃહ, પુત્ર, આપ્ત, વિત્ત, આત્માદિ સર્વ શ્રીઠાકોરજીનું થયું, અને પોતે પણ દાસ થયો, એટલે પ્રભુ તેના સ્વામી થયા, એ પુરુષોત્તમ સર્વેશ્વર છે, તે સર્વાત્મા છે, તેને જે ગમશે તે કરશે તેમને કોઈનું ભુંડુ થવુ તો ગમતુ જ નથી, જગતમાત્રના તે બંધુ છે, ને જગન્નાથ છે જે સ્વામી હોય ને જે બંધુ હોય, તે તો સદા સર્વનું રૂડુ જ કરે, એ પ્રમાણે જે અખિલ વિશ્વનું રૂડુ કરે છે, ત્યારે તે શું તારૂં કેમ નહી કરે ? અર્થાત્ કરશે જ. કેમકે, તું તો ઘરનો ગુલામ ઠર્યો, તેથી તે વિનતિ કર્યા વિનાજ રૂડું નિશ્ચે કરશે જ કરશે જ્યમ નેત્રને વિના કહે પલક રક્ષણ કર્યા જ કરે છે તદ્વત્ હરિ પોતાના નિજ જનનું એટલે સ્વકીય જનનુ કહ્યા વિના પોતાના આપથી જ રક્ષણ કરે જ છે એવો પ્રભુનો સ્વાભાવિક ધર્મ છે ત્યારે તું કહી શકે કે જ્યારે પ્રભુ તો સર્વનુ સદા રૂડુ જ કરે છે ત્યારે કોઈ કોઈ સમયે ભુંડુ કેમ થાય છે ? તેનો પ્રતિ ઉત્તર એ છે કે હરિ તો કદાપિ પણ દાસનું ભુંડુ કરતા જ નથી, પણ પ્રભુના હૃદયનો આશય અતિશે ગૂઢ છે, તે તુર્ત તારા સમજ્યામા આવતો નથી, તેમનું હિત કરવુ બહુ જ વિલક્ષણ રીતનું ને ઉત્તમ પ્રકારના રહસ્યનું ભરેલું હોય છે, તથાપિ જીવને તેનુ જ્ઞાન હોતું નથી, માટે તે તુર્ત તારા સમજ્યામા ન આવ્યાથી તું દુ ખ માને છે બાકી તે ઉપરથી જણાતા કથનમાત્રના દુઃખમા પણ પરિણામે હિતકારી સુખ જ સમાયલું હોય છે માટે પ્રભુ સહન કરે છે બાકી દાસને તો દુ ખ ન જ થવા દે

अहित निजभक्तानां न विदधाति कर्हिचित् इत्यादिवचनात्

એવા પ્રભુ છે, તદપિ દાસને કાંઇ દુઃખ આપે છે તેનો એ હેતુ જણાય છે કે જે જીવે હરિનું શરણ લીધું ને યથાશક્તિ ભગવદ્ભજન સ્મરણ કર્યું તેનું સંચિત અને ક્રિયામણ તો ભસ્મીભૂત થઇ ગયું પણ પ્રારબ્ધ માત્ર વેદમર્યાદા રાખવાને માટે બાકી રહ્યું, તે શૂળી જેવા મહાન્ કષ્ટરૂપી ભોગ તેનેસ્વલ્પ કાંટા જેવું કરીને મટાડે છે. અથવા મહાદુસ્તર અપરાધ શ્રીગુરુનો વા ભગવદીયનો, પૂર્વનો યા આ જન્મનો હોય, તે અપરાધનું ફળ તો ભોગવ્યા વિના તે છૂટતો જ નથી; માટે દુઃખ આવે તે શ્રીહરિની ઇચ્છા માનીને ભોગવે છૂટકો, બાકી બીજા એ વિનાના સઘળા દોષ તે તો શ્રીહરિનાં નામસ્મરણથી બળી જાય છે. વળી ભગવદીયને એક બીજી રીતનું દુઃખ પણ થાય છે, તે કયું કે જીવબુદ્ધિએ કરીને અનિષ્ટદાતા માયાજનિત પદાર્થ સ્ત્રી, દ્રવ્ય, યશ, માન, મોટાઇ, વૈભવ, ગુણ, રૂપ, વિદ્યા, કુલ, જાત્યાદિકને વિષે અતિલુબ્ધ થઇને ભજન ભુલી જાય છે, ત્યારે પ્રભુ જાણે છે જે એ થકી એનો બિગાડ થશે, ને પરિણામે દુઃખ ઘણું પામશે, ને એ તો મારો છે, મારે એને બચાવવો એ મારી ઉપર દુઃખ લગાડશે, તો તે ભલે લગાડે, પણ એનું બગડવા ન દેવાય એવી દયા વિચારીને એના બિગાડની વસ્તુ બળાત્કારે પ્રભુ છોડાવે છે તેણે અજ્ઞાને કરીને મોહથી અનિત્ય પદાર્થોને વિષે પોતાની આસક્તિ બાંધી અહંતામમતાપણું ધારણ કર્યું છે માટે તેને એવા સાંસારિક પ્રપંચથી મુક્ત કરવો—એ હેતુ સમજવવ ને'—

देशत्यागो महान् व्याधिर्विरोधो बन्धुभिः सह ॥
धनहान्यपमानं च मदनुग्रहलक्षणम् ॥ इति वचनात् ॥

દૃષ્ટાંતમાં જેમ કોઇ અજ્ઞ બાળકને, સર્પ અથવા અગ્નિ કે વિષવત્ પદાર્થો ઇત્યાદિ અહિતકારક પદાર્થોને મુગ્ધતાએ ઝાલતો દેખીને તેના

હિતકારી વાત્સલ્યકર્તા માતપિતા નિષેધ કરે છે, ત્યારે બાળક તે વેળા રુદન કરે છે. વળી બીજું ઉદાહરણ બાળકને કઠિન ગ્રંથિ ગળામાં ભરાઈ હોય અને તે દુઃખમાંથી તેને મુક્ત કરવાને સારૂ તેના મુખમાં વેલણ વગેરે ઘાલે છે. વળી ત્રીજો દાખલો અસાધ્ય રોગ મટાડવા સારૂ કડવું ઔષધ તે બાળકને તેની મરજી વિરુદ્ધ પાય છે, ઇત્યાદિ ઉદાહરણ વેળા એ તે બાળક રુદન કરે, માતપિતા ઉપર દુઃખ માને, પણ તે પછી તે જ્યારે પોતાના હિતકારી માતા પિતા છે એમ સમજણો થાય ત્યારે સમજ્યા પછી સુખ માને. તદ્વત્ શ્રીહરિનું સમજવું. દૃઢાશ્રય ભરોસો તે હિતકારીનો રાખીને સદા તે પ્રભુનું ભજન સ્મરણ ભુલવુ નહી.

शिक्षाश्लोकीग्रंथे मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे इत्यादिवचनात् ।

શ્રીઠાકોરજી દાસનું સદૈવ રૂડું જ કરે છે, કદાચ તુરત ખોટુ ભાસે કે દેખીએ તદપિ દૃઢ નિશ્ચય રાખવો કે, એમાં પણ પ્રભુ સારૂ જ કરતા હશે. નિશ્ચેજ એવું માનીને પ્રભુના ગુણ માનીએ તેનું નામ તે ગુણજ્ઞાન કહેવાય. તેથી શ્રીભગવાન ઘણા પ્રસન્ન થાય છે કે, મારા કર્યા ગુણને એ હાવાં સમજ્યો ખરો-કૃતઘ્ની મટયો બાકી તરત લાભ દેખાને તો સર્વ સારૂં માને, તેનું આશ્ચર્ય શુ? માટે શ્રીનાથજીના ઉપર અતિદૃઢ વિશ્વાસ રાખવો તે બરાબર બીજું એક પણ સાધન નથી, જેનું શૂન્ય ભાગ્ય હોય તેને પણ એ પ્રભુ પ્રમેયબળવડે પોતાનો ગણીને સઘળા મનોરથ પૂર્ણ કરે છે. પણ તેના કોટયવધિ અપરાધો કે જે ક્ષમા કરવા સરખા ન હોય તર્થપિ પણ તેની ક્ષમા કરે છે. તેને ફળ આપતાં કાળકર્મમાયાદિ કોઈનો પ્રતિબંધ ચાલે-નહી; કેમકે પ્રભુ कर्तुमकर्तुमन्यथाकर्तुं સર્વ કરવાને સર્વેશ્વર સદા સ્વતંત્ર છે, માટે

ને વળી સર્વ ભક્તના અંતર્યામી છે. તે સર્વના મનોભિલાષ માત્રને જાણે છે, માટે તેમને કશું કહેવું ન પડે, આ કારણથી બીજા સર્વ ભરોસા મુકીને એક અનન્યભાવે ભરોસો દૃઢ શ્રીજીનો રાખે; તેને સકળ પદાર્થ સિદ્ધ થયેલા છે જ. શ્રીકૃષ્ણ નામ ક્ષણમાત્ર વૈષ્ણવે ભૂલવું નહી. સદા તેમનું ચિંતન કરવુ ને તે ભગવાનની સેવા યથાર્મપદ્ શક્તિઅનુસાર મિલિત ઉપચારોથી જેમ બને તેમ કરવી. યથાશક્તિ કરવામાં આળસ કે પ્રમાદ ન કરવો. તેમ અન્યાશ્રય પણ ન કરવો. અસમર્પિત ખાનપાન ન કરવું. દુષ્ટ સંગથી દૂર નાસવું. સ્વમાર્ગીય ઉત્તમ ભગવદીયને મળીને અખંડ નિવેદનનું સ્મરણ કરવુ તેથી ચિંતા ન ઉપજે. જો એ પ્રમાણે ન કરીએ તો અવિદ્યા બાધ કરે, આસુરાવેશ થાય, તેની નિવૃત્તિનો ઉપાય અષ્ટાક્ષરમહામંત્રનો જપ તથા શ્રીજીનું ચરણામૃત છે. સકળ પાપ, સંતાપ, વ્યાધિ, કલેશ, દુઃખ, ભય, હાનિ ઉદ્વેગાદિક મટવાનો ઉપાય શ્રીહરિની શરણાગતિ અને શ્રીહરિનું નામસ્મરણ એ વિના બીજો કશો શ્રેષ્ઠ ઉપાય છે જ નહિ સર્વ પદાર્થના કર્તાહર્તા દાતા એક સ્વયમેવ શ્રીનાથજી જ છે. તેમની ઇચ્છા વિના એક પત્ર પણ હાલી શકતું નથી. બીજી સર્વ વાતો સાધારણ પક્ષની છે, પણ સત્ય સિદ્ધાંત વાત તો એજ છે. કેમકે કર્તુ અકર્તુ અન્યથાકર્તુ સમર્થ એ પરમેશ્વર તે પ્રાણિમાત્રનું સુખ દુઃખ એમના હાથમાં છે. સદા સર્વદા શ્રીજીનું ધાર્યું જ સકળ થાય છે, તેમાં હરબ્રહ્માદિક કોઈએ અણુમાત્ર પણ ફેર પડે નહી તો બીજા જીવ ત્યાં કોણ માત્ર છે? કોટિક બુદ્ધિવાન મળીને અનંત યત્ન કરે તથાપિ પણ તે મિથ્યા કહેવા માત્ર છે. સોચના કરી મરે, તેટલો જ લાભ–જીવ હું કરતાપણું માને છે તે તો શકટનો ભાર શ્વાને તાણ્યા જેવું છે. શ્વાનને શકટને કશો સંબંધ જ નથી, તેમ જીવને પોતાના આપથી કર્તૃત્વપણાનો સંબંધ જ નથી.

આધિભૌતિક અધ્યાત્મ દુઃખ આધિદૈવિક હુ કહાય;
તીન મૂલ શાખા અમિત, સુનત સંશય છિદ જાય ૪
કર્મકાલગ્રહમનાદિ, માનત સુખ દુઃખ હેત;
હરિ ઈચ્છા આધીન સબ અસમઝ ઇન સિર દેત ૫

છતા અહંતામમતાથી અજ્ઞાને કરીને માને છે ખરો. એજ એની અલ્પજ્ઞતા બતાવી આપે છે. તે પણ હરિ ટાળે તો જ તે ટળે. જગતમાં કોઇ જ્ઞાની પણ નથી ને જડ પણ નથી. જે સમયે જેને જેવો હરિ કરે તે સમયે તે તેવો જ થાય. તે જેમ કાષ્ઠની પૂતળી તથા ચરકટ અને શુક, યંત્ર, બાલકાદિક, પરાધીન ચકા જ્યમ સૂત્રધાર નચાવે ત્યમ નાચે, અને કરાવ્યા ખેલ કરે છે તેમ અખિલ જગત્ શ્રીજીને વશ છે. શ્રીહરિ જંત્રી છે અને તું જંત્રવત્ છે. પુણ્ય ને પાપ તે તો બંને કહેવામાત્ર છે. જે વૃક્ષે જે લતાએ જેવું ફળ ફુલ પત્ર જે ઋતુ સમયે જેટલું હરિએ નિર્માણ કર્યું હોય છે તે પ્રમાણે તે નિમિત્તમાત્ર આપે છે. તે જ પ્રમાણે જેને જે સમયે જેટલું જેવું જેમ હરિએ લખ્યું છે તેને તે સમયે તે પ્રમાણે પ્રાપ્તિ થાય છે. તદપિ પંડિત સરખા પણ સોચ કરે છે.

૪. ત્રિવિધ પ્રકારના સંતાપરૂપ દુઃખ, ૧ આધિભૌતિક, ૨ આધ્યાત્મિક, ૩ આધિદૈવિક જે કહેવાય છે એ ૩ મૂળ તેની અપાર શાખાઓ છે તે સાંભળવાથી સર્વ સંશયો છેદા થઈ જાય. શરીરનાં રોગાદિ દુઃખ તે આધિભૌતિક અને મનનો સંતાપ તે આધ્યાત્મિક, તથા રાજકદૈવક દુઃખ આવી પડે તે આધિદૈવિક ગણાય.

૫. કર્મ, કાલ, ગ્રહ, સ્વભાવ, મન ઇત્યાદિને સુખદુઃખના હેતુ કહેવામાં આવે છે, પરંતુ એ સર્વે શ્રીહરિની ઇચ્છાને આધીન છે, તેની જેને સમજ નથી હોતી તે એમને સિર દોષ દે છે.

હરિ ઇચ્છા સબતેં, પ્રબલ તા સમ ઓર ન કોય;
કર્માદિક હુ તસ કરેં, જેસી પ્રેરણા હોય. ૬
હરિશરનાગત સો સબે; હરિ કર્તા ઇક જ્ઞાન;
કર્માદિક કર કહત સો, કૃષ્ણદાસ બિન આન ૭
મૂલ કૃષ્ણ ઇચ્છા બિના, ડોલે નહિ ઇક પાત;
એહી દ્દઢ ચિત્ત રાખીયે, લક્ષ બાતકી બાત. ૮
તહુ બિબેક તો રાખીયે, તાપે જો કછુ હોય;
સો ઇચ્છા હરિકી લહો, તામેં દોષ ન કોય. ૯

---

૬. સર્વ કોઇ શ્રીહરિની ઇચ્છાને આધીન (વશ) છે. પ્રભુની પ્રબળ સત્તા છે, તેમની સમાન અન્ય કોઈ પણ નથી. કર્માદિક પણ તેટલું જ કરી શકે કે જેવી પ્રભુની પ્રેરણા હોય.

૭. એ સર્વે શ્રીહરિનો આશ્રય કરીને રહેલાં છે. માટે સર્વકર્તૃપદ શ્રીહરિને જ ઘટે છે, એવું જ્ઞાન રાખવું કડી ૫ માં કહ્યાં છે તે કર્માદિક કરે છે, એમ કહેનારા શ્રીકૃષ્ણદાસ નથી, એમ સમજ છે.

૮. સર્વનું મૂળ શ્રીકૃષ્ણ છે, અને તેમની ઇચ્છા વિના એક પાંદડું પણ હાલવાને સમર્થ નથી. એવું દ્દઢ કરીને મનમાં રાખવું. લાખ વાતની એક સાર સિદ્ધાંતની વાર્તા એ જ છે.

૯. તો પણ વિવેક રાખી સમજવું જોઇએ છતાં ઇશ્વર ઇચ્છારૂપ પરિણામ ભાવી ફળ આવનાર છે તે જ આવશે, એવી સમજણ રાખવી. જો સર્વના મૂળરૂપ શ્રીહરિની ઇચ્છાને જ પ્રધાનપદે સ્વીકારવામાં આવે તો પછી વચલાં કારણરૂપ કર્મ, કાળ, ગ્રહ, સ્વભાવાદિનું સ્વતંત્ર કાંઇ પણ સામર્થ્ય ન હોવાનું સહજ સમજાશે, અને કોઇને નિમિત્ત-કારણરૂપ દોષ પણ નહીં રહે.

બિબેકતેં ભાવી ન ટરેં, સોચ કરો જિન કોય,
બિબેક કો ગુન એહી હેં, પાછેં તાપ ન હોય. ૧૦
કીયો હોત સબ કૃષ્ણકો, તૂ મતકર પરિતાપ;
જો અપનોહૂ બલ ચલે, તો કરે બુરો કો આપ? ૧૧
હરિકૃતિમેં હૂપદ દીખે, એહૂ હરિકૃતિ માનિ;
સૂધિ સમઝ જાકો મિલી, તાહિ દઇ કો આન. ૧૨

૧૦. અગાઉથી વિવેકબુદ્ધિ પુરઃસર વર્તતાં છતાં પણ ભાવી થનાર વસ્તુ તે કદિ પણ મિથ્યા થઈ શકનાર નથી, માટે ભવિષ્ય પદાર્થરૂપ પરિણામિ ફલને માટે કદિ પણ શોચ (ચિન્તારૂપ પરિતાપ) કરવાનું પ્રયોજન નથી. અગાઉથી વિવેકયુક્ત વર્ત્યાંનું ફળ એટલું જ કે જગતના લોકો એવો ઠપકો ન આપે કે, પ્રભુએ બુદ્ધિ અને સાધનો આપ્યા છતા તેનો ઉપયોગ ન કર્યો. જે પ્રમાણે જે કાળે કરવુ ઘટતુ હતું તે તો મેં અગાઉથી કર્યું હતું, પરંતુ પ્રભુ પ્રચ્છા પ્રમાણે જ ફળ આવ્યુ એમ જાણી હર્ષ કે શોકરૂપ ચિંતાદિ ક્લેશપરિતાપ ન થાય, માટે વિવેક રાખી શ્રીહરિની ઇચ્છા પ્રમાણે થયુ છે, થાય છે, અને થશે, એમ નિશ્ચય રાખી ચિન્તાક્લેશથી નિવૃત્ત થવુ

૧૧. સર્વ શ્રીકૃષ્ણ ભગવનનું જ કર્યું થાય છે, એમ જાણીને પરિતાપ દૂર કરવો જો પોતાના બળથી થતું હોય તો પોતાનુ બુરૂં કોઇ કેમ કરે?

૧૨. શ્રીહરિની કૃતિ છતાં તે કૃતિમાં હું કર્તા છુ એમ લાગે તે પણ શ્રીહરિની પ્રેરિત કૃતિ જાણવી એવી જેને સીધી સમજણ મળેલી છે તેને બીજો શુ કરી શકશે? અથવા તો તેને તે કોણ આપનાર છે?

જિયકી ચિતવનિ ઓર, અરુ પ્રભુકી ચિતવનિ ઓર;
કાકતાલીય ન્યાય કહ્યુ, કબુ આવે ઈક ઠૌર. ૧૩
દારુ પૂતરી યંત્ર શુક, મરકટ પરબસ બાલ;
ત્યોં હરિકે બસ જકત સબ કરે કરાયે ખ્યાલ. ૧૪
સુખ દુઃખ નહિ જિય જતનતેં મિથ્યા રહિ મનભ્રાંત;
કનકકશિયપુ પ્રલ્હાદ કો, દેખિ લેહુ દષ્ટાંત. ૧૫

---

૧૩. જીવનું ચિતવેલું બીજું હોય ને પ્રભુએ બીજું નિર્ધાર કરેલું હોય છે. પરંતુ કોઇ સમયે જે જીવે ધાર્યું છે તે પ્રભુ ઇચ્છાને અનુકૂલ હોય તે કારણથી તે કાર્ય સિદ્ધ થાય તો કાકતાલીયન્યાય જેવું ગણાય છે કહેવત છે કે, "કાગડાનું બેસવુ, ને તાલીયાનું ભાગવું." સાલીયો છર્ણ થવાથી કે વાવાઝોડાં આદિ કારણથી પડવા જેવો થઇ રહ્યો હોય ને એટલામાં તેની ઉપર કાગડા જેવુ હલકું પ્રાણી બેસતાં પડી ગયો, એમાં કાગડાને કારણ ન ગણાય.

૧૪. જે પ્રમાણે કાષ્ટની પૂતળીવાળું યંત્ર, યંત્રીને આધીન છે. અને માંકડાં મદારીને આધીન છે અને મુગ્ધ બાલક માતા ઇત્યાદિ પાલકને આધીન છે, તે જ પ્રમાણે સમગ્ર જગત્ શ્રીહરિને વશ વર્તી રહેલું છે, તે બ્રહ્મની જે પ્રમાણે ઇચ્છા હોય તે પ્રમાણે જી। કરી શકે છે. બધા ખ્યાલો કરી મૂકેલા હોય છે.

૧૫. સુખ યા દુઃખ એ કાંઈ જીવના પ્રયાસથી પ્રાપ્ત થતા નથી. છતાં-જે સ્વતંત્ર રીતે પુરુષ પ્રયત્નને જ મુખ્ય માને છે તેમની બુદ્ધિ ભ્રાંતિવાળી છે. દષ્ટાંતરૂપ-જેમકે હિરણ્યકશિપુએ પોતે બચવાના, તેમ જ ભક્ત પ્રલ્હાદજીનું અહિત થવાના અનેક પ્રયત્ન કર્યા છતાં તે હિરણ્યકશિપુ બચ્યો નહીં અને પ્રલ્હાદજીનું લેશ માત્ર પણ ન બગડયું.

સમઝહિ હોત હરિકો કીયો, કછુ મિસ પેદા હોય;
જ્ઞાની તાકું ના ગિને, સુમરિ સુમરિ જડ રોય ૧૬
દુઃખ મૃત્યુ કાહુ ન રુચિ, સહજ સમય પર આય;
સુખહુ ત્યોં બિરલા સમઝ કહવે માત્ર ઉપાય. ૧૭
સર્વેશ્વર સર્વાત્મ બિજ્ઞ, નાગર કૃષ્ણ કૃપાલ;
નિજ ઈચ્છાસું હી કરે, તૂં કયોં સોચત બાલ? ૧૮
ઈશ કૃતિમેં અહંપદ, શકટ નિચે જ્યોં શ્વાન;
સકલ સૃષ્ટિ મંડાન યોં, બિરલ જુગત યહ જાન ૧૯

૧૬. સર્વ કાંઈ જે થાય છે તે શ્રીહરિનું કરેલું જ થાય છે. માત્ર તેમાં મિષ એટલે બહાનાનું નિમિત્ત કારણ પ્રભુ પેદા કરે છે. પરંતુ જ્ઞાની જન તે બહાનાંને કથનમાત્ર જાણી તે વચલ્યા પદાર્થનો કાંઇ પણ હિસાબ લેખતા નથી. પરંતુ જડ બુદ્ધિના જન તે નિમિત્ત કારણને સંભારી સંભારીને રડે છે.

૧૭. જુઓને દુઃખની કે મૃત્યુની કોઇ પણ ઇચ્છા રાખતું નથી, છતાં તે જેમ અનાયાસે જે તે સમયે આવીને પ્રાપ્ત થાય છે તેજ પ્રમાણે વગર માગે સુખ પણ અનાયાસે પ્રાપ્ત થાય છે, પરંતુ આ મર્મને કોઇક વિરલ જન જ જાણે છે. તેમાં ફેરફાર કરવાના પ્રયત્ન તો કહેવા પૂરતા જ છે.

૧૮. જે સર્વેશ્વર, સર્વના આત્મા, વિજ્ઞ અત્યંત ચતુર અને પરમ કૃપાળુ શ્રીકૃષ્ણ છે તે સ્વેચ્છાથી જેમ ગમતું હશે તેમ કરશે, માટે હે બાલક સરખી બુદ્ધિવાળા અજ્ઞાની, તું શા માટે ચિંતા કરે છે?

૧૯. ઇશ્વરની સર્વ કૃતિ છતાં જે મિથ્યાભિમાનથી હું કર્તાપણું માને છે તે તો જે પ્રમાણે ગાડાનો ભાર ખેંચવાને કુતરું લેશ માત્ર

સૂધો કરત ઉલટો પરન, ઉલટો સુધો હુ હોત;
ભરત બ્યાધ દ્દષ્ટાંત લખિ, મૂરખ કાહે રોત? ૨૦
ઈહતો બિગર્યો ચૂકતે, અબ ચલિ ચેતિ ચતુર;
ફિર કબુ રોયો તબ ભવિશ, કે તું ફિરકે સુહુર. ૨૧
ન કર તહુ હોનિ ન મિટે, કરિ અનહોનિ ન હોય;
પરીક્ષિત સુત પ્રલ્હાદ પિતુ, દેખિ બિચારી દોય. ૨૨

પણ સમર્થ નહી છતાં ગાડાની પાછળ અમળાતુ અમળાતું ચાલી મિથ્યાભાર ખેચવાપણાનું અભિમાન રાખે તેનુ છે, કેમકે સર્વ જગતનું મડાન એ જ પ્રમાણે ઈશ્વરની સત્તાથી થાય છે, આ સિદ્ધાતને કોઇક વિરલા પુરુષ જેવી રીતે છે તે પ્રમાણે યથાર્થ યુક્તિએ કરીને જાણે છે.

૨૦ ઇશ્વરની ગતિ અકળિત છે એ સમજવાને સારૂ કહે છે કે, જુઓ સીધે માર્ગે ચાલતા ઉલટુ પરિણામ આવ્યુ જેમ કે ભરતજીએ કેવલ દયાની ખાતર હરણીના ગર્ભથી શ્રવી ગયેલા બાલકનું પાલન પોષણ કર્યુ તેમા ત્રણ જન્મ લેવા પડયા. અને ઉનટ કૃતિ કર્યા છતા સુલટ ફળ પ્રાપ્ત થયુ, જેમકે બ્યાધે (પારધિએ) શ્રીકૃષ્ણ પરમાત્માને બાણ માર્યુ છતા તે પારધિને સ્વદેહે સ્વર્ગે મોકલી સ્વર્ગ પદ આપ્યુ. એ દૃષ્ટાંતો જોઇને હે મૂર્ખ, તુ શા માટે રડે છે?

૨૧ કોઇ કહે કે, એ તો ચૂક ભૂલથી કાર્ય બગડ્યુ, પરતુ હવે તો ચતુરાઇથી ચેતીને ચાલજે કે જેથી કરીને પછીથી પશ્ચત્તાપ કરવો ન પડે છતા બનવાનુ તે તો બનશે જ, ત્યારે પણ તુ આની અજ્ઞાની-પણાની સમજ રાખીશ તો પાછુ ફેરીથી તને રડવારૂપ પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવશે જ.

૨૨. યત્ન ન કરે તો પણ થનાર નહીં મટે, અને પ્રયત્ન કરે તો પણ જે નહીં થવાનુ તે તો નહીં જ થાય જેવી રીતે પરીક્ષિતના

જો ચાતુર સુખિ હોય સબ, તબ મૂરખકોં દોસ,
ચાતુર દુઃખાતુર અતિ, કા મૂરખ અફ્સોસ ૨૩
બુધ જાનત દુઃખ યહ કીયે, તહુ કિય બિન ન રહાય;
ઇચ્છાબલ પસ્તાય પુનિ, તાકો કોન ઉપાય ? ૨૪
રાંમ બ્રહ્મ સિવ મુખ સુને, સયાની ન સંસય ભાગ;
બુદ્ધિપ્રેરક કૃષ્ણુ સબ સ્યાનપ કામ ન લાગ. ૨૫

---

પુત્ર જન્મેજયને ભગવત્જ્ઞાનાવતાર વેદવ્યાસજીએ અગાઉથી ભવિષ્યવાણીરૂપે થવાના પદાર્થ વિષે કહ્યું હતું તે પ્રમાણે ન થવાને સારૂ તેણે ઘણા પ્રકારની યુક્તિઓ કરી છતાં પણ થવાનું હતું તે થયું જ. વળી અગણિત પ્રયત્ન પ્રહ્લાદજીને મારી નાખવાને પિતા હિરણ્યકશિપુએ કર્યા હતા, છતાં પ્રહ્લાદજીનું લેશ માત્ર પણ અહિત ન જ થયું. આ બન્ને દાખલા જોઇને તું વિચાર કર.

૨૩. જો ચતુરાઇપણાના કારણથી સદા ચતુરજનને સુખનો નિશ્ચય હોય તો મૂર્ખ ને અજ્ઞાનના કારણરૂપ દોષ દેઇ શકાય. પણ તેમ તો છે જ નહીં. ચતુર નરો પણ અતિશય દુઃખાતુર હોય છે, એમ જાણીને મૂર્ખે પણ તેનો અફસોસ કરવાનું કારણ રહેતું નથી.

૨૪. ડાહ્યા પુરુષો જાણે છે કે, આવું અસત્ કર્મ કર્યાથી દુઃખ પ્રાપ્ત થાય છે. છતાં તે નહીં કરવા યોગ્ય કર્મ કર્યા સિવાય રહેતા નથી, તે પરથી તેમને અસત્કર્મના પરિણામરૂપ દુઃખ ફળ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેનો પશ્ચાત્તાપ કરીને, પછી તે પ્રભુની ઇચ્છાને મુખ્ય બલિષ્ઠ ગણે છે. ભવિષ્ય પદાર્થને મટાડવાને કોઇ પણ ઉપાય છે ખરો? જવાબ એ કે પ્રભુ ઇચ્છા એ જ મુખ્ય છે.

૨૫. શ્રીરામચંદ્રજી બ્રહ્મસ્વરૂપ છે એમ સાક્ષાત્ શંકરે પાર્વતીજીને ઉપદેશ કર્યા છતાં, સયાની [શાણા] શ્રીપાર્વતીજીનો સંશય નિવૃત્ત ન

બોલે બિહંસિ મહેસ તબ, જ્ઞાની મૂઢ ન કોઇ,
જિહિં જસ રઘુપતિ કરહિ જબ, સો તસ તિહિ છન હોઇ૨૮

ચોપાઇ.

ઉમા દારુ જોષિતકી નાંઇ, સબહિન ચાવત રામ ગુસાંઇ;
નટ મરકટ ઇવ સબહિ નચાવત, રામ ખગેસ બદ અસ ગાવત ૨૯

દોહા.

ફિર ફિર મનમેં વહિ બસે, હોનહાર જો હોય;
અનહોની ભાવે ન જો, લાખ સિખાવે કોય. ૩૦

---

સૌનો સિદ્ધાંત એ સમજવાનો છે કે શ્રીહરિની ઇચ્છા બળવાન છે. તે પ્રભુની ઇચ્છા શી છે તે જાણવી અશક્ય છે.

૨૮. આ કડીઓ ગ્રંથકાર કવિની નથી પણ ભક્ત કવિવર્યે સ્વોક્તિમાં પ્રમાણુ તરીકે મહાત્મા શ્રીરામભક્ત તુલસીદાસજીનાં રામાયણનો અંગીકાર કરેલો છે. જેનો ભાવાર્થ સાર અનુક્રમે દરેક કડીનો એ છે કે, શ્રીમહાદેવજી હસીને કહે છે કે કોઇ જ્ઞાની નથી તેમ કોઇ મૂઢ નથી. જે સમયે શ્રીરામચંદ્રજી ભગવાનને જેવું કરવાની ઇચ્છા હોય છે તે વખતે તેવું થાય છે. હે પાર્વતીજી, જે પ્રમાણે કાષ્ઠ પુતળીને સૂત્રધર નચાવવા ઇચ્છે છે તેમ તે નાચે છે. તેમ શ્રીહરિ યંત્રી છે અને યંત્રરૂપ સમગ્ર જગત્ છે.

૨૯. જે પ્રમાણે મદારી માંકડાને નચાવે છે તેમ તે નાચે છે, તેવી જ રીતે પ્રભુ પોતાની માયાથી સમગ્ર જગત્‌ને નચાવે છે, તેમ શ્રીરામચંદ્રજી છે. શ્રીરામચંદ્રજી અને ખગ (પક્ષી) તેના ઇશ (રાજા) ગરુડજીના સંવાદનું વેદમાં કહાના ઇસારાવાળું આ વચન છે.

૩૦. ફરી ફરીને મનમાં એ જ આવીને વસે છે કે, જે થવાનું

સબ સંજોગ તેમો જુરે, જેસો હોનો હોય,
નહિં હોંતબ કરિ ના સકે, કોટિ જતનતેં કોય. ૩૧
કરે કામ સબ સમજકે, લગે ભવિશ બલ ઠીક,
સો મત ભલ ફિર સોચ કયો, અભલ લગ્યોં કયો નીક?૩૨
કયોં હૂ ચૂક પરે નહી, જો સુખ હોનો હોઈ,
જો કણુ હોનો દુઃખ તબ, સૂધો બને નહિ કોઇ ૩૩
અકર કરે અઘટિત ઘટે, અતર્ક અમિલ મિલાપ;
બને મિટે નહિ ભવિશ કણુ કયો હૂ તબ કહા તાપ?૩૪

છે તે થશે જ અને જે નથી થવાનુ નિર્માણ કર્યું ને તે લાખો ઉપાયે પણ નથી જ થનારૂ

૩૧ જે કાળે જેવુ થવાનુ હોય તે કાળે તેવો સયોગ આવી મળે છે અને જે નહિ થવાનું પ્રભુએ નિર્માણ કરેલુ હોય તે કોટિ ઉપાયે પણ નહીં જ થાય

૩૨ દરેક મનુષ્ય પોતાને મળેલી બુદ્ધિ અનુસાર વિચારીને કરે છે અને તે ભાવિબળના યોગે ઠીક લાગે છે, તે જો ભલુ ન થાય તો તેનો શોચ ફરી કેમ થાય છે? તે પણ જો તે વખતે ન થયુ હોત તો બહુ સારૂ એમ શા માટે પાછળથી કહે છે?

૩૩ જેને જે રીતે સુખ પ્રાપ્ત થવાનુ છે, તેમાં કાઇ પણ ચૂક કદિ પણ થનાર નથી, અને તે સુખને પ્રાપ્ત થનારો હમેશા સતધર્મે જ ચાલતો રહેશે, અને એ જ પ્રમાણે (એથી વિરુદ્ધ) નો દાખલો જેને જે કારણથી જે રીતે દુખ પ્રાપ્ત થવાનુ છે તેને તે કષ્ટ પ્રાપ્ત થવામા પણ કાઇ ફેરફાર થનારો નથી જ કારણ કે જેને દુખ પ્રાપ્ત થવાનુ છે તેને હાથે કદિ પણ સીધી કૃતિ (સત્કૃતિ) થવાની નથી

૩૪ પ્રભુ કર્તુંમ, અકર્તુંમ, અન્યથાકર્તું સર્વ કરવાને સંપૂર્ણ

ભવિશ ભૂત જા હિય ધસ્યો, સો કરિ વહ વ્રુ કરાય,
રુચિ સમ રચન રચાયકે, નિકસે નિજ મતિ પાય. ૩૫
બુઝિ બિગારકી બાત તહુ, મિલ્યો ન સુધરન જોગ;
દિખત દિખત દુઃખ બ્હે ગયો, હોનહાર યહ રોગ ૩૬.

---

સામર્થ્યવાન્ છે એટલે નહીં થવા યોગ્ય હોય તો પણ તે કરી શકે, અને જે ઘટિત નથી, તેને ઘટિત કરે. જેનો તર્ક પણ થઇ ન શકે, ને જે મળી શકવું દુર્લભ છે, તો પણ તે મેળવી શકે છે. તથાપિ પ્રભુએ જે બનવાનું નિર્ધાર કરેલું છે તે તો નહિં જ મટે. ત્યારે તાપ શા માટે કરવો?

૩૫. જેના હૃદયમાં એવો નિશ્ચય થયો છે કે—જે પ્રમાણે ભાવી પ્રભુએ નિર્મ્યું છે તે જ પ્રમાણે થયું થાય છે, અને થશે જ. અને તે જેવું કરાવે છે તેવું જ થાય છે. તેમણે સમગ્ર જગતની રચના નિજ રુચિ પ્રમાણે રચી રાખી છે. અને બુદ્ધિ પણ તેમણે આપેલી છે. જે કાળે જે થવાનું થયું હોય તેવી બુદ્ધિના પ્રેરક પણ તે જ છે. જેના કલેવરમાં ભૂતપ્રેતાદિએ પ્રવેશ કર્યો હોય તો તે કલેવરે કરીને તે ભૂત જેવું કરાવે તેવુ થાય છે તે ભૂત પોતાની રુચિ પ્રમાણે કૃતિ કરાવીને જ્યારે નિકળી જાય ત્યારે પેલા કલેવર વાળાને પછીથી ભાન આવે છે.

૩૬. કેટલાક ત્રિકાલદર્શી પુરુષો જાણે છે કે આ અસત્ કૃતિ કરવાથી બિગાડ થાય છે છતાં તેને સુધારવાનો તેને યોગ મળતો નથી, જેથી જોતા જોતામાં દુઃખરૂપ અસત્ જે થનાર હોય તે થઈ જાય છે જેમ રોગ જોતા જોતામાં વૃદ્ધિ પામી મહાન્ દુઃખ થાય છે તેમ અગાઉથી વિચાર કર્યા છતાં પણ બુરૂં થાય છે.

સુધી બાત સમઝિ તહુ, બની ન લગિ કછુ ખાંચ,
બિચાર કરત બિગાર જયોં, હોનહાર હી આંચ. ૩૭
સુલટિ બાત ઉલટી લગે; ટેડી સૂધી લાગ.
હોનહાર હિય દઢ બસે, અનહોની મતિ ભાગ. ૩૮
હોની પ્રથમ હિય બસિ રહે, પ્રકટ ઉરોજ ન કોય;
ફિર ફિર ઓઢનિ ઉર ઢપે, કન્યા તહુ નર જોય. ૩૯
હોનહાર હિય બસિ રહે, ચિતઉ બહીકે બચ્છ;
ચલત અંબુ પ્રતિ પલ લખે, પૂચ્છ જદપિ નહિ પચ્છ૪૦

૩૭. સુધી (સીધી) વાત સમજ્યા છતાં પણ તે પ્રમાણે ન બને. એટલે સીધે માર્ગે પ્રવર્તવા ઇચ્છે, તથાપિ તેમાં પ્રતિબંધ આવે, તે કાર્ય ન થવા દે. અને વિચાર કર્યા છતાં પણ બીગાડ થાય છે તે ઉપરથી પણ સમજી શકાય છે કે, જે થવાનું છે તે થશે જ એ નિશ્ચય સત્ય છે.

૩૮. સ્પષ્ટ છે. ટેડી–વાંકી. હોનહાર–થનાર.

૩૯. જેવું પરિણામે થવાનું છે તેવુ જ અગાઉથી ચિહ્ન હૃદયમાં સ્ફુરે છે તે સમજવાનું દૃષ્ટાંત–જેમકે કુમારિકા કન્યાના ઉરોજ (સ્તન) ખીલેલાં નથી હોતાં તેની વયે પણ તે કન્યા ફરી ફરીને પોતે ઓઢેલી ઓઢણીને ખેંચીને પોતાના ઉરસ્થળને આચ્છાદન કરે છે.

૪૦. આ કડીમાં બીજુ દૃષ્ટાંત આપે છે કે–જે પરિણામે થનાર છે તેવું જ તેના અંતરમાં ઠસી રહે છે ને તેમ થવાને તે ચિતવે છે. જેમકે મોરની જાતિમાં માદા (સ્ત્રી) ને "ઢેલ" કહે છે, તેને ન્હાનપણમાં પીછાં આવેલાં હોતાં નથી. છતા તે તે સમયથી એવી ઇચ્છા રાખે

અનહોની હોવે ન કછુ, હોની મિટે ન કોઈ,
વહાં મરો પચ લાખ સુઘર, આખર હોની સુહોઈ ૪૧
સફર સૌભરી મૃગ ભરત, કલિનલ અમલ મિલાપ;
ભાવી જોગ મિલાય દે, ભજ હરિ તજ સંતાપ. ૪૨

છે કે મને પીછાં આવશે. હા, પરિણામે તે આવશે એ વાત તો સત્ય જ છે પરંતુ પીછાં આવ્યા પહેલાં જ તે જ્યારે જળમાં ચાલે છે ત્યારે તે વખતે જાણે પોતાને પીછાં આવ્યાં હોય તેમ માની તે પીછાં આવવાની જગ્યાને એ પીછ ફુટેલાં જ છે એમ માની પોતાના પીઠનો ભાગ પીછાંવાળો માની સંભાળ રાખીને ચાલે છે.

૪૧. જે થવાનુ નથી તે કોઇ કાળે કોઇ પણ ઉપાયથી નહીં જ થાય, અને જે થવા કાળ છે, તે કોઇનાથી કદિ પણ મટી શકનાર નથી. કદાચ લાખો ચતુરાઈના પ્રયોગો અનેક યત્નથી ચતુર પુરૂષો કરશે, તો પણ આખરે જેવું થવાનું પ્રભુએ નિર્માણ કરેલું છે તેવું જ થશે.

૪૨. કડી ૪૧ નું રૂપક સમજાવવાને શ્રીમદ્‌ભાગવત પુરાણના ૨ દાખલા આપે છે. (૧) સૌભરી ઋષિ પૃથ્વી ઉપર માયાની વિશેષ ઉપાધિ માની અખંડ બ્રહ્મચર્યમાં રહેવાને દુઃસંગથી ડરીને શ્રીયમુનાજળમાં પેઠા, ને તે જળમાં (૬૦૦૦૦) સાઠ હજાર વર્ષપર્યંત સમાધિ કરી, તથાપિ પછીથી ભાવી રૂપ જે ગૃહસ્થાશ્રમ, તેનો યોગે, જળમાં માછલું અને માછલીનો સમાગમ જોઇ, વિહ્વળ કામાતુર થયા. સ્ત્રી સંગ પ્રાપ્ત થવા માટે માંધાતા રાજાને ત્યાં ગયા, વયોવૃદ્ધતા જાણી એ રાજાને ત્યાં ૫૦) પચાસ કન્યાઓ હતી, તે પોતાને સુરૂપ નહી હોવાથી વરશે નહી, એમ જાણીને પેલી હજારો વર્ષની તપશ્ચર્યારૂપ પુણ્ય ફળ વટાવી નાખી સ્ત્રીસંગ માટે સુંદર રૂપવાન બન્યા, અને એક કન્યા તો શું

## કબિત ૧.

**પુન્ય શ્લોકી નલ કેસે સભવે કલિ પ્રવેશ ?**
**ધર્મ રૂપ ધર્મ કૈસે ખેલે દ્યૂત દાવ રે ?**

---

પણ એ માંધાતારાજાની ૫૦ પચાસે કન્યાઓનું પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમમાં પડ્યા. ભાવી પદાર્થ થનાર હતો તે આખરે થયો જ. (૨) ભરતજી ઉપાધિ જાણીને અરણ્યમાં સરિતા કાંઠે પર્ણકુટી આશ્રમ બાંધી રહ્યા હતા. છતાં ત્યાં એવું પરિણામ આવ્યું કે-એક હરણી જે કે ગર્ભવતી હતી, એ હરણીએ સિંહનો નાદ સાંભળ્યો તથા તેને પોતાની તરફ દોડયો આવતો જોયો, તે હરણી અત્યંત ભયાતુર થઇ, જે નદીની તેકની ભેખડ હતી, તે ઉપરથી છલંગ સામી તેકની ભેખડ ઉપર જવાને તેણે મારી; પરંતુ તે ગર્ભવતી હોવાથી ધાર્યા પ્રમાણે છલંગ ન વાગી, ને જ્યાં ભરતજી નદીમાં સ્નાનસન્ધ્યાદિ કર્મ કરતા હતા તે સરિતામાં તેનો ગર્ભ શ્રવી ગયો અને ગર્ભ શ્રવતાં જ તે હરણી પણ મરણ પામી આ પ્રમાણેની ગર્ભની અનાથ સ્થિતિ જાણી ભરતજીએ તેને કેવલ દયા-દૃષ્ટિથી નદીમાં ખેંચાતી બાહાર કાઢી તેને ઉછેરી લાલનપાલન કર્યું. આખરે પોતાનો અંતસમય આવ્યો ત્યારે મનમાં વાસના રહી ગઈ કે હવે મ્હારી પાછળ આ મૃગના બચ્ચાનું રક્ષણ કોણ કરશે ? એવી દૃઢમતિ તેમાં રહી ગઈ. તે વાસનામૂળથી ભરતજી સરખા મુનિને ૩ જન્મ ધારણ કરવાનો પ્રસંગ આવ્યો. (૩) ત્રીજો દાખલો પુણ્યશ્લોકી નલરાજાનો છે જે સત્યવાદી પુણ્ય પવિત્ર હતા, તેમાં કલિયુગનો પ્રવેશ થયો, જે મળરહિત નળ-રાજા તેને મળરૂપ (દોષના ભંડારરૂપ) કલિયુગનો પ્રસંગ (સંયોગ) નડયો. આ ૩ ત્રણે દૃષ્ટાંતો આપી છેવટે એનો સારરૂપી સિદ્ધાંત લખે

બીધના બિબેકી કેસી દુહિતા પે દુષ્ટ મતિ; ?
ચંદ્રમાકે ચિત્ત કેસેં ગુરુપત્ની ચહાવરે ?
બૈષ્ણુવ બિષ્ણુરાત કણુ, બિપ્ર કંઠ સાપ ધરે ?
ભરત ભક્ત મૃગ મોહે ભૂલી કૃષ્ણુ પાવરે.
દયા એ બિચારેં બાત, પાછે પરિતાપ કરો,
ભુલાયો ભવિષ્ય ના તો કહો સબી ભયે બ્હાવરે ? ૧

---

છે કે ભાવી ગંયોગ અવશ્ય આવી બને છે, તેટલા માટે સર્વ સંતાપને છોડીને તું શ્રીહરિને ભજ.

૧ રસિક રંજન—નામનો ગ્રંથ આ ભક્ત કવિવર્યનો છે, તેમાંનાં ૩ કવિત આ કલેશકુઠારગ્રંથમાં દાખલા સમજાવવા સારૂ મૂકેલાં છે. (૧) પુણ્યશ્લોકી પવિત્ર નળરાજા, ધર્મમાર્ગે ચાલનારા, તેનામાં કલિયુગરૂપી અધર્મ દોષે પ્રવેશ કર્યો. એ કેમ બને ? (૨) ધર્મરાજા યુધિષ્ઠિર સદા ધર્મમાર્ગેજ ચાલનારા હતા, છતાં તેઓ (જુગાર રમ્યા. તેમાં રાજ્ય હાર્યા અને શ્રી દ્રૌપદી હાર્યા. (૩) વિવેકી જ્ઞાની બ્રહ્મા તે પોતાની કન્યા સરસ્વતીના રૂપ ઉપર મોહિત થયા, દુર્બુદ્ધિ કરી. (૪) ચંદ્ર દેવકોટિમાં સૌમ્ય છતાં, તેણે ગુરુપત્ની સાથે ગમન કરવાની ઇચ્છા કરી. (૫) વૈષ્ણુવ વિષ્ણુરાત (પરીક્ષિત રાજા) સર્વ રીતે ધર્મપરાયણુ રહેતા હતા, છતાં તેમણે શમિક ઋષિ ધ્યાનસ્થ સ્થિતિમાં બિરાજેલા હતા તે સમયે તેમની પરીક્ષા જોવાને સારૂ તે ઋષિના કંઠમાં મરેલા સર્પને નાખ્યો.

(૬) ભક્તિ કરનારા, રાજર્ષિ ભરતજીને મૃગના બાળક ઉપર આસક્તિ વધી પડી મોહને પામ્યા. આ ૬ છ દૃષ્ટાંતોથી દયારામભાઇ કહે છે કે, એ વાતોનો વિચાર પ્રથમ કરો, તો સમજાશે કે, ભાવી

## કવિત ૨.

મન્તિકે પતિ ગનેસ કોટિ બ્રહ્મહત્યા કરી,
ભાવજસો ભ્રષ્ટ ભયે ગુરુ દક્ષ સચે હે;
નારદસે ભકતરાજ શ્રીહરિકો શાપ દીને,
બર દે દુઃખ પાયે કા સિવ યેગી કચે હે ?
નિમિઓર બસિષ્ઠ દોઊ પરસ્પર શાપિ મરે;
એસે જ્ઞાની મનિ સોઊ ભાવી બસ નચે હે,
દયારામ સોચે કયોં સાવધ એક નાથ તેરો;
તાકે બીન ચૂક સોં તો કોઊ નહી બચે હે. ૨

જ્યારે ભૂલાવે છે ત્યારે કોઇનું ડહાપણ ચાલતું નથી શું ઉપર જણાવેલા બધા બહાવરા (ગાંડા) હતા ?

૨ (૧) સ્કંદપુરાણમાં કથા છે કે, બુદ્ધિના પતિ ગણપતિ, તેમણે કરોડો બ્રહ્મહત્યાઓ કરી. ગણપતિનું મૂળ મસ્તક હતું તે શ્રીમહાદેવજીએ છેદી નાખેલું હતું, તેને બદલે એ જ શ્રીમહાદેવજીએ તે ઠેકાણે (ગળાની ઉપર) એક હાથીનું મસ્તક ચોટાડેલું, તે હાથીના ગુણોનો, પરાક્રમાદિનો ગણપતિમાં આવિર્ભાવ થયાથી તેમણે અસંખ્ય ઝાડોને સૂંઢથી પાડી નાખ્યા, જેણે કરીને તે વૃક્ષની નીચે બેઠેલા અનેક મુનિઓ ચગદાઈ મરણ પામ્યા. તેની અનેક બ્રહ્મહત્યાઓ ગણપતિને લાગી હતી. (૨) ગુરુ (બૃહસ્પતિ) અતિશય ડાહ્યા ચતુર હતા છતાં તે ભોગમ સાથે સંગ કરી ભ્રષ્ટ થયા. (૩) નૈષ્ઠિક બ્રહ્મચારી દેવર્ષિ નારદજી હતા તેમણે કન્યા વરવાની બ્રહ્મચારીના ધર્મવિરુદ્ધ ઇચ્છા કરી, પ્રભુએ તેનું બ્રહ્મચર્યપણું નષ્ટ ન થાય તે સારુ, (કન્યા તેને ન વરે તે માટે) મરકટનું

**પુત્ર પરીક્ષિતકે કહિ વ્યાસસોં મૂઢ હમાર બડીલ અબીચારી.**
**નાતર દ્યુત રમે કસ સજ્જન ! ભાવી મુનિ કહી ના ટરિ ટારી.**
**વે તો નહી ભક્ત, તુ બડ દક્ષ બિચારિ ચલી કહું હોનિ પુકારી;**
**બ્હોત પચો ન ભવિષ્ય મિટયો ભઈ અંત દયાગતિહુઇ હોનહારી૩**

સુખ નારદજીનું કહેલાની ખબર નારદજીને થઇ ત્યારે નારદજીએ શ્રીવિષ્ણુભગવાનને શાપ દીધો. (૪) શ્રીમહાદેવજી અસુરને વરદાન આપી દુઃખી થયા. તે શું કાચા યોગી હતા કે વૃકાસુરથી નાસવું પડયું?

(૫) જ્ઞાનમાં શિરોમણિ એવા નિમિરાજા=જનકવિદેહી અને વસિષ્ઠ ઋષિ મહાત્મા સહજ યજ્ઞ કરવા કરાવવાની બાબતમાં ગોર યજમાનપણાંના હકનો ભંગ થતાં પરસ્પર એકમેકને શાપ દઈ શરીર છોડયાં. આ પાંચ દષ્ટાંતો આપી સાર વચન કહે છે કે એવા જ્ઞાનમાં મણિ જેવા જ્ઞાની જનો પણ ભાવી બળને વશ થઇને ભગવાનની માયામાં ફસાઈ ગયા છે, નાચ્યા છે તેટલા માટે દયારામભાઇ કહે છે કે તું શોચ શા માટે કરે છે? તું અસાવધ છે, તારો સ્વામી પ્રભુ તે તો સદા સાવધ છે. તે ન ભૂલાવે તો જ બચી શકાય. બાકી સર્વ કોઇ તેની માયામાં ભૂલ્યા છે. પ્રભુ સિવાય સર્વ કોઈ ભૂલ ખાય છે.

૩ એક સમયે પરીક્ષિત્ત રાજાના પુત્ર જનમેજયે ભગવત્‌જ્ઞાનાવતાર શ્રીવેદવ્યાસને કહ્યું કે–અમારા વડિલો પાંડવો મૂઢ અને અવિચારી હતા. કેમકે તેઓ જો જ્ઞાની અને ડાહ્યા હોત તો કદિ પણ જુગારની રમત ન રમત. આવું સાંભળીને શ્રીવ્યાસભગવાને જનમેજયને કહ્યું કે ભાઇ તેઓ ભક્ત હતા, ડાહ્યા હતા. પરંતુ ભાવી જે કાળે જે થવાનું નિર્મ્યું હોય છે તે થયા કરે છે ને તેમાં શાણા પુરુષોનું પણ શાણપણ રહેતું નથી. પરંતુ એ નિર્ણય સિદ્ધાંત જનમેજયના મનમાં

ન કરશો, અને કહેવા લાગ્યો કે જો ડહાપણથી બુદ્ધિનો વિવેક રાખી વર્તીએ તો એવું કદિ પણ અનિષ્ટ પરિણામ ન આવે ત્યારે વ્યાસજીએ પ્રત્યુત્તર દીધો કે ભલે કદાચ તે હાલા નહીં હોય. પરંતુ હવે હું તને તારા ભવિષ્યની અગાઉથી ચેતવણી આપીને કહું છુ કે, તમે તો ડાહાપણનો ખોપ રાખો છો ત્યારે તમે પોતે ચેતીને (વિચારીને) ચાલજો. તમારા પ્રારબ્ધમાં ૧૮ અરાદ બ્રહ્મહત્યાઓ છે એવી અનેક બ્રહ્મહત્યાઓની વાત સાભળ ને જનમેજય દિગમૂઢ થઇ ગયો, ને વિનતિ કરીને પુછવા લાગ્યો કે મહારાજ ! શી રીતે મારાથી બ્રહ્મહત્યાઓ થશે? અને હુ ન થવા માટે કેવી કેવી રીતે વર્તુ ? ત્યારે વ્યાસજી મહારાજે કરુણાવત થઇને તેને ભાવી દુખ આવશે તેની વાર્તા કહી બતાવી તથા જે જે પદાર્થો નહીં કરવાની કાળજી રાખવાનું કહ્યુ તે તે સર્વ તેણે બરાબર દ્દઢ ચિત્ત રાખીને શ્રવણ કર્યુ ને તેમ વર્તવા માટે એ સદા પ્રયત્નપૂર્વક અત્યત કાળજી રાખતો હતો. છતા જે જે થવાકાળ હતુ તે તે તે સમયે સર્વ થયુ ને ૧૮ બ્રહ્મહત્યાઓ થઇ. (૧) યજ્ઞ રભ કદિપણ તું ન કરીશ એમ વ્યાસજીએ કહ્યા છતાં યજ્ઞ કરવા પ્રવર્ત્યો વૃદ્ધકાળ થયો પણ જનમેજયને ત્યાં કાઇ પણ પ્રજા ન થઇ. છેવટ નગરવાસી જનોના અને રાજ્યહિતચિંતક વૃદ્ધ ગુરુજનોના અતિ આગ્રહથી પુત્રેષ્ટિયજ્ઞ કરવો પડયો, યજ્ઞારભ ન કરવાની પુષ્કલ હઠ કર્યા છતા આખરે થવા કાળ મિથ્યા ન થવારૂપ યજ્ઞારભ કરવા પ્રવૃત્ત થયા. વળી વ્યાસનારાયણના કહેવા પ્રમાણે તે યજ્ઞ કરાવવા માટે વૃદ્ધ બ્રાહ્મણોને આમત્રણ કરી યજ્ઞ કરાવવાના કાર્યમાં વરણમા નોતર્યા. તેમણે વેદમંત્રોથી યજ્ઞ ચાલુ કર્યો. પરતુ તેઓના દાંત પડી ગયલા હોવાથી મંત્રોચ્ચાર સ્પષ્ટ ન થવા લાગ્યો. ત્યારે યજ્ઞ કરાવવામા નિપુણ જ્ઞાની જનોએ જનમેજયરાજાને કહ્યુ કે, જો મંત્રોચ્ચારણ શુદ્ધ અને

સ્પષ્ટ સ્વરથી ન થાય તો એ મંત્રો યજમાનને વિપરીત ફળ આપશે. માટે યુવાન બ્રાહ્મણોને વરણમાં યોજે. તે પ્રમાણે ન બદલવા એ રાજાએ પુષ્કળ આગ્રહરૂપ પ્રયત્ન કર્યો, ત્યારે જ્ઞાતા પુરુષોએ સમજાવીને યુવક બ્રાહ્મણોને પણ યજ્ઞની વરણમાં જોડયા. આ પણ નહીં બનવાની સાવચેતી રાખ્યા છતાં બન્યું. (૩) ત્રીજી પ્રતિજ્ઞા રાજાની એ હતી કે એ યુવાન્ બ્રાહ્મણો ઉપર ગમે તેમ થાય તો પણ ક્રોધ ન કરવો–છતાં તેથી વિરુદ્ધ વર્તવાનો બનાવ આવ્યો. જ્યારે યજ્ઞની પૂર્ણાહુતિ થઈ તે વખતે અશ્વના લિંગની પૂજા જનમેજયે પોતાની પત્નીસહિત કરવા માંડી, ત્યારે વરુણીમાં પધારેલા યુવક બ્રાહ્મણો પૈકી કોઈ એકાદે સહજ હાંસીરૂપ વાણી કરી જે ઉપરથી જનમેજયને હું સાર્વભૌમ ચક્રવર્તી રાજા છતાં મ્હારી મર્યાદા પણ ન રાખતાં મશ્કરી કરી જેથી અત્યંત ક્રોધી થઇ ગયો. પણ શ્રીવ્યાસ ભગવાનની ભવિષ્ય ચેતીની અગમ વાણી સંભાળી ક્ષમા રાખવા ક્રોધને મારવાનો પ્રયત્ન કરવા માંડયો છતાં પણ સહનશીલતા ગુણ ન રહ્યો. (૪) વ્યાસનારાયણે અગાઉથી કહ્યું હતું કે, કદાચ તને ક્રોધ ઉપજે તો તે બ્રાહ્મણને પૂજ્ય જાણીને સહન કરજે. તેમને તું કાંઇ પણ શિક્ષારૂપ માર મારવા તૈયાર ન થઇશ છતાં ક્રોધ સ્વાધીનમાં ન રહેવાથી ૮ અષ્ટદિગ્પાલના સ્થાપનનાં ૮ કોડીઆં હતાં તે પૈકી ૧ કોડીયું લેઇ તે મશ્કરી કરનારા બ્રાહ્મણ તરફ ફેંક્યું (માર્યું). તે મંત્રસ્થાપિત દેવ હોવાથી તે અસ્ત્રરૂપ થઇ ફર્યું ને અઢારે બ્રાહ્મણોનો શિરચ્છેદ કર્યો. એ પ્રમાણે ૧૮ બ્રાહ્મણોની હત્યારૂપ દોષ જનમેજયને બનવા કાળ આવી લાગ્યો. અનેક પ્રયત્નો રોકવા માટે કર્યાં છતાં ભવિષ્ય તો થવાનું હતું તે થયું જ. હવે એ ૧૮ બ્રહ્મહત્યાઓને લીધે એ જનમેજય રાજા બહુ જ કલેશાતુર થયો ને બહુ જ પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે અહો ! મને શ્રીવ્યાસનારાયણે

પ્રથમથી આની ભવિષ્યરૂપની સર્વે કથા કહી હતી, ને મેં તે પ્રમાણે કદિ પણ ન થાય તે સારૂ અનેક પ્રકારના પ્રયત્નપૂર્વક કાળજી પણ રાખી હતી છતાં ભવિષ્ય પદાર્થ મિથ્યા નથી જ થતો એવી મહાત્મા પુરુષની વાણીને મેં તે જ વખતે ન સ્વીકારી એ મેં બહુ જ ખોટું કર્યું. એમ વારંવાર વિચારીને પુષ્કળ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ત્યાર પછી કોઇ સમયને વિષે ફરતાં ફરતાં શ્રીવ્યાસનારાયણનો મિલાપ દૈવેચ્છાથી એ જ જનમેજય રાજાને ફરી થયો. ત્યારે શ્રીમદ્દવેદવ્યાસજીએ જનમેજયને કહ્યું કે-તમે તમારા વડીલોની નિંદા કરી, તેથી આવું અનિષ્ટ પરિણામ આવ્યું. હવે જો તમને ખરેખર દૃઢ વિશ્વાસ મ્હારા વચન ઉપર હોય તો હું તમને કહું તે પ્રમાણે તમે કરો. તમારા પૂર્વજોની તમે નિંદા કર્યાથી આટલું વિપરીત ફળ ભોગવવાનો સમય આવ્યો તે જ તમારા વડીલોની સત્કાર્તિરૂપ ચરિત્રોને તમે સાભળો. એક એક પર્વે ત્હારી ૧-૧ હત્યા નિવૃત્ત થશે, ને જો તને કાંઈ પણ સંદેહ રહેશે તો ત્યાંથી ત્હારી બાકી રહેલી હત્યા તને લાગુ રહેશે. પછી વ્યાસજીમહારાજે તે કથા તેને કહેવા માંડી. ને ૧૭ પર્વ જનમેજય રાજાએ શ્રીવ્યાસનરાયણના મુખારવિંદથી શ્રવણ કરી દરેક પર્વે પર્વે એક એક હત્યા પ્રમાણે ૧૭ હત્યાઓથી નિવૃત્ત થયા. હવે છેવટે ૧ બ્રહ્મહત્યા મટવાને માટે છેલ્લું અઢારમું પર્વ ચાલતું હતું, તે સ્વર્ગારોહણવાળા ૧૮ અઢારમા પર્વમાં ભીમસેનનું ૯-૧૩ નવતેરૂં યુદ્ધ થયલાનો કથા-પ્રસંગ શરૂ થયો, તેમાં અત્યંત સામર્થ્યવાળા ભીમસેને એક હાથમાં ૯ અને એક હાથમાં ૧૩ એમ હાથી રાખીને ગદા યુદ્ધ કર્યું તે હાથીઓનાં ખોખાં આકાશમાં અદ્યાપિ પર્યંત ભ્રમણ કર્યા કરે છે, એટલો બધો ભીમસેનની ભુજાનો પરાક્રમ છે. એ વાત રાજા જનમેજયને અતિશયોક્તિપણાની અસંભવિત લાગી, ને મનમાં સંશય આવ્યો, તે

હરિ ભુલવે તબ કો બચે, હરિ રાખે છલિ કોન ?
બૂઝિ બૂરો નિજ કો કરે, અશક્ય પાવે હોન. ૪૩

---

સંશય ન રાખવો જોઇએ એમ પણ જનમેજયરાજાએ મનમા વિચાર કરવા માંડ્યો, ને એ સંશય પ્રગટ ન કહેવાનો મનમા સંકલ્પ પણ કરવા માંડ્યો, પરન્તુ બનવા કાળ સંયોગને લીધે જનમેજયે વ્યાસજીને શંકા નિવેદન કરી કે–હે મહારાજ, એ વાત મ્હારા માન્યામાં કેમ આવે ? કારણ કે મ્હારા તે વડીલોને બહુ કાળ વીત્યો, ૩ પેઢી થઇ, ત્યાં સુધી શુ તે યુદ્ધવાળાં હાથીના ખોખા નભમા આજ સુધી ભ્રમણ કર્યાં કરે ? એ પ્રમાણે સત્પુરુષના સત્યવચનમા સંદેહ રહ્યાથી જનમેજયે શ્રીવ્યાસને તેવું કહ્યું એટલે શ્રીવેદવ્યાસજીએ તેનું ભાવી ધારીને કહ્યું કે, તને સંશય રહ્યો તેથી હવે તારી ૧ બ્રહ્મહત્યા બાકી રહેશે એમ કહ્યા છતા પણ જનમેજયે તે ભાવી પદાર્થ પ્રમાણે જે થવાનું તે થશે, પણ આપની વાત અસંભવિત લાગે છે એમ કહ્યું જેથી તાત્કાલિક શ્રીવ્યાસભગવાને મત્રાંજલિ ભરી આકાશમાર્ગે ફેંકી એટલે તે મૃત હસ્તીઓના શરીરનાં ખોખા (કલેવર) તરત નીચે પૃથ્વીપર આવીને પડ્યા આવુ જનમેજયે પ્રત્યક્ષ જોઇને મહર્ષિ વ્યાસજી પ્રત્યે દીન વચને પ્રાર્થનાથી બહુ જ કરગરીને કહેવા માંડ્યુ કે મહારાજ, મે આપ મહાત્મા પુરુષના વચનમા ફરીથી પણ શંકાથી અશ્રદ્ધા આણી, હું આપનો અપરાધી છુ આ ઉપરથી પણ નિશ્ચય થાય છે કે જે પ્રમાણે બનવાનુ હોય છે તે જ પ્રમાણે બુદ્ધિ થાય છે

૪૩ શ્રીહરિ પોતાની અવિદ્યાશક્તિથી ભૂલાવામાં પાડે ત્યારે તેમાં કોણ ન ભૂલે ? કોઈ પણ તેથી ન બચે અને જેને શ્રીહરિ તેથી બચાવે (રક્ષણ કરે) ત્યારે તેને કોણ છળી શકે ? કોઈ પણ નહી

ચિતયોં કછુ બન્યોં કછુ, ઇશ્વરસત્તા ગેહી,
ભવિશ જ્ઞાન જો હોય તો ભલો ન કરી સબ દેહિ
દુઃખ ભવમેં સુખ ભજનમેં, સબકો હે યહ જ્ઞાન;
સોહુ ન બનત દેખો સબી બિન ઈચ્છા ભગવાન. ૪૪
સુખ દુખ લાભ અલાભ સબ, સહજ હોય મત રોય
લિખિ રાખ્યો નદલાલસો મેટી સકે ન કોય. ૪૫

---

કોઈ પણ જાણી બુઝીને પોતાને હાથેજ પોતાનું બુરૂં ન કરે. એતો જ્યારે પોતાની મેળે જે બાબતમાં અશક્ય હોય તે જ, વખતે પોતાનું બુરૂં થવા દે. અથવા પોતાનું બુરૂ (ખોટું) થશે એવું કોઇને પણ ભવિષ્ય જ્ઞાન હોતું નથી. જ્યારે તે બાબતમાં જે અશક્ય થાય ત્યારે તે બાબતમાં તે પોતાનું અશક્ય થવા દે છે.

૪૩. કારણ કે જીવ કાંઈ ઇચ્છે છે તેથી વિપરીત પરિણામ આવે છે. એમાં મુખ્ય સત્તા શ્રીહરિની જ રહેલી છે. જો પોતાને પોતાના ભવિષ્યનું જ્ઞાન હોય તો તે જ પ્રમાણે કૃતિ કરી પોતાનું ભલું પોતાની મેળે સર્વ કોઇ કરી લે. પરંતુ જીવને તેવી સત્તા કે ભવિષ્યનું જ્ઞાન હોતું નથી.

૪૪. સર્વ કોઇમાં પ્રભુએ જ્ઞાન મુકેલું છે કે સંસારમાં (અહંતામમતા માનવામા) દુઃખ છે અને પ્રભુને ભજવામાં સુખ રહેલું છે તથાપિ તે ભજન સર્વ કોઇ કરતું નથી. માટે શ્રીહરિની ઇચ્છા વગર કોઇથી તે સર્વ સુખદાયક શ્રીભગવાનનું સેવન બની શકતું નથી.

૪૫. સુખ, દુઃખ, લાભ, હાનિ (ખોટ) એ સર્વે સહજે પ્રાપ્ત થાય છે માટે તે સારૂ ચિંતા કે આક્રંદ કરવું નહિ. કારણ કે જન્મ થતાં અગાઉથી પ્રભુએ દરેકનાં પૂર્વ જન્મનાં સંચિત ક્રિયમાણને

સમઝ કિયો તબ દુઃખ કહા ! ભાવી બન્યો ન ઉપાય;
સરન જાય હરિનામ ગા ન મિટયેં રુચિ બ્રજરાય ૪૬
હરિ ઇચ્છાતેં હોત સબ, એસો દૃઢ બિશ્વાસ
સો ના હરિ દે જબ મિલે, નહી કાહુકે પાસ. ૪૬
'દુઃખ હે સંત અસંત કો, સુખ હે સંત અસંત,
કહત બને ન કહે કહા, હરિ ઇચ્છા બલવંત. ૪૭

---

અનુમાગ નનું ભાવી રૂપ પ્રારબ્ધ રચી રાખેલું જ છે, માટે તેમાં કોઇના કંઈ પણ ફેરફાર થઇ શકતો નથી.

૪૬. સમજી વિચારીને જ કરેલું છે; એ કારણથી દુઃખ માનવાનું કારણ નથી. વળી પ્રભુએ ભાવી નિર્માણ કર્યું છે તેમાં ફેરફાર કરવાને કોઇનો ઉપાય ચાલી શકતો નથી. ત્યારે શ્રીહરિને શરણે જઇને તેમનું નામસંકીર્તન ગાવું, એ જ એક ઉપાય સર્વ દુ:ખ જવાનો છે. એ ઉપાય કર્યા છતા પણ જ્યારે પ્રભુ તેમાં કાંઈ ફેરફાર ન કરે, એટલે ભાવીને ભોગવાવે ત્યારે એમ જ માનવું કે વ્રજરાય (શ્રીકૃષ્ણ)ની ઇચ્છા દુઃખ ભોગવવામાં જ મ્હારા હિતકારીપણાની છે એમ નિશ્ચય મનમાં કરવો

૪૬. સર્વ જે કાંઈ થાય છે તે સદા શ્રીહરિની ઇચ્છા પ્રમાણે જ થાય છે એવો દૃઢ વિશ્વાસ રાખવો. પણ એવો દૃઢ નિશ્વય તે પણ શ્રીહરિ કૃપાવંત થઇને જેને આપે છે, તેને જ તે આવે છે કારણ કે તે નિશ્ચય–વિશ્રામ આપવાનું સામર્થ્ય બીજા કોઇમાં નથી.

૪૭. એવુ પણ કાંઇ નિશ્ચય ધોરણ જણાતું નથી કે સંત માત્રને સુખ હોય, અને અસંત (અસત્પુરુષ)ને જ દુઃખ હોય. દુઃખ પણ સંત અને અસંત ઉભયને હોય છે અને તે જ રીતે સુખ પણ સાધુ

કર્મ કાલ ગ્રહ પ્રકૃતિ મન, જિય હુ ન સુખદાઇ;
એકહિ હરિ જિમિ રહમિ ગિરિ, કહું બાસે મહી કહંજાઈ ૪૮
સમ સયોગ તાકે જુરે, હોનહાર જો હોય;
ઇશ્વર ઇચ્છા સમઝિકે, સોચ કરો મત કોય. ૪૯

છંદ મત્તગયંદ.

કાહુ સમે નૃપ પાંઉ પરે, કબુ નીચ કરે પદપ્રહાર સુચ્છિ;
કાહુ સમે લછમી દસાદૂ બિધિ, કાહુ સમે અન આદર બિચ્છા.

અને અસાધુ બન્નેને હોય છે. તેથી નિશ્ચયપણે કાંઇ કહી શકાતું નથી તેથી એવા નિર્ધાર ઉપર આવવું પડે છે કે સુખદુઃખાદિ પ્રાપ્ત થવામા એક શ્રીહરિની ઇચ્છા એ જ બળવાન (મુખ્ય) હોય છે.

૪૮. કર્મ, કાળ, ગ્રહ, સ્વભાવ અને જીવ, એ સર્વ શ્રીહરિને આધીન રહેલાં હોય છે, તે માટે જેને માટે જેમ કરવાનું પ્રભુ ઇચ્છે છે તેમ જ થાય છે. સર્વે થવામા મુખ્ય કારણ રૂપ તો એક શ્રીહરિને જ જાણવા. તેમને જેમ સારૂં લાગશે (ગમશે) તેમ કરશે. પ્રભુ કોઇને ગિરિ (પહાડ) રૂપ અરણ્ય જંગલની ગુફામાં રાખે છે ને તે ત્યાં સુખ માને છે, તો કોઈને તેથી ઉલટુ ગૃહસ્થાશ્રમમા પોતાને ઘેર રાખે રાખે છે તેમાં તે સુખ માને છે.

૪૯. જે કાળે જેવુ થવાનું હોય તે કાળે તેવા સંજોગે તેને પ્રાપ્ત થાય છે વળી તે સંયોગો પણ ઇશ્વરની ઇચ્છાનુકૂળ આવીને મળે છે. પ્રભુ ઇચ્છાને મુખ્ય માનીને કોઇ ચિંતા કરવાનું કારણ નથી. ઉદ્યમરૂપ પ્રયત્ન તો નિમિત્તમાત્ર કથનમાત્ર જ છે

૫. એકજ પુરુષને કોઇ સમયે મોટા રાજાઓ પણ પગે પડે છે. વળી તે જ પુરુષને કોઇ વખતે કોઈ નીચ લાત મારે છે, એટલે

કાહુ સમે ચિત્ત ચાહિસુ હાજર, મિત્ર કરે કછુ તાડિ પરીચ્છા;
તું જિન હર્ષ રુ શોક દયા ધરિ, જાનિ સબે ગિરિધારિકી ઇચ્છા
જો નલદેવ પ્રસંસ કરી, કછુ સો કરિ કાહુકીટહલ જિયો હે;
જો અરજુન જિત્યોં હરકોં, ઈકદા સાહુ કાબન લૂંટ લિયો હે;

શિક્ષા (દંડ) કરે છે. દષ્ટાંત તરીકે જુઓ મહાત્મા જડભરતજીને રાજાના અનુચરોએ બાધીને પાલખી ઉચકવાને માટે આણ્યા ને પાલખીવાહનમાં જેડયા હતા. વળી ક્ષુદ્ર ભીલ્લો (શૂદ્ર) જાતિના રાજાએ શક્તિ આગળ વધ કરવાને ખડા કર્યા હતા વળી રહૂગણુ રાજાએ પાલખી બરોબર ન ચાલવાથી હલકાં વચન કહ્યાં હતાં, વળી છેવટે જ્યારે જડભરતજીના ધર્મજ્ઞાનરહસ્યનાં વચનો રહૂગણુ રાજાએ સાંભળ્યાં ત્યારે ભરતજીને પાલખી ઉંચકવામાં રોક્યાનો પશ્ચાત્તાપ કરી એ રાજા જડભરતજીને પગે લાગ્યો હતો અહંતામમતાની આસક્તિ છોડી પ્રીતિપૂર્વક શ્રીહરિનું ગુણુગાન કરવું એમ વસ્તુવૃંદદીપિકા ગ્રંથે ભક્તકવિવર્યે જ લખેલું છે. કોઈ સમયે તેને ભિક્ષાવૃત્તિ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તે ભિક્ષા માગવા જાય છે, તે વખતે કોઈ વખતે તેનો અનાદર પણ થાય છે. કોઇ સમયે જે ચિંતવે તે તેને હાજર હોય છે. કોઇ સમયે એનો મિત્ર તે પણ તેને તાડન ( મારકુટ કરી ) તેની પરીક્ષા લે છે. એટલા માટે હે દયાગામ, તું હર્ષ અને શોક રખે કરતો. જે કાળે જે કાંઇ થાય તે સર્વમાં શ્રીહરિની ઇચ્છાને જ મુખ્ય કારણુરૂપ જાણુ.

૫. એક સમયને વિષે જે પુણ્યશ્લોકી નળરાજા તેની પ્રશંસા (કીર્તિ) જગતમાં થઇ હતી. તે જ નળરાજાને એટલે સુધી સમય

દ્રૌપદીનિમિત્ત યુદ્ધ મહાભારત સબી કહે;
જ્યોં માગધ કાલયવન બ્રહ્મશાપ હેતુ હે;
જ્યોં રાવન રેનુકા નિમિત્ત માત્ર પેદા કીયે,
પરાધીન સબ જ્યોં જાહિય પેઠો પ્રેતુ હે.
ગાંડી ભગીરથ પારથ બિષ્ણુરાતાદિ સબ,
ગીતા ભાગવત કિય નલ નીલ સેતુ હે;
લાગી યહ યાને કીયો દયા કહિવેકો,
સબ કરાવે કૃષ્ણુ પે ન સીસ લેતુ હે. ૭

ને રાખત નહિ. માટે કોઇએ પણ ચિંતા કરવાનું કારણ
વિષ્ય પદાર્થ કોઇથી ટાળી શકાતો નથી. તેથી કવિ કહે છે
અને કારણરૂપ શ્રીપદ્માજીના નાથ શ્રીનારાયણ ભગવાનને કહો.
ટીપ:—૭ઠ્ઠી કડીમાં "જીવકો" એવા શબ્દ છે. "જીવ"
ગુરુ "બૃહસ્પતિ"નું નામ છે. અને કણુ ઇંદ્ર તો રૂહાવહિ કયોં
! એ મૂળ કડીનો ભાવાર્થ—જો દેવોના રાજા (ઇંદ્ર રાજા) ઇશ્વર-
રૂપ ભવિષ્ય પદાર્થને જાણતા હોત તો પોતાના ગુરુ બૃહસ્પતિનું
માન કરી તેમને રૂહાવવાનું કદિ પણ કરત જ નહીં.

૭ (૧) દ્રૌપદીજીનાં વસ્ત્ર દુઃશાસને દુર્યોધનના કહેવાથી ખેંચ્યાં
ને તેણે કરીને કૌરવપાંડવની વચ્ચે મહાભારત યુદ્ધ થયું એમ
નિમિત્તકારણ કહેવાય છે. (૨) માગધરાજા (જરાસંધરાજા) અને (૩)
કાલયવન, આ બન્નેને બ્રાહ્મણોનો શાપ હતો, એમાં બન્ને નિમિત્ત
કારણ કહેવાય છે. (૪) તે જ પ્રમાણે રેણુકાને પેદા કર્યાનું નિમિત્ત
કહેવાય છે, પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરતા શ્રીહરિની આગળ
અનંતજીવમાત્ર પરાધીન છે. જેવી રીતે કોઇ મનુષ્યના કલેવરમાં

જાને રાવન તો કયોં સીતાકો હરન કરે ?
જાને બાલી તબ કિત ત્યાગહિ સુગ્રીવકો ?
કોઉ જિન સોચ કરો ભવિશ ભાત ભૂલૈ ના;
**દયો કહે કરતા કહો પલ્લાકે પીવકો.** ૬

૬. જો પોતાના અનિષ્ટ ભવિષ્યરૂપ ભાવી (પ્રારબ્ધ) પદાર્થને જાણતો હોત તો અથવા તેને ટાળવાને તે સમર્થ હોત તો, (૧) ધર્મમૂર્તિ યુધિષ્ઠિર રાજા–જુગાર રમવારૂપ કર્મ કદિ પણ કરત જ નહીં. (૨) ઇંદ્ર કોપ કરીને ગિરિરાજ ઉપર છ દિવસ પર્યંત મૂસલધારા વૃષ્ટિ વ્રજભક્તજનોને અને શ્રીકૃષ્ણ ભગવાનને હાનિ થવારૂપની કૃતિ કદિ પણ કરત નહીં. (૩) ભગવદ્ભક્ત અંબરીષ રાજા ઉપર શંકરના અંશાવતાર દુર્વાસા ઋષિ કદિ પણ કોપ કરી કૃત્યાનળ પ્રકટ કરત જ નહીં (૪) મકરધ્વજ (કામદેવ) પોતાનાં પાંચ બાણ (અશોક અરવિંદ, મલ્લિકા, આમ્ર, નીલકમલ એ પ્રમાણેનાં શોષણ, મોહન, તાપન, ઉન્માદન અને સંદીપનરૂપ) પંચ બાણોથી થતી પાંચ પ્રકારની અસર કરનારાં શ્રીમહાદેવજીને પીડા આપવા રૂપ તે શ્રીમહાદેવજી ઉપર ચલાવત નહિ. વળી બીજો દાખલો રામાયણમાં અહીરાવણ મહીરાવણના સ્થાનમાં જેનાં વચ્ચે માર્ગમાં મકરધ્વજની ચોકી હતી ને તે ચોકી ઉલંઘી હનૂમાનજીને જવું હતું, પુત્ર પિતાને કોપના પુત્રને ઓળખના ન હતા તેથી પરસ્પર યુદ્ધ થયું. આખર પિતા પુત્ર સંબંધ જાણ્યો. જો પ્રથમથી જ બન્ને જાણતા હોત તો પિતા પુત્ર અરસપરસ ઘોર યુદ્ધ કરતજ નહીં. (૫) જો રાવણ જાણતો હોત તો જગત્માતારૂપ શ્રીજાનકીજીનું કદિ પણ હરણ ન કરત. (૬) વાલી જો જાણતો હોત તો પોતાના નાના ભાઈ સુગ્રીવનો ત્યાગ કરીને

દ્રૌપદીનિમિત્ત યુદ્ધ મહાભારત સબી કહે;
ત્યોં માગધ કાલયવન બ્રહ્મશાપ હેતુ હે;
ત્યોં રાવન રેનુકા નિમિત્ત માત્ર પેદા કીયે,
પરાધીન સબ જ્યોં જાહિય પેઠો પ્રેતુ હે.
ત્યોંહી ભગીરથ પારથ બિષ્ણુરાતાદિ સબ,
ગંગા ગીતા ભાગવત કિય નલ નીલ સેતુ હે;
યાહી લાગી યહ યાને કીયો દયા કહિવેકો,
પ્રેરી સબ કરાવે કૃષ્ણ પે ન સીસ લેતુ હે. ૭

---

તેની સ્ત્રીને રાખત નહિ માટે કોઇએ પણ ચિંતા કરવાનું કારણ નથી—ભવિષ્ય પદાર્થ કોથી ટાળી શકાતો નથી તેથી કવિ કહે છે કે કર્તા અને કારણરૂપ શ્રીપદ્માક્ષના નાથ શ્રીનારાયણ ભગવાનને કહો.

ટીપ:—છઠ્ઠી કડીમા " છવેકો " એવા શબ્દ છે " જીવ " એવુ ગુરુ ' બૃહસ્પતિ "નું નામ છે અને કણ ઇંદ્રિ તો રૂઠાવહિ કયો છવેકો ? એ મૂળ કડીનો ભાવાર્થ-જો દેવોના રાજા (ઇંદ્ર રાજા) ઇશ્વરઇચ્છારૂપ ભવિષ્ય પદાર્થને જાણતા હોત તો પોતાના ગુરુ બૃહસ્પતિનુ અપમાન કરી તેમને રૂઠાવવાનું કદિ પણ કરત જ નહીં.

૭ ( ) દ્રૌપદીજીના વસ્ત્ર દુશાસને દુર્યોધનના કહેવાથી એંચ્યાં અને તેણે કરીને કૌરવપાંડવતી વચ્ચે મહાભારત યુદ્ધ થયુ એમ નિમિત્તકારણ કહેવાય છે (૨) માગધરાજા (જરાસંધરાજા) અને (૩) કાલયવન, આ બન્નેને બ્રાહ્મણોનો શાપ હતો, એમા બન્ને નિમિત્ત કારણ કહેવાય છે (૪) તે જ પ્રમાણે રેણુકાને પેદા કર્યાનું નિમિત્ત કહેવાય છે, પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરતા શ્રીહરિની આગળ યાવતજીવમાત્ર પરાધીન છે જેવી રીતે કોઇ મનુષ્યના કલેવરમાં

કંચનકું જરિવો કહા ? પાહનકું તરિવો કહા ?
હરિપદતેં પરિવો કહા ? કથા ન હૈ દંતકી.
બ્રહ્મશાપ નાશ કહા ? શિવજીકો ત્રાસ કહા ?
આપે અહિપાસ કહા બ્રમી ધી અનંતકી.
સનકાદિક ક્રોધ કહા ? બ્રહ્મા અવબોધ કહા ?
સોસન અબોધ કહા ? મતિ ચલે ચંતકી;
અગ્નિકુ અજીર્ણ રહ્યો અનહોનો સબે ભયો,
તબ જાનો કહે દયો ઇચ્છા ભગવંતકી. ૮

---

બીજા ભૂત પ્રેત પિશાચાદિકે પ્રવેશ કર્યો હોય અને તેના યોગે કરીને તે જેમ પરવશપણે કૃતિઓ કરે છે તે જ પ્રમાણે સર્વ પ્રાણિમાત્રના હૃદયગુહાપ્રદેશમાં સર્વાન્તર્યામી ઇશ્વરનો ગુપ્ત રીતે પ્રવેશરૂપ નિવાસ છે, એ પ્રભુની ચૈતન્યસત્તા ને પ્રેરણાથી સર્વ કોઇ તેને વશવર્તી (આધીનપણે) રહે છે. (૧) એ જ પ્રમાણે ભગીરથ રાજા શ્રીગંગાજીને ભૂતળમાં પધરાવી લાવવાના નિમિત્ત કારણરૂપ છે. (૨) પારથ (અર્જુનના) મિષે કરીને શ્રીગીતાજીનું જ્ઞાન પ્રકટ થયું. (૩) વિષ્ણુરાત (પરીક્ષિતરાજા)ના નિમિત્તે કરીને શ્રીમદ્ભાગવત શુકદેવજીદ્વારાપ્રસિદ્ધ થયું. (૪) નલ અને નીલ નામના શ્રીરામભક્તને હાથે સમુદ્રમાં સેતુ (પાળ) બંધાઇ એમ એઓ નિમિત્તરૂપ કારણ કહેવાય છે. આ કારણને લેઇને આવા પ્રકારે અને આ કામ અમુકે કર્યું એમ કહેવા માત્રે કરીને નિમિત્તરૂપ કારણ કથન માત્ર છે. બાકી ખરી રીતે તો એ સર્વ તે શ્રીકૃષ્ણ પરમાત્મા જ પ્રેરણા કરાવે છે.

૮. (૧) કંચન (સુવર્ણ) તેને બળવાપણું શું ? સુવર્ણમય લંકા હતી તેને મારુતિએ (હનમાનજીએ) પ્રજાળી (બાળી) (૨) પાષાણ

(પત્થર) કદી પણ તરે નહીં, છતાં નલનીલભક્તદ્વારાએ સેતુબંધ રામેશ્વરથી લંકામાં જવાને સમુદ્રમાં પત્થરની પાળ બાંધી. વિષ્ણુધામ વૈકુંઠથી પડવાપણું નહીં છતાં જયવિજય પાર્ષદો ત્યાંથી પૃથ્વી ઉપર પડ્યા. (૩) આ ત્રણે વાતો કાંઇ દંતકથારૂપ (જોડી કાઢેલી વાત) નથી, પરંતુ રામાયણમાંની કથા છે. (૪) આખા યાદવકુળને બ્રાહ્મણનો શાપ થયલો હતો, ને શ્રીકૃષ્ણ ભગવાને સ્વતઃ તેને માન આપ્યું, છતાં એ યાદવો પૈકી ઉદ્ધવ, વજ્રનાભ, અક્રૂરજી વગેરેને બ્રહ્મશાપ ન લાગવા દેતાં બચાવ્યા. (૫) ત્રિગુણ ધામરૂપ સદાશિવ, જે કાળ (સંહાર)ના નિયામક છે છતાં તેને વૃકાસુરનો ભય થયો! (૬) શ્રીરામચંદ્રજી પૂર્ણમર્યાદાબ્રહ્મ છતાં તે મંત્રરૂપ નાગાસ્ત્ર બાણથી બંધાયા હતા. આવી આવી વાતો સાંભળી શેષજી સરખાની બુદ્ધિમાં ભ્રમણા થાય છે શેષજી સરખા પણ પ્રભુનાં અટપટા અકલિત ચરિત્ર જોઇને વિમોહિતબુદ્ધિ થાય છે. (૭) નૈષ્ઠિક બ્રહ્મચારી અને બ્રહ્માના માનસી પુત્ર સનકાદિક ઋષિ અત્યંત શાંત છતાં તેમને વૈકુંઠભુવનમાં જ્યાં રાગમાયા ક્રોધાદિનો સંભવ પણ નથી એવા સ્થાનમાં ક્રોધ થયો, ને તે ક્રોધાવેશથી જયવિજય નિકટવર્તી પાર્ષદોને શાપ દીધો (૮) મહાબુદ્ધિવંત કે જે, બ્રહ્મા રજોગુણબ્રહ્મસ્વરૂપ જેમને શ્રીનારાયણે પ્રથમ વેદ આપી જ્ઞાન દાન દીધું છે, તે અજ્ઞાનીની પેઠે મોહિત આસક્ત થઈ પોતાની કન્યા સરસ્વતીજી ઉપર ગયા. (૯) સમુદ્રજલનું શોષણ થઇ શકે નહીં છતા અગસ્ત્યઋષિએ તે સમગ્ર જલનુ એક અંજલી (ખોબા)માં પાન કર્યું. આવાં વૃત્તાંતો સાંભળીને બુદ્ધિમાન પુરષોની બુદ્ધિ પણ ભ્રમિત થઈ ચલાયમાન થાય તેમ છે. (૧૦) સર્વભક્ષણો હુતાશનઃ અગ્નિ સર્વ ભક્ષણ કરે છે. અગ્નિમાં ગમે તેવું હોમીયે તો પણ તે સર્વ ભસ્મ કરી નાખે. અગ્નિને કદિ પણ અજીર્ણ ન

## મત્ત ગયંદ.

સાધન ભરત કિયો પરિપૂરન, સૌભરિ મગસુ દૂર રહ્યો હે,
મગ સુચિ પ્રિયવ્રત કિયો, ગોદાન દિયો નૃગ બ્હોત કહ્યો હે,
યજ્ઞયજ્ઞતતિ પ્રાચિનબર્હિય, કૌશિક બહુ કષ્ટ સહ્યો હે,
તાસુ ભયો બિપરીત સમેં ફલ નાથ દયા તુમ હાથ લહ્યો હે ૯

---

થાય છતા અગ્નિને અજીર્ણ થયુ અને તેની ઔષધિરૂપ અર્જુને ઇન્દ્રનું ખાંડવ વન તેની વનસ્પતિ (ઔષધિ) બાળી તેનું અજીર્ણાદ વિકારનું દુઃખ ગાળ્યાની કથા મહાભારતમાં પ્રસિદ્ધ છે ઉપર લખી સર્વ વાતો નહીં થવા સરખી છતા પણ તે સર્વે થઈ એમ ગ્રન્થકાર કહે છે, આ ઉપરથી એમ જાણી શકાય છે કે, નહીં થવા યોગ્ય પણ કરી શકવાને શ્રીભગવાનની સ્વતન્ત્ર પ્રબળ સત્તા રૂપ ઇચ્છા મુખ્ય છે

(૧) ભરતજી રાજઋષિએ વિવિધ સાધન પરિપૂર્ણ કર્યા હતાં (૨) સૌભરીઋષિ કુસંગ ન લાગવા માટે શ્રીયમુનાજીના જળમા રહેતા હતા (૩) પ્રિયવ્રત જગત પવિત્ર અને સુમાર્ગ કરવા લાયક હતા છતા તે કુમંગે કરીને માયાની બનમાં પડયા હતા (૪) નૃગરાજાએ અગણિત ગાયોનું દાન કરનારૂપ મહત્પુણ્ય કર્યું હતુ છતા અજાણે તે પૈકીની ૧ ગાય ગૌશાળામા આવેલી તેનું દાન એ રાજાએ ભૂલથી વગર જાણે બીજા બ્રાહ્મણને કર્યું તેથી દાન લેનાર બન્ને બ્રાહ્મણોની વચમા અત્યન્ત કલહ ઉપજ્યો જેથી ગોદાનપુણ્યના બદલામા બ્રાહ્મણની આનરડી કકળાવાથી કાચીંડાનો અવતાર લેવો પડ્યો હતો (૫) પ્રાચીનબર્હિ રાજાએ અતિશય યજ્ઞો કર્યાં હતા કે યજ્ઞાદિક યજ્ઞે કરીને સમગ્ર પૃથ્વી ચીતરી નાખી હતી (૬) કૌશિક (વિશ્વામિત્ર)

## દોહા

સુલટી સો ઉલટી કરે, ઉલટી સુલટ બનાય;
જો ચાહે સોઇ કરે, સમર્થ શ્રીવ્રજરાય. ૫૦
અનહોની હોવે ન કછુ, હોની મિટે ન કોય;
જૂઠ જતન જિયકો પરે, હરિ કરે તબ હોય. ૫૧
કનક જ્યોં પાહન તરે અપતપાત અઘિમોખ,
કૃષ્ણ કરે તબ સમ બને, નહિ બલ ગુન અરુ દોખ. ૫૨

---

ઋષિએ અનેક પ્રકારના વિવિધ તપ આરાધી કષ્ટ વેઠીને કર્યા હતા છતાં તે પુણ્યકૃતિના બદલામા તેણે વગર અપરાધે અનેક જનોને દુ:ખ (હરિશ્ચંદ્ર રાજા ઇત્યાદિને) આપ્યાથી તપશ્ચર્યાનું ફળ પ્રાપ્ત ન થયું ઉપરના તમામ દાખનાઓ ઉપરથી જણાશે કે, દરેક પ્રકારનાં સાધન કર્યાનુ ફળ તે તે સુલટુ ન આવતા ઉલટુ (વિપરીત) આવ્યુ છે. માટે સર્વ સાધનમાત્રનુ ફળ હે નાથ (શ્રીનાથજી) તમારા હાથમાં છે

૫૦. પ્રભુ સુલટાનું ઉલટુ કરવાને, અને ઉલટાને સુલટુ કરવાને સ્વતન સત્તાધીશ છે ચાહે તે કરી શકવાને એ શ્રીવ્રજરાય (શ્રીકૃષ્ણ) સદા સમર્થ છે

૫૧ જે થવનુ પ્રભુએ નિર્ધારેલુ છે તે ભાવી પદાર્થમા પણ કોઈથી કદી ફેરફાર કરી મટાડી શકાતું નથી. માટે પ્રભુએ નિર્મિત કરેલુ ફેરવવાને માટે જો જીવ પ્રયત્ન કરશે તો પણ તે મિથ્યા પરિશ્રમ માથે પડશે શ્રીહરિ જો કરશે તો જ થશે

૫૨ જુઓ કનક કદી પણ ન બળે છતાં તે સોનું બળી ગયુ (લંકામા) અપતિતને પતિત અને પતિતને તે પાતકથી અથવા દુ:ખથી મુક્ત કરીને તેમને મોક્ષ આપ્યો જ્યારે શ્રીકૃષ્ણભગવાન કરે ત્યારે જે

## કબિત

ઇશ્વરકી ઇચ્છ હિતે હોતવ્યતા હોય જેસી,
તેસોહી સયોગ સબ મિલે આપ આપતેં,
જાકો જબ જેસો જેસે હોનહાર સો હી હોવે,
સુખ દુ ખ લાભ હાનિ જહા જો મિલાપ તે,
પાર્થ કપિ ભરત મૃગકી સે ગીધ નલ કલિ,
અમિટયો મિલાપ દેખો કહાં પુન્ય પાપત ?
સબી બિશ્વ ભાવી બસ, સો ન કાહૂ કયો હૂ ટરે,
દયા મિથ્યા સોચે કિત છૂટી કૃષ્ણજાપતે ? ૧૦

---

નહીં થવા યોગ્ય હોય તે પણ થઇ શકે (બની શકે) છે પરતુ કાંઇ પણ બળ કે ગુણ દોષનું ચાલતું નથી

૧૦ હોતવ્યતા થવાનું છે તે પ્રભુ ઇચ્છાથી થશે જ જેમકે, (૧) પાર્થ (અર્જુન) મહાપરાક્રમી બાણાવળી યોદ્ધો છતા તેને પ્રસંગે શંઢ (નપુસક) થવુ પડયુ, તથા કાબા લૂટારાએ લૂટ કરી જીતી લીધો (૨) કપિ હનૂમાનજી સમર્થ છતા અર્જુનથી હાર્યા માટે અર્જુનના રથ ઉપર રહેવુ પડયુ (૩) ભરતજી મૃગલીના બચ્ચાની દયા પાળતા મોહથી સપડાયા (૪) ગીધ પક્ષી, જટાયુ (૫) પુણ્યશ્લોકી આ નળરાજાને કલિયુગે પ્રવેશ કરી ઘણુ દુ ખ દીધુ હતું આ ઉપરથી પુણ્ય પાપ એ તો કહેવા પૂરતું નિમિત્તમાત્ર છે ખરેખર તો આખુ જગત ભાવી પદાર્થને વશ છે, ને તે કોઇનાથી ફેરવ્યુ ફેરવી શકાતું નથી માટે મિથ્યા શોચ (ચિંતા) કરવાની જરૂર નથી શા માટે તું શ્રીકૃષ્ણમત્રના જપને છોડીને વ્યર્થ સંતાપ કરે છે ?

જો કછૂ બન્યો બને બનેગો સબ હરિ ઈચ્છા તામેં,
હર બ્રહ્મા હૂ તેં ઘટે બઢે નાહિ હે.
કર્મ કાલ ગ્રહ સુભાવ મન જીવ કરતા ના,
એ સબકી દોરી, કેસોકે કરમાંહિ હે.
તેરા કીયો હોય તો તૂ અપનો કયોં બૂરો કરે?
બૂરો હોય બિના ચહે ચિત્ત તો ન ચાહિ હેં.
એ તે પેં ચિંતા હોત સોહૂ માન માધો ગરજી;
મેં કરતા મિટે દયા પ્રભુ ગહે બાહિ હેં. ૧૧

૧૧. જે કાંઈ બનેલું છે, અને બનશે. એ સર્વમાં એક શ્રીહરિની ઇચ્છા જ મુખ્ય છે. અને તેમાં હર (મહાદેવજી)થી કે બ્રહ્માદિકથી પણ ઘટવધપનો કાંઇ પણ ફેરફાર થઇ શકતો નથી. ૧ કર્મ, ૨ કાળ, ૩ ગ્રહ, ૪ સ્વભાવ, ૫ મન યા ૬ જીવ, એમાંનું કોઇ પણ કર્ત્તા નથી. કારણ કે એ સર્વેની દોરી કેશવ (ભગવાન)ના હાથમાં રહેલી છે. જો ત્હારૂં કર્યું થતું હોય તો તું પોતાની મેળે પોતાનું બુરૂં (ભુંડું) કેમ થવા દે છે? દરેક મનુષ્ય પ્રભુથી મળેલી સત્તા પ્રમાણે વિચાર કરી પોતાનું સુખ થવા, અને કોઈ પણ વાતે દુઃખ ન થવા દેવાનું ચ્હાય છે, છતાં પ્રભુ ઇચ્છા પ્રમાણે જ પરિણામ થતું હોવાથી બુરૂં (ખોટું) પણ પ્રભુની મરજીથી જ થાય છે એ નિશ્ચય છે. આ પ્રમાણે છતાં જો ચિંતા ન થાય તો તું માધવ એટલે શ્રીલક્ષ્મીપતિની ઇચ્છા તે જ મુખ્ય માનજે. કેમકે તે ખોટું (ભુંડું) મટાડવાને સમર્થ તે શ્રીહરિ છે. અને તે પ્રભુએ હે દયા (દયારામ) ત્હારો હાથ ઝાલ્યો છે માટે સર્વ ચિંતાને તું છોડી દે.

## મત્ત ગયંદ.

જો નિરમાન કિયો નંદનંદન, સો હર બ્રહ્મ હુતેં ન ટરેગો,
દુઃખ કિધો સુખ હાનિ હિ લાભ, સમૈપર આપુન આય અરેગો.
યત્ન અનેક વૃથા જિયકે હિરણ્યકસ્યપ જ્યોં શ્રમ સીસ પરેગો;
નાથ દયાકર દોરિ સબૈ જગ જ્યોં રુચિ ત્યોં સબ નૃત્ય કરેગો.૧૨

દોહા

અનહોની હોની કરે, હોનહાર મિટિ જાય;

---

૧૨. જે નંદનંદને (શ્રીકૃષ્ણ પરમાત્માએ) નિર્માણ કરેલું હોય છે તેમાં હર (મહાદેવજી) કે બ્રહ્માજીથી ફેરફાર થઈ શકતો નથી. દુઃખ કે સુખ, હાનિ કે લાભ જે સમયે જે પ્રભુઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થનાર છે તે આપોઆપ તે તે સમયે પોતાની મેળે આવીને પ્રાપ્ત થશે. માટે જીવના વિવિધ પ્રકારના અનેક પ્રયત્ન તે વૃથા (મિથ્યા) જેવા દષ્ટાંતમાં જેમ કે જુઓ તે હિરણ્યકશ્યપુએ પોતે બચવા તથા પોતાના ધાર્યા પ્રમાણે પ્રહ્લાદજી પુત્ર (ભક્તરાજ)નુ અહિત થવાને ઘણા પ્રકારના પ્રયત્ન બહુ કર્યા, તથાપિ ઇશ્વરઇચ્છા પ્રમાણે જ થયું, તેના ધારવા પ્રમાણે ન જ થયું હિરણ્યકશ્યપુનું જ મરણ થયું અને પ્રલ્હાદ ભક્તરાજનો વાળ સરખો પણ વાંકો થયો. હિરણ્યકશ્યપુએ કરેલા સર્વ પ્રયત્નોનો શ્રમ મિથ્યા થઇ ગયો માટે હે દયારામજી! તુ નિશ્ચે કરીને જાણ જે કે સર્વની દોરી પ્રભુના હાથમાં છે, તે સૂત્રધાર પ્રભુના હાથમાં દોરી હોવાથી તે પૂતળારૂપ સમગ્ર જગતના જીવોને જેમ નચાવે છે તેમ તે નાચે છે પ્રભુ ઇચ્છા પ્રમાણેજ સર્વ જગત્ નૃત્ય કરી રહ્યું છે.

(૧) જે થવાનું પ્રભુએ નિર્માણ કરેલું નથી છતાં તે કરવાને,

તુલસી એસેં રામસોં, કહિયે કહા બસાય? ૧
સુનિ હુ ભરત ભાવી પ્રબલ, બિલખિ કહ્યો મુનિ નાથ;
લાભ હાન જીવન મરન, જસ અપજસ બિધિ હાથ. ૨
ત્રિબેર પલટે પુરુષ તિય, સુદ્યુમન અત મિથુન;
ધારી ગિરિધારી બને, કયોં હૂ અધિક ન ન્યૂન. ૩

---

અને તે જ પ્રમાણે જે કરવાનુ પ્રભુએ ભાવીરૂપ પ્રારબ્ધ નિર્મ્યું છે તો પણ તે મટાડવાને સમર્થ એક શ્રીભગવાન છે. મહાત્મા તુલસીદાસજી કહે છે કે, એવા જે શ્રીરામચન્દ્ર ભગવાન તેને કોઇ કહેશે કે તે મ્હારા હાથમા છે તો તે કબૂલ કરાય? કારણ કે પ્રભુ તો સ્વતન્ત્ર છે. તે પોતાની સ્વતન્ત્ર ઇચ્છાથી જે મ્હાય તે કરવાને સદા સમર્થ છે.

૨ રામાયણમાં મહાત્મા તુલસીદાસજી શ્રીરામચન્દ્રજીના ભાઇ ભરતજી પ્રત્યે કહેલુ વચન લખી ગયા છે કે, હે ભરતજી ભાવીરૂપ પ્રારબ્ધ પ્રબલ છે એમ જોઇ મુનિનાથ (શ્રેષ્ઠ મુનિ) કહે છે કે, લાભ, હાનિ (ખોટ), જીવવુ, મરવુ, યશ, અપયશ એ સર્વ વિધિ (ઇશ્વર ઇચ્છાથી નિર્મિત થયેલુ ભવિષ્ય) શ્રીહરિને સ્વાધીન છે

૩ શ્રીમદ્ભાગવતમા સુદ્યુમ્નની કથા પ્રસિદ્ધ છે તેનો ઇતિહાસ એવો છે કે, તે પુરુષાકૃતિ (મરદ) છતાં ત્રણવાર તેને પુરુષ મટી સ્ત્રી, અને સ્ત્રી મટીને પાછો પુરુષ, અને વળી પુરુષ મટીને સ્ત્રીપણાના રૂપને પ્રાપ્ત થયો એક જ દેહમા ત્રણવાર પલટો (બદલો) થઇ પુરુષ, અને સ્ત્રી, એમ ઉભય પ્રકારનાં સુખ દુ:ખની સ્થિતિ ભોગવી આ બનાવનું દૃષ્ટાન્ત પ્રભુનું કર્તુંમ્ અકર્તુંમ્ અન્યથાકર્તુંમ્ સર્વ કરવાને સ્વતન્ત્રસામર્થ્યસૂચક ભગવદિચ્છાનુ છે માટે ગિરિરાજ પર્વતને

શિક્ષા બચ મુનિવો કરો, અંતર ધરો ન એક;
હરિ કરાવનો જબ જસો તસ તિહિ ઉપજિ બિબેક.
**તુલસી** સંત સમાગમ, તાબિનુ મોહ ન ભાગ;
મોહ ગયે બિનુ રામપથ, હોહિ ન દૃઢ અનુરાગ. ૫

ટચલી આંગળી ઉપર ધારણ કરી રાખનારા અદ્‌ભુતસામર્થ્યવંત શ્રીકૃષ્ણનું જ ધાર્યું (ઇચ્છયું) થાય છે. ને તેમાં ન્યૂનાધિક કરવાને કોઇનું પણ કાઇ બળ ચાલતું નથી.

૪. આ પ્રમાણે પ્રભુનું સ્વતંત્ર સત્તારૂપ પ્રબળ સામર્થ્યરૂપ માહાત્મ્યજ્ઞાનાદિ સમજવા માટે ગ્રંથકાર કવિવર્ય ઉપાય બતાવે છે કે, શ્રીમદ્‌ગોસ્વામી શ્રીહરિરાયજી મહાપ્રભુવિરચિત શિક્ષાપત્ર ગ્રંથના વચનામૃત સાંભળવાં, અથવા એવા શિક્ષારૂપ વચનો સાંભળતાં છતાં પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચયપણે તે ઠસાવી રાખતા નથી. જેથી શિક્ષારૂપ વચનો શ્રવણ કર્યાં છતાં તેનું મનન અને નિદિધ્યાસન ન કરવાથી તે વચનો સદા સ્મરણમાં રહેતાં નથી. અને તેણે કરીને શ્રીપુરુષોત્તમનાં અદ્‌ભુત દિવ્ય નિર્દોષ ચરિત્રોનો અર્થ સમજી શકતા નથી. જે વખને જેમ કરાવવાનું શ્રીહરિને હોય છે તે જ પ્રમાણે તેને વિવેકરૂપ બુદ્ધિ ઉપજે છે.

૫. શ્રીરામભક્ત મહાત્મા તુલસીદાસજીની સાખી છે કે, જ્યાં સુધી સત્પુરુષનો સમાગમ ન રાખે, એટલે તેમના સદુપદેશરૂપનાં સાર અમૃતરૂપ વચનોનાં શ્રવણાદિ ન કરે ત્યાં સુધી અજ્ઞાને કરીને અનિત્ય પદાર્થોમાં થયલી મોહાસક્તિ ભાગે નહીં. અને જ્યાં સુધી તે મોહ ન ટળે ત્યાં સુધી ભગવત્માર્ગ ઉપર તેની દૃઢ રુચિ પ્રીતિ પણ ઉદય ન થાય.

એકે દુઃખ સુખ એકકો, સો સુમરી મત રોય;
બિચિત્ર લીલા કૃષ્ણકી, ધનિકો ધની ન કોય. ૫૩

કરતુમકરતું અન્યથાકરતું સંપ્રથ ઈશ;
અજામિલ દુર્વાસા ભરત ઉદાહરન નિર્દીસ. ૫૪

---

૫૩. એકને સુખ હોય છે તો બીજાને દુઃખ પણ હોય છે. એવું સુખ દુઃખનું જોડું અનાદિ કાળથી ચાલ્યું આવેલુ છે માટે સુખે કરીને હર્ષાળુ થવું કે દુઃખે કરીને આર્ક્રંદાશ્રુ પડવારૂપ રડવાનું કે ગભરાઇ હર્ષ મટી જવાનું કારણ નથી. દરેક બાબતમાં શ્રીકૃષ્ણ પરમાત્માની અકલિત અદ્ભુત ગઢ લીલા જાણવી. તથા એ પરબ્રહ્મ જ સર્વેના સ્વામી સ્વતંત્ર હોવાથી ગમે તે કરી શકવાને સમર્થ છે તે સર્વેશ્વર પુરુષોત્તમથી પર કોઇ પણ નથી.

૫૪ કર્તુમ્ લક્ષણ—અજામિલની કથા શ્રીમદ્ભાગવતના ૫૪-સ્કંધમાં છે કે, તે બ્રાહ્મણપુત્ર હતો, છતાં દુઃસંગને લીધે તે દુરાચરણી થયો હતો. તો પણ પ્રભુએ તેનુ કલ્યાણ કરવાનું ધારેલું હતું તેથી તેને ઉત્તરાવસ્થામાં પ્રભુએ સુસંગ મેળવી તેમણે કરેલા ઉત્તમોત્તમ સદુપદેશથી પુત્રનું નામ નારાયણ પાડી તેમાં અત્યંત આસક્તિ રાખી. અંતે તેનુ સ્મરણ કરવા છતાં પણ પ્રભુએ પોતાનું નામસ્મરણ કર્યાનું માની યમદૂતથી મુકાવી શુદ્ધિ લીધી. (૨) અકર્તુમ્ લક્ષણ-દુર્વાસા ઋષિ શંકરનો અંશાવતાર હોવાથી મહાત્મા પુરુષ હતા છતાં પણ તેમાં અસહ્ય (તીવ્ર) ક્રોધ હતો અને અનેક જનોને ક્રોધ કરીને શાપાદિ દઈ દુઃખી કરતા હતા છતાં તે ક્રોધરૂપ દુર્ગુણને પ્રભુએ ન

હરિસત્તા તે ભલ અભલ, કૃતિ સબહીતેં હોઈ;
પે જિમિ દિનમનિ દીપ ત્યોં અલગ ઉભય ફલ સોઈ. ૫૫

---

ફેરવ્યો. (૩) અન્યથાકર્તુંમ્ લક્ષણ—ભરતજી રાજઋષિને હરણનાં બચ્ચામાં રહ્યાનું નિમિત્ત માની તે વાસનાથી તેને ૩ ત્રણ જન્મ લેવડાવ્યા.

૫૫ શ્રીહરિની સત્તાથી સારી અથવા નઠારી કૃતિ સર્વ કોઈ કરી શકે છે. પરંતુ તેથી કરીને પ્રભુમાં કોઈ રીતે વિષમતા કે ક્રૂરતા-રૂપ કોઈ પણ દોષ નથી. (૧) દષ્ટાંતમાં જેમકે—દિનમણિ=(સૂર્ય)ના અજવાળારૂપ પ્રકાશથી સર્વ કોઈ નેત્રો દ્વારાએ જોઈ શકે છે ને તેના અજવાળાના બળે કરીને સ્ત્રીનું સુંદર સ્વરૂપ જોઈ તેમાં કેટલાક મોહિત થઈ જાય છે, અને કેટલાક તે નેત્રોનો ઉપયોગ શ્રીહરિનાં, શ્રીસદ્ગુરુનાં, કે સત્પુરુષનાં કે સદ્‌ગ્રંથોનાં દર્શનાદિક કે સત્કૃતિમાં કરે છે. પરંતુ તેથી કરીને સૂર્યનારાયણને કાંઈ દોષ લાગી શકતો નથી, કે તમારી હાજરીમાં અથવા તમારા પ્રકાશરૂપ અજવાળાના સંયોગથી સ્ત્રીમાં આસક્ત થયો માટે હું દોષવંત નથી એમ ન સમજવું. (૨) ને જ પ્રમાણે દીપકના અજવાળાના પ્રકાશયોગે કરીને પણ સમજવું. (૩) વળી એ જ પ્રમાણે ચંદ્રમાના પ્રકાશરૂપ અજવાળાનું પણ સમજી લેવું. જેવી રીતે સૂર્ય—ચંદ, ને દીપક એ ત્રણે એ ફળ ભોગવવાથી સદા અલગ (અલિપ્ત) રહે છે તેમ સુકૃતિ દુષ્કૃતિનું ફળ ઇશ્વરને ભોગવવું પડતું નથી. તેમ તેમના ઉપર વિષમતાનો કે ક્રૂરતાનો દોષ લાગી શકતો નથી.

બહુ બિગર્યો અતિ સુધરે, જો ધારે હરિ મન્ન;
અતિ સુધર્યો સો અતિ બિગરિ, શ્રીહરિ જો અપ્રસન્ન. ૫૬
હરિ રક્ષક કછુ કહું ન ડર, જાય જંગલમેં બેઠ,
સો કોપત નહિ બચેગો સત પતાલ તર પેઠ. ૫૭

## છપ્પય.

પાવન પતિત હુ પતિત પાવન કરિ નભ ધરની;
ધર્મ અધર્મ અધર્મ ધર્મ કરિ અકરનિ કરની;
બિંદુ સિંધુ કરિ સિંધુ બિંદુ રતિ શૂન્ય સફલ કરી.
અઘટિત ઘટિત હુ ઘટિત અઘટિત કરે મન ધરિ હરિ;

---

૫૬. ગમે તેટલું બગડી ગયલું હોય, જે કોઇથી કદિ પણ ન સુધરી શકે તેવું હોય છતાં તે અતિશય સારી રીતે સુધરી શકે છે, પરંતુ તે ક્યારે, કે જ્યારે શ્રીહરિ તેમ કરવા મનથી ઇચ્છે ત્યારે જ. વળી કોઇ કામ અતિશય સુધરેલ હોય, કે સુધરવા યોગ્ય થયલું હોય તથાપિ જો શ્રીહરિને અપ્રસન્ન કરે તો તે સર્વ સુધરેલું પણ બગડી જાય છે. માટે સુધારવા બગાડવાને સ્વતંત્ર સામર્થ્યવંત તો ૧ શ્રીહરિ જ સ્વતંત્ર સત્તાધીશ છે

૫૭. શ્રીહરિ જેના રક્ષક હોય તેને કોઈ પણ સ્થળે કોઈનો ડર ભય કદાપિ પણ થાય નહી. કદાચ તે જંગલમાં (અરણ્યમાં) હોય તો ત્યાં પણ તેનું રક્ષણ થાય જ. અને જો શ્રીહરિ રૂઠ્યા (કોપ્યા) હોય (અપ્રસન્ન થયા હોય) તો તેથી બચવાને માટે કદિ ૭ સાતમા પાતાળમાં પેઠો હોય તો પણ તે નહીં જ બચે.

પ્રભુ ચાહે સોહી ઇશ્વર કરૈં, અચિન્ત્ય અતકર્ય અકલગતિ.
મંત સોચી ફૂલિ મત તૂં દયા, અચલસરન શ્રીકૃષ્ણ પતિ ૧૦

મત્ત ગયંદ.

કોઉ ન જ્ઞાની અજ્ઞાનિનકો જગ ઇશ્વર આધીન સજ્જન જોવે,
જાકો જબેં કરિ કૃષ્ણ જસોં સોતા છતુ તે બિધિકોં બસ હોવે;
સ્યાંનપ કાહુકિ કામ લગે ન સુધી બુધ ચિત્ત હરિપદ પ્રોવે,
નાથ દયા સબકી મતિ પ્રેરક, જો સમુઝે સુહંસે નહિ શોવે. ૧૧

---

૧૦. પવિત્રને પતિત અને પતિતને પાવન કરે છે. નભ—આકાશ. ધરની—પૃથ્વી. ધર્મને અધર્મ કરે છે અને અધર્મને ધર્મ એમ ન થઇ શકે એવું પણ કરવા સમર્થ છે. એક બિંદુને સમુદ્ર કરે છે અને સમુદ્રને બિંદુસમાન બનાવે છે. ભાગ્યહીનને ભાગ્યશાળી બનાવે છે. અતર્ક્ય ન તર્ક કરી શકાય તેવી.

૧૧. કદી પણ કોઇએ જ્ઞાનીપણાનો ફોકો અભિમાન ન રાખવો. તેમ જ કોઇને પણ તું અજ્ઞાની જાણીને તેની અવજ્ઞા ન કરીશ, કારણ કે પ્રભુના જેવું કોઇ પણ જ્ઞાની નથી એમ જાણી જ્ઞાનીપણાનો દાવો રાખી ગર્વિષ્ઠ ન થવું.—'કારણ કે આખું જગત ઇશ્વરને આધીન છે. એમ સજ્જન પુરુષો સર્વત્ર અધ્યાત્મદૃષ્ટિથી ભગવદ્રૂપપણાથી જુએ છે.' જ્ઞાન અને અજ્ઞાનમાં પણ કારણરૂપે ૧ પ્રભુ જ હોય છે. જેને જે વખતે શ્રીકૃષ્ણ ભગવાન જેવો કરવા ઇચ્છે છે તે પ્રમાણે તે ક્ષણે તે તેવો થાય અને નિશ્ચે કરીને તેની વિધિ (રીત) તે વખતે થાય છે. એમાં સ્યાનપ (ડહાપણ) કોઇનું કામ લાગતું નથી એમ માની બુદ્ધિમાન્ જનો શ્રીહરિના ચરણકમળમાં પોતાની બુદ્ધિને પ્રોવે છે (પરોવે છે) મંથહાર કહે છે કે, મારા નાથ શ્રીકૃષ્ણચંદ્ર

સાંપ સુને દ્રગતેં ઉરતેં ગતિ ધ્રાન ગ્રહે કરિ ઔર ન કોઇ,
પુચ્છ પિયે જલ પાંઊ ભખે, ગુલમ્હેરિ અજબ અલીક ન સોઈ
અશ્રુહિતેં ઉત્પત્તિ મયૂરકી બીછુ ડસે પુછસેં જગ જોઇ;
નાથ દયા સઘરી બિધ સમ્રથ કૃષ્ણ કરે તબ કા નહિ હોઇ ? ૧૮

ભગવાન્ તે જ સર્વની બુદ્ધિના પ્રેરક છે. આ પ્રમાણે જે સમજે છે તેઓ પ્રભુની જાદી જાદી અનેક રચનાઓ જોઇને હર્ષ કે શોકને પામતા નથી. અર્થાત્ સુખ જોઇને હર્ષિત થતા નથી, અને દુઃખ જોઇને રુદન કરતા નથી. એમાં પ્રભુની અદ્ભુત કૌતુક=અતિ આશ્ચર્યકારક રચનાનું વર્ણન છે.

૧૨. જુઓ. સાપને શ્રવણ કરવાને પ્રભુએ કર્ણ (કાન) ન રચતાં તેની દગમાં (નેત્રમાં) શ્રવણ કરવાની સત્તા ધરી છે. વળી સર્પને ચાલવા સારૂ પ્રભુએ તેને ચરણ (પગ) કર્યાં નથી. ત્યારે તેના ઉરમાં (પેટમાં) ચાલવાની પ્રબળ શકિત મુકી છે કે જેણે કરીને (પેટ વતે) તે ચાલે છે. વળી સાપને ઘ્રાણેંદ્રિય (નાસિકા) કરેલી નથી. તથાપિ તે નાસિકા દ્વારાએ જે સુંઘવાનું કામ થાય તેવું તેને ઉરમાં એટલે અંતરમાં પ્રભુએ સુગંધ દુર્ગંધ સમજવારૂપ ગતિનું જ્ઞાનદાન કરેલું છે. આ ઉપર લખ્યા સર્વ પ્રસંગો સામાન્ય ક્રમના બંધારણથી ઉલટા પ્રભુએ રચ્યા છે, એવું અન્ય કોઈ પણ પ્રાણીમાં નથી. અજબ ગુલ મ્હેરી નામનું પક્ષી થાય છે. તે પુંછડેથી પાણી પીએ છે, અને તેને તેના ચરણમાં એવાં મુખ કર્યાં છે કે જેથી એ પગે કરીને તેનાથી ચલાય ખરૂં અને ચાલતાં ચાલતાં ચરાય પણ ખરૂં. આ વાત મિથ્યા નથી, પણ સત્ય છે. વળી નવાઈની વાત એ છે કે, સામાન્યક્રમ એવો છે કે ૧ અંડજ (ઇંડામાંથી) ૨ ઉદ્ભિજ. (પૃથ્વી-

## કબિત.

અહો હેમકસ્યપ પ્રહ્લાદ પુત્ર ઉગ્ર કંસ,
કાજલકો હેતુ દીપ મનિ ફ્ની જાત હે;

માંથી ) ૩ જરાયુ ( ઓર ) માંથી ) ૩ શુક્ર ( વીર્ય ) માંથી. ૪ સ્વેદજ ( પરસેવા માંથી ) માંકણુ એમ ૪ પ્રકારની મનુષ્ય અને પશુ પક્ષી વગેરે જંતુમાત્રની ઉત્પત્તિ થાય છે. છતાં પ્રભુએ અજબ પ્રકારની નવીન રીત પણ કરેલી જણાય છે જેમકે, ( ૧ ) અશ્રુનાં બિંદુમાંથી મયૂર ( મોર ) ની ઉત્પત્તિ થાય છે. જ્યારે મોર કળા કરી નૃત્ય કરે છે, ત્યાર પછી તેની આંખનાંથી અશ્રુજળનાં બુંદ પડે છે, તે પૃથ્વી ઉપર પડે છે, તેને તેની સ્ત્રી-ઢેલ પૃથ્વીઉપર પડતાં જ ચાટી જાય છે તેથી મોર અવતરે છે. ( ૨ ) જળમાંથી મચ્છરાદિની ઉત્પત્તિ થાય છે (૩) દરેકને પોતપોતાનો બચાવ ( સંરક્ષણ ) કરવાને તથા કોઇ સામો ઉપદ્રવ કરે તો તેને શાસન ( શિક્ષા ) કરવા રૂપ જૂદી જૂદી રીતે સાહિત્ય ( ઉપસ્કર ) પ્રભુએ આપેલું છે જેમકે-હાથ-પગ વડે મારે છે મોઢેથી દાંતવડે બચકું ભરે છે, સીંગડાં મારે છે, ( ઘોચે છે ) ચાંચ ભોંકે છે, ( મારે છે ) જનાવરો કરડે છે. પરંતુ નવાઇની રીત પ્રભુએ પુંછડાંથી મારવારૂપની પણ મુકેલી છે, જેમકે-વીંછીને પુછડે અણીદાર કાંટો ( ડંખ ) રહે છે તે પુંછડાવડે બીજાને કરડે છે, વળી તેજ પ્રમાણે વધારે પાણીમાં પડી રહેનારા મગરોનાં પુંછડામાં પણ તીક્ષ્ણ તલવારની ધાર કરતાં પણ અતિશય તીખી ધાર પ્રભુએ રચેલી છે. આ દાખલાઓ જગતમાં જોઇ શકાય તેવા છે. હવે એ દૃષ્ટાંતમાત્રનો સિદ્ધાંત કહે છે કે, દયારામના નાથે શ્રીકૃષ્ણચંદ્ર તે સર્વ રીતે સદા સમર્થ છે. તેથી તે સર્વ કરવાને સંપૂર્ણ સ્વતંત્ર સત્તાધીશ છે. તે કરે ત્યારે શું ન થાય ? અર્થાત્ સર્વ થાય જ.

અજામેલ પુત્રભાવ નામ લેત ધામ પાયો,
પ્રેમ રામ કહેત મરે પિતાદિ વિખ્યાત હે,
દયા ધર્મ પાલ્યો દોષ રૂપ ભયોં ભરત ભૂપ,
બિષ દીનોં બકી કૃષ્ણ દીની ગતિ માત હે.
નિજ પાંડવ દુઃખી સુખી કૌરોં સો જગ જાને,
દયા નાથ તિહારી ગતિ લખી નાહિં જાતહે, ૧૩

---

૧૩. એનો સાર પ્રભુની ગતિને કોઇ જાણી શકવાને સમર્થ નથી એ પરત્વે છે જુઓ. (૧) હેમકશ્યપ (હિરણ્યકશ્યપુ) આસુર છતા તેને ત્યાં શુદ્ધ દૈવી સંપત્તિરૂપ પ્રહ્લાદજી ભગવદ્‌ભક્તરાજનુ પ્રાકટ્ય થયુ (૨) ઉગ્રસેન રાજા ભગવદ્‌ભક્ત શુદ્ધ દૈવી સંપત્તિવાળા હતા છતાં તેમને ત્યા પુત્ર આસુરી બુદ્ધિવાળો કંસ ઉત્પન્ન થયો. (૩) દીપક=દીવો તે ઉજ્જ્વળ પ્રકાશવત છતા તે દીવામાંથી ઉત્પન્ન થવાથી પુત્રરૂપ કાજળમા પિતારૂપ દીપકના ગુણ પ્રકાશવાળો મણિ માથે છતા પણ નીચ કૃતિ જંતુ મારવાની નાગ કરે છે, નાગને માથે ફણા ઉપર મણિ હોય છે એવો ઉત્તમ નાગ છતાં તે પેલા મણિરૂપ ગુણનો દુરુપયોગ કરે છે. અથવા વિષધર (નાગ) તેને માથે પ્રભુએ મણિ ઉત્પન્ન કર્યો છે એ કૌતુક પણ સૂચવે છે (૧) વળી અજામેલે પુત્ર (નારાયણ)નું નામ દીધુ છતા નારાયણ ભગવાને પોતાનું નામસ્મરણ કર્યાનું માની તેને ભગવત્‌ધામની પ્રાપ્તિ કરાવી. (૨) અને શ્રીરામચંદ્રજી ઉપર ગાઢ સ્નેહે વાત્સલ્ય કરનાર પિતા દશરથરાજાએ અંતે તે શ્રીરામ રામ કહેતાં શ્રીરામના વિયોગે પ્રાણત્યાગ કરી દીધા છતા તેને સ્વધામ ન આપ્યુ. (૩) દયારૂપી ધર્મ ભરતજીએ

પ્રશ્રી સુતપા ચોયુગ તપે ધ્રુવ આધોં વર્ષ,
મહૂરત ખટવાંગ પાયે દેખો કેતો અંત્ર હૈ;
એક નામ અજામેલ ગુનિકા ત્યોં આધો નામ,
પારધિ સ્વદેહ સ્વર્ગ સમરે બિના મંત્ર હે,
બુદ્ધિમેં કસર કછૂ કહે હરિ મહામૂર્ખ,
સહેજ ચલ્યો જાય જાકો કીનો ભવ યંત્ર હૈ;

---

પાળ્યા છતાં તે દોષરૂપ ગણાઈ ૩ જન્મ થયા. (૪) બકી (પૂતના) એ શ્રીકૃષ્ણુ ભગવાનનું અહિત (પ્રાણાપહાર) ઇચ્છીને પોતાના સ્તનને વિષે (ઝેર) ચોપડેલું, તેનું પાન શ્રીકૃષ્ણુને કરાવ્યું છતાં તેને જનનીની પદવી ગણી પોતાની માતાને જે પદ તે પદવી પ્રાપ્તિનું કામ પ્રભુએ કર્યું. (૫) શ્રીકૃષ્ણે નિજ ભક્ત પાંડવોને અનેક વાર દુઃખ ભોગવાવ્યું હતું. (૬) અભક્ત કૌરવોને સુખ આપ્યું હતું, હે દયાનાથ, દયારામના ઇષ્ટદેવ સ્વામિન્ શ્રીકૃષ્ણુચંદ્ર ! ઉપર લખ્યા પ્રકારોવાળી આપની વિવિધ ગતિ તે સર્વ જગતમાં પ્રસિદ્ધ છે. તે ઉપરથી તમારી ગતિ જાણી શકાની નથી.

૧૪. પ્રશ્રી સુતપાનો અગાધ પરિશ્રમ કે જે ૪ ચાર યુગપર્યંત તપે કરીને તપ્યાં હતાં. ત્યારે તેમને દર્શન આપીને વરદાન પ્રભુએ આપ્યું કે હું તમારે ત્યાં પુત્રરૂપે અવતરીશ (પ્રકટ થઈશ) ધ્રુવજીએ માત્ર ૬ મહિના તપ કર્યું તેટલામાં તેને પ્રભુએ દર્શન દીધાં અને ખટ્વાંગ રાજાને ૧ એક મુહૂર્તમાં (બે ઘડીમાં) દર્શન આપ્યાં. જુઓ કેટલું બધું અંતર (ભેદ=તારતમ્ય) ? એક જ નામ અજામેલે લીધું હતું, ગુણિકાએ માત્ર અર્ધું નામ લીધું હતું. પારધિએ શ્રીકૃષ્ણુને

દયાનાથ કૃષ્ણગતિ અતિ ગૂઢ કૌન લહે ?
અથવા ચાહે સોઇ કરે ઇશ્વર સ્વતંત્ર હે. ૧૪

દુહા.

કિયો કરેંગે કરત સબ, ભલો હી શ્રીવ્રજરાય;
હરિ હારદ અતિગૂઢ હૈ તુરત ન સમઝયો જાય. ૫૮

---

બાણુ માર્યું જે ઉપરથી પ્રભુ (શ્રીકૃષ્ણ)ને કલેવર છોડવું પડયું, છતાં તેવા અપરાધીને સ્વદેહે કાંઇ પણ સ્મરણ કે મંત્ર જપ કર્યા વગર સ્વર્ગે મોકલ્યો. આવા દાખલા જોઇને કોઈ મૂર્ખ મનુષ્ય એમ કહેવા તૈયાર થશે કે પ્રભુની બુદ્ધિમાં કાંઇ કસર (ખામી) હશે તો તે મહાન્ મૂર્ખ છે, કારણ કે અજ્ઞાની (મૂઢ) જન પણ શ્રીહરિનું આવું કર્મ પ્રાકૃત નથી પણ દિવ્ય છે એમ જાણે છે. તેને સ્મરે તો તે પણ સહજ રીતે ધર્મપદને પહોંચે છે, કેમકે સંસારની અનેક પ્રકારની રચના શ્રીહરિએ કરેલી છે તે રચના જોતાં પણ કલ્પના કરી શકાય છે કે પ્રભુમાં અપાર બુદ્ધિ. દયાનાથ, દયારામના ઇષ્ટદેવ સ્વામી શ્રીકૃષ્ણચંદ્રની ગતિ અતિશય ગૂઢ છે માટે તેમની ગતિને કોઇ પણ જાણી શકવાને સમર્થ નથી, કારણ કે ઇશ્વર ગમે તે કરવાને સંપૂર્ણ રીતે સદા સામર્થ્યવંત અને સ્વતંત્ર છે.

૫૮. શ્રીહરિનું હારદ (અંતરનો અભિપ્રાય) કોઇથી કળી શકાય તેમ નથી માટે તે અમુક રીતે જ છે એમ નિશ્ચય કરી કાંઇ કહી શકાય તેમ નથી. શ્રીવ્રજરાયે સર્વ ભલું જ કરેલું છે, અને કરશે.

## દૂહા.

તન તપાય કહુ મન હૂ ભજન માનિ ભગવંત,
ગુન એકેક વર દુહુન મે રુચિ પ્રમાન બનિ સંત. ૧
જાકે હિય હરિ બસિ રહે સો હરિ સમ નિર્લેપ
કદા મનસ્વી:કૃતિ બને તાહૂ ન ચોટે ચેપ. ૨
કેવલ કૃષ્ણ પ્રમેયબલ આત્મસાત્ કિય જાહિ,
તાકી કૃતિ સબ કૃષ્ણકી નૃપ કુમાર સો આહિ. ૩

---

૧. કોઇ તન તપાવે છે ને કોઇ મન તપાવે છે, અથવા તન અને મન એ ઉભયને પોતાના વિરહે કરીને તપાવે છે એ તાપકલેશને પણ પ્રભુ પોતાનુ ભજન માની લે છે. એક એક ગુણ બન્નેમાં શ્રેષ્ઠ છે પણ એવી વિરહાત્મક સ્થિતિ સંતની ભગવાનની રુચિ (ઇચ્છા) પ્રમાણે થાય છે.

૨. જેના હૃદયમાં શ્રીહરિ બિરાજી રહે તે શ્રીહરિની સમાન નિર્લેપ હોય છે, એમ છતાં એવા સંત જનથી કોઇ વખતે મનસ્વી કૃતિ થઇ જાય તો પણ તે સંતને શુભાશુભ કર્મનો ચેપ અડકતો નથી. કેમકે તે અહંકૃતિથી રહિત હોય છે અને તેની બુદ્ધિના પ્રેરક પણ કારણરૂપે શ્રીહરિ જ રહેલા હોય છે.

૩. શ્રીકૃષ્ણ પરમાત્માએ કેવળ પોતાના પ્રમેયબળવડે કરીને જે જનને પોતાના આત્મસાત્ (પ્રાણસમર્પિત) કરેલા હોય તેવા સત્પુરુષની સર્વ કૃતિ શ્રીકૃષ્ણના સરખી જાણવી. જેમ કાંઇ રાજાના કુમારની કૃતિ હોય તે પણ રાજાના જેવી જ ગણાય છે, તેમ પુત્રમાં અવગુણ હોય છતાં સ્નેહ વાત્સલ્યના કારણથી પિતારૂપ રાજામાં તે પુત્રના અવગુણ નથી તેમ સમજવુ. એમ થવામાં પણ શ્રીભગવાનનો કાંઇ હેતુ (ઉદ્દેશ) હોય છે, કારણ કે બાળકથી અણસમજે પણ

નાહિ હોય હેતુ કછુહુ કૃપા સહેજ બ્રજરાય;
જો કણુ હેતુ હોય તો કેસે કૃપા કહાય ? ૪

દોષ પરે તહુ ખસિ ન ઉર, નિજ જનકે નંદલાલ,
જ્યોં જનની પ્રિય સુચિ લગે અતિ અપરાધિ હુ બાલ. ૫

અજામેલ ગનિકા લહે, ડેઠ નામ અપવર્ગ,
સરતિ રામ રટિ તનુ તજ્યો, દશરથ અજહૂ સ્વર્ગ. ૬

---

કાંઈ થઇ ગયું હોય તો પણ તે બાળકનું વચન તેના પિતા પાળે છે તેમ ભક્તરૂપ પુત્રનું વચન પણ શ્રીહરિ પાળે છે.

૫. યદ્યપિ અજ્ઞાન સ્થિતિ વયના બાળકરૂપ ભક્ત જનની કાંઈ કૃતિ દોષ રૂપની હોય તથાપિ પરમ સ્નેહી પરમ દયાળુ પિતાવત્ પરમ હિતકારી નંદલાલ (શ્રીકૃષ્ણ ભગવાન) પોતાના નિજજન પોતાને પુત્રસમ પ્રાણ પ્રિય વહાલા હોવાથી તે વ્હાલપણાના કારણથી પિતારૂપ પ્રભુ તે પુત્રરૂપ ભક્તના કાઇ પણ દોષ મનમા આણતા જ નથી. જેવી રીતે જનનિ ને પોતાનો પુત્ર ગમે તેટલો અશુચિ (ગંદો) હોય તો પણ માતાને પુત્ર ઉપર સંપૂર્ણ વ્હાલ હોવાથી તે ગંદો ગોબરો છતાં પણ પ્રિય અને શુચિ ( ચોખ્ખો=પવિત્ર=શુદ્ધ ) જ ભાસે છે. વળી એ જ પ્રમાણે તેના અગણિત અપરાધ હોય તો પણ જેવી રીતે માને સંપૂર્ણ વ્હાલ હોવાથી તે બાળક પુત્રના દોષ ભાસતા જ નથી. તે પ્રમાણે પુત્ર સ્થાને ભક્ત અને પિતા સ્થાને પુરષોત્તમ પણ તે નિજભક્તના અપવિત્રપણાંને કે એના અપરાધરૂપ દોષોને ગણતા નથી,

૬. એના દાખલા આપે છે જુઓ. (૧) અજામિલ અતિશય દુરાચારી અને પરસ્ત્રીલંપટ અનેક પ્રકારના અપરાધવાળો હતો છતાં

કોન ભાંતિ પ્રભુ તુમ પ્રસન, સો ન કાહુ કે જ્ઞાન,
કહૂ નીતિમેં દુઃખ દીખે, કહૂં અનીતિ સુખ દાન. ૭
પૂરવ કરનિ સબ સ્થલ, દેખિ અસંભવ બાત,
ઇશ્વર સ્વતંત્ર કૃપાનિધિ, નામ અલીક ન્હેં જાત. ૮

---

પ્રભુએ તેના કોઈ પણ દોષ ન ગણ્યા. ને તેને નિજપદની પ્રાપ્તિ કરાવી (૧) નામ ચાર અક્ષરનું ( નારાયણ ) કહેવા માત્રથી પ્રભુએ તેની શુદ્ધિ લીધી. (૨) ગણિકા ( બાજારી વેશ્યા ) અત્યંત દુરાચર ને અઘ ( પાપ ) નું ધામ છતાં તેને પણ પરમપદ આપ્યું. પોપટને ભણાવવા વિષે ૦ા અર્ધું નામ (૨) કહેવા માત્રથી શ્રીરામે પોતાનું નામ કહેવાનો આરંભ કર્યો તે પૂર્ણ નામવત્ ગણ્યું ( માની લીધું ) આ બન્ને મળી ૧ા નામ લેતા માત્રથી અપવર્ગ ( મોક્ષને ) બન્ને પામ્યાં છે. જુઓને શ્રીરામચંદ્રજીના પિતા દશરથરાજાએ સસ્નેહ ( એટલે સ્નેહસહિત ) શ્રીરામવિયોગે હા રામ, હા રામ, એમ કહેતાં કહેતાં પ્રભુના વિરહે તપીને શરીર છોડી દીધું, તેવા સ્નેહી પિતા ભકતને પણ પ્રભુએ સ્વર્ગ આપ્યું અને સમગ્ર પ્રજાને અને કુતરો જેમાં અનેક જંતુ (કીડા) પડેલા પડેલા હતા તે સહિતને પરમપદ સ્થાન આપ્યું

૭. હે પ્રભુ આપ કોઈ રીતે પ્રસન્ન થાઓ છો તેનું કોઈને યથાર્થ જ્ઞાન થઇ શકતું નથી.

૮. જો સર્વ સ્થળે ( એટલે સર્વ જગ્યાએ સર્વની બાબતમાં ) કેવળ પૂર્વ જન્મનાં સંચિત ક્રિયમાણરૂપ પૂર્વની કરણી કહીએ તો તે પણ સંભવી શકતું નથી. કારણ કે વેદાદિક સત શાસ્ત્રોમાં ઇશ્વરને સ્વતંત્ર ( કર્તુંમ્, અકર્તુંમ્, અન્યથાકર્તુંમ્ સર્વ કરવાને સદા સંપૂર્ણ સામર્થ્યવંત કહેલા છે તથા કૃપાસાગર કહેલા છે. તે પ્રભુનાં નામગુણમાં મિથ્યારૂપ દોષ લાગે. પ્રભુ તો સદા નિર્દોષજ છે.

કોટિ યત્નતેં હોય નહિ, ચાંડાલી નૃપનારી,
કણુ ભઇ સાધન સંભવિત તે બલ કૃપા બિચ્ચારિ. ૯.
જબ ગોવિંદ કૃપા કરે, તબ તો સબ બનિ આવે;
સુખ સંપત્તિ આનંદ ઘનો, ઘર બૈઠે વે પાવે. ૧૦
પૂરવકી જાને પ્રભુ, કછુ હૂ કહી ન જાત;
સ્વપચરાની અતિઅસંભવ, કો લહિ નૃપહિય બાત. ૧૧

---

૯. કોટાનકોટિ ( કરોડો ) પ્રયત્ન કરે તો પણ કોઇ ચાંડાલણી તે રાજાની રાણી થવાને કદિ પણ યોગ્ય થઇ શકે જ નહિ. છતાં કદાચ કોઇ કારણ નિમિત્તથી રાજા જ પોતાના આપથી જો તેનો સ્વીકાર કરે તો તેમાં તે ચાંડાલણીનું કાંઈ પણ સાધન ન કહેવાય. એતો રાજાની કેવળ કૃપાદષ્ટિરૂપ અનુગ્રહનું જ કારણ કહેવું પડે. આ દૃષ્ટાંત સ્વસાંપ્રદાયિક અંતઃકરણપ્રબોધ ગ્રંથે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ શ્લોક બીજામાં આપેલુ છે તે આશયથી ભકત કવિવર્યે લખેલુ છે.

૧૦ જ્યારે ગોવિંદ કૃપા કરે છે ત્યારે સર્વ અશકય વાતો પણ સારી રીતે શક્ય થઇ જાય છે. ત્યારે સર્વ પ્રકારની સુખ સંપત્તિ અને અતિશય આનંદ તેને ઘેર બેઠાં પ્રાપ્ત થાય છે.

૧૧ પૂર્વ જન્મમાં કોણે કેવી કૃત કરેલી છે તે જાણવાને પણ પ્રભુ જ સમર્થ છે પરંતુ ભૂતકાળનું (ગયા જન્મનું વૃત્તાંત ) જાણવાને અન્ય સમર્થ હોતા નથી, તેમ તે કૃતિ કરનારને પણ પોતાની પૂર્વ જન્મની કરણીની ખબર હોતી નથી. કડી ૯ માં કહ્યા પ્રમાણે જેમ ચાંડાલણી ( અંત્યજ જાતિની ) છતાં તે રાજાની રાણી થઇ શકે એ કેટલુ બધું અસંભવિત છે. છતાં જ્યારે રાજા તેનો પોતાની ઇચ્છાથી તેનું પાણિગ્રહણ કરી પટરાણી તરીકે સ્વીકારે ત્યારે તે રાજાએ કિયા

સબ સુત સમ પ્રિય સ્વકીય હુ, ન ગુન છગ ન બિચાર;
સમઝ પરે નહિ હેતુ કહા, અધિક એક કછુ પ્યાર. ૧૨
અપનો કિયો તજે ન બડ બનિ કણુ દોષ અનેક,
હરિ સહિષ્ણુ અતિ કૃપાનિધિ, સો કયોં છાંડે ટેક ? ૧૩

કારણથી એવી અપાત્ર સ્ત્રીને રાણી તરીકે સ પાત્રરૂપ ગણીને સ્વીકારી છે તે રાજાના અંતરાશય ( મનના હેતુ ) ને જાણવાને અન્ય સમર્થ નથી. એમ પ્રભુ રાજારૂપ અને ચડાલણી છતા રાણીરૂપ બન્ને દોષવંત અપાત્ર જીવને મુક્તરૂપ સત્પાત્ર ગણી અંગીકાર કરે છે એમાં કિયા કારણથી પ્રભુએ સ્વીકાર કર્યો તે પ્રભુના હૈયાની વાત અન્ય શુ કલ્પી શકે ?

૧૨. સમગ્ર વિશ્વની પ્રજા પ્રભુને પુત્રની માફક વ્હાલી છે, તેમાં પણ વિશેષ પ્રિય (પ્રાણાધિકપ્રિય) પોતાના સ્વકીય ભક્તજન વ્હાલા છે. એ ઉપરથી કોઇએ એમ ન સમજવુ કે પ્રભુ તેના કોઇ ગુણ કે રૂપને લીધે તેના ઉપર વ્હાલ રાખે છે. રૂપ કે ગુણનો વિચાર કરવાનો નથી એ તો નિમિત્તરૂપ કહેવા માત્ર છે. કારણ કે અનત કોટિ બ્રહ્માંડોના નાયક પ્રભુ તે તુચ્છ જીવ ઉપર આટલી બધી કૃપા અત્યત પ્યારપણાની શા હેતુથી કરે છે તે સમજી શકાતું નથી.

૧૩. મ્હોટા પુરુષોમા સ્વાભાવિક ગુણ એવો હોય છે કે, જે જીવને તે પોતાનો સ્વીકૃત ( અંગીકૃત ) કરી લે છે તેવા જીવથી પછીથી ગમે એટલા દોષ થાય તો પણ એકવાર પોતાનો કર્યાના કારણથી છોડી ( મૂકી )દેતા નથી. ત્યારે મ્હોટા જે શ્રીહરિ જેનું નામ સહિષ્ણુ છે તથા અતિશય કૃપાની ખાણરૂપ છે તે પોતાના દાસના દોષને સહન કરે છે અથવા દોષો માફ કરે છે, કે દોષરૂપ કલ્પતાજ નથી. સામાન્ય

કૃપાપાત્ર મહાપતિતકો, કરિ પ્રભુતા અધિકાઈ;
તરન યોગ્ય તારે પ્રભુ, તામેં કૌન બડાઇ ? ૧૪
નટ નાચત નારી બની સબ સમુઝત હિય પુરુખ,
તહુ ધન દે મન વિકલ હુઈ જાન અજાબલ મૂર્ખ. ૫૯

મોટા પુરુષોની ટેક પ્રતિજ્ઞા હોય છે કે એકવાર જેને પોતાને કર્યો (માન્યો) તેને તે કદિ પણ તરછોડી મૂકતા નથી, ત્યારે પ્રભુ જે સર્વ મોટાના પણ મ્હોટા છે તે તો પોતાના જનોને કેમ જ છોડી દેશે ? અર્થાત્ નહીં જ છોડે.

૧૪. પૂર્વે મહાપતિત જનો હતા તેવા જીવોને પણ પ્રભુએ અત્યંત અનુગ્રહ કરીને કૃપાપાત્ર કર્યા છે એમા જ પ્રભુની વિશેષ મ્હોટાઈ છે. કારણ કે જે તરવા યોગ્ય કૃતિવાળા જનો છે, તેને પ્રભુ તારે એમાં કાંઈ પ્રભુની બડાઇ ન કહેવાય, પણ અધમ જીવોને તારવાથી જ પ્રભુનો યશ અધિકાધિક પ્રકટ થાય છે બીજો અર્થ એવો પણ થાય છે કે, પ્રભુના કૃપાપાત્ર જનોને પ્રભુના અપાર યશ ગુણની પ્રતીતિ હોય છે કે અધમ જીવોને કૃતાર્થ કરી પ્રભુ પોતાની પ્રતીતિ વિશ્વમાં જણાવે છે. કારણ કે સુકૃતિવંત જનો કે જે તરવા યોગ્ય હોય તેને તારે એમાં કાંઇ વિશેષ વડાઇ ન કહેવાય પતિતપાવન, અધમોદ્ધારણ, ઇત્યાદિ અનેક બિરદ વાળા નામો શ્રીભગવાનનાં પ્રસિદ્ધ છે.

૫૯. નટવો પુરુષાકૃતિ છતા તે જ્યારે સ્ત્રીનો ભેખ ધારણ કરી, નૃત્ય (નાચ) કરી, તેમાં હાવ ભાવ કરે છે, ત્યારે પ્રેક્ષક મંડળી સર્વને તે નટવો આ સ્ત્રીવેશ ધારણ કર્યાથી કાંઈ વાસ્તવિક રીતે તે સ્ત્રી નથી એમ સર્વના હૃદયમાં નિશ્ચયાત્મક જ્ઞાન હોય છે, તોપણ તેને તેની સ્ત્રીના ભાવવાળી ચેષ્ટા જોઇને દ્રવ્યાદિક આપે છે અને તેનું

માયા રચના મોહન હિત હૂ તોહુ મેન ન હોથ<br>
સો બલ તાકો જિન લહો બલ દીનોં બ્રજનાથ. ૬૦<br>
શત્રુ મિત્ર બિષ પથ્ય સબ અધરમ સુધરમ હોય,<br>
ઉલટો હૂ સુલટોં બને કૃષ્ણકૃપાદગ જોય. ૬૧<br>
બિબેક સાધત દુઃખ લહે સો પુનિ ના પછતાય,

---

મોહિત સ્ત્રીરૂપ અને હાવભાવ કટાક્ષાદિ જોઇને જોનાર પુરુષનાં મન પણ વિકળ થઈ જાય છે જાણીતા છતા પણ મૂર્ખ માણસ તે અજા (માયા) રૂપી વેશ્યામાં આસક્ત થઇ જાય છે.

૬૦. મોહનની માયારૂપ રચનાએ કરીને જેની મોહની લાગે છે. એ માયાની રચના ઇશ્વરે જગતના હિતાર્થે કરેલી છે તોપણ જે તે માયાના સૂત્રધાર બ્રહ્મ તેનુ સ્વરૂપ જ આ માયા છે એમ જાણે છે, સમગ્ર વિશ્વરચના ભગવદ્રૂપ છે એમ જાણે છે, તેને તેનું મન હાથમા રહે છે. પરતુ એમ ન સમજવુ કે તે જીવનું બલ (સામર્થ્ય) છે એ મનને સ્વાધીન કરવારૂપ જે બળ તે પણ તે પ્રભુનુ છે, એમ જાણવુ કારણ કે મન ઇત્યાદિ સર્વ બળ શ્રીવ્રજનાથે જ આપેલુ છે મનના અધિષ્ઠાતા પણ તે પ્રભુ જ છે

૬૧. શ્રીકૃષ્ણ પરમાત્મા જેના ઉપર અનુગ્રહ કરીને કૃપાદૃષ્ટિથી અવલોકન કરે તો તેને શત્રુ પણ મિત્ર થાય, વિષ (ઝેર) પણ (વિકાર) ન કરતા પથ્યરૂપ (અનુકૂળ ગુણ) દાખવે અને અધમ હોય તે પણ ધર્મરૂપ થાય. અને ઉલટુ (વિપરીત) હોય તે પણ સુલટુ થઇ જાય છે.

પે બિબેક સૂઝે પ્રથમ જો હરિ-હોઇ સહાય. ૬૨
સૂલીકો કંટક કરે હોય જુ દઢ નિજ ભક્ત,
કે હરિ સમૂલ મિટાય દે ન્યાય ન યહ સબ જકત. ૬૩
હરિ જીનકો અપનો કિયો સો ફિર કૈસો હુ હોય,
નિજ બલ તાકો સબ ભલો કરે દોષ નહિ જોય. ૬૪

૬૨. નિત્યાનિત્ય પદાર્થનો તથા સાર અસારનો વિવેકરૂપ મર્મ જાણે અને પુરુષપ્રયત્ન નિમિત્ત માત્ર પુરુષપ્રયત્નરૂપ જાણી કર્ત્તવ્ય કર્મ કરે, દુઃખ વગેરેનો વિવેક સમજી તેમ વર્તે. યથા સંપત્ શક્તિ અનુસારે વિહિત કર્મ કરી અવિહિતનો ત્યાગ કરી વિવેકપુરઃસર વર્તાય તેવાં સાધનોરૂપ ઉપાય કર્યા છતાં-પણ જો કદિ તેમાં પરિણામે દુઃખરૂપ વિપરીત ફલ આવે તો તે વિવેકી જનને પાછળથી પશ્ચાત્તાપ કરવો ન પડે પરંતુ એવો વિવેક પ્રથમથી તો ક્યારે સૂઝે છે કે જ્યારે તેને પહેલેથી શ્રીહરિ સહાય હોય તો જ.

૬૩. સૂળી (ફાંસી) જેવું મહા સંકટ પ્રાપ્ત થવાનું હોય તેના બદલામાં જુજ કાંટો વાગવા જેટલું ક્ષુદ્ર દુઃખ પ્રભુ પોતાના નિજના દઢ અંતરંગ ભગવદીયને ભોગવાવે અગર શ્રીહરિ તે સમૂળગું (મૂળસહિત) વગર ભોગવે પણ મટાડી દે આવો ન્યાય કાંઇ આખા જગતને માટે પ્રભુ કરતા નથી એવું તો કોઈ વિરલા સ્વકીય નિજ ભક્તને જે દઢાશ્રયી હોય તેને જ માટે કરે છે.

૬૪. જેને શ્રીહરિએ પોતાનો દઢ નિજનો ભક્ત કર્યો હોય, ને તે જો કદિ પાછળથી ગમે તેવો થાય તોપણ પ્રભુ પોતાના બિરદ રૂપ અનુગ્રહથી તેનું સર્વ રીતે ભલું જ કરે છે અને તેના કોઇ પણ દોષ હોય તો તે તરફ પ્રભુ જોતા નથી, અર્થાત્ ચખ્મપોશી (આંખ

સુકંઠ બિભીપન કુંતિસુત ધ્રુવાદિ કીનિ અનીત.
સો સુપને હુ સર્વજ્ઞ હરિ હિયતેં હટયો ન હિત. ૬૫
ખલ મલ કો સર્વજ્ઞ હરિ અવિજ્ઞાત નિજ દોષ,
નામ જનાર્દન દુષ્ટ લખિ, નિજજન દાયક મોક્ષ ૬૬

---

આડા કાન, દોષ છે એમ જાણતાં છતાં જતાં) કરે છે.

૬૫. સુકંઠ સારી રીતે ગળે વળગે એવા, જેના ગળામાં પ્રભુ હાથ નાખી ભીંગજેલા એવા, કંઠમાં ધારણ કરી રાખવાના હાર રૂપ પ્રિય એવા ભક્તો વિભીષણ, કુંતાજીના પુત્ર (પાંડવો) અને ધ્રુવ પરાશર–બ્રહ્મા, શ્રીમહાદેવજી, અને એકલશૃંગાદિ તેમણે અનીતિ કર્યા છતાં તેમને પ્રભુએ સ્વપ્ને પણ અળગા નથી કર્યા અને તેમના વિષે શ્રી હરિનું અંતરથી જે વ્હાલ અને હિતકારીપણું હતું તેમાં લેશ માત્ર પણ પ્રભુએ ફેરફાર કરેલ નથી.

૬૬. જુઓ સર્વ માસ માત્રના મળરૂપ (ક્ષય, વૃદ્ધિ તિથિઓના સમુદાયવાળો મળ માસ) હતો, ખળરૂપ (દોષના ભંડારરૂપ) તેને સર્વજ્ઞ શ્રીહરિ (પુરુષોત્તમ) જાણતા હતા પણ કાંઈ તેના દોષથી અવિજ્ઞાત (અજાણ) ન હતા મળ માસને પોતાની સર્વ રીતે અધમતા (અપાત્રતા) જણાઈ અને સર્વ ઠેકાણે તિરસ્કારપણાને પામ્યાથી ગ્લાનિ પણ આવી, ત્યારે આર્તનાદપૂર્વક પુરુષોત્તમને તે અનન્ય ભાવે શરણ ગયો ત્યારે જનાર્દન શ્રીપુરુષોત્તમ ભગવાને તેની સર્વ અયોગ્યતારૂપની અધમતા મટાડી સર્વ માસમાં શ્રેષ્ઠ (પુરુષોત્તમ માસ) એવા નામની ઉચ્ચ પદવી આપી છતાં દુષ્ટ જનો તે જનાર્દન ભગવાનને શરણે થતા નથી. તે તો નિજજનને મોક્ષ આપવાવાળા છે.

હર બિધિતેં હૂ ના સુધરિ અસ બિગર્યો જો કામ,
દયા સુ સુધરે સહજ સદ્ય જો બેલી ઘનસ્યામ. ૬૭
દહન દુઃખ દુસ્તર હુ સદ જો કરતબ હરિ આપ,
બજ્રનાભ ઉદ્ધવાદિકન ક્યોં ન લગ્યો દ્વિજશાપ ? ૬૮
અક્રૂર અર્જુન ચતુસ્સનક કિયે ભક્ત અપરાધ,
કૃપાસિંધુ હરિ નિજ લહી લગન ન દીને બાધ. ૬૯
નિજજન રક્ષક બિનતિ બિન બનિહિ રહે બ્રજરાય,
જદપિ નૈન ગાફલ સદા પલ જિમિ લેત બચાય. ૭૦

---

૬૭. હર અને બિધિ ( એટલે બ્રહ્મા ) થી પણ જે કામ બગડી ગયલું હોય તે સુધારી શકતું નથી. બગડેલું સુધારવાને તો હે દયારામ ! એકજ માર્ગ છે તે એ કે એવું બગડેલું કામ સહેજમાં સદ્ય ( શીઘ્ર ) પણે શ્રીઘનશ્યામસ્વરૂપ (મેઘશ્યામરૂપ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ) જો દયાદૃષ્ટિ કરીને સહાયભૂત થાય તો તે જલદી સુધરી શકે.

૬૮. જે દુસ્તર અગાધ દુઃખ હોય તેને તાત્કાલિક દહન કરનાર બાળી નાખનાર શ્રીહરિ છે. માટે તે અસહ્ય દુઃખ મટાડવાની જો શ્રીહરિ ઈચ્છા કરે તો તે તરત મટી શકે છે. દૃષ્ટાંતરૂપ શ્રીકૃષ્ણ ભગવાને આખા યાદવ કુલને દ્વિજ ( બ્રાહ્મણ ) નો શાપ થયો હતો તેમ છતાં તેમાંથી ઉદ્ધવજી વજ્રનાભ અને અક્રૂરને, તે ન લાગવા દીધો

૬૯. અક્રૂર, અર્જુન, સનકાદિક ૪ ભાઈ, એ સર્વેએ શ્રીભગવાનના ભક્તનો અપરાધ કર્યો હતો છતાં કૃપાસાગર શ્રીહરિએ એ સર્વેને પોતાના ભક્ત જાણીને તે ભક્તોને અપરાધરૂપ દોષ ( બાધક ) ન થવા દીધો.

૭૦. બ્રજરાય ( બ્રજના રાજા=શ્રીકૃષ્ણ ) સદા સર્વ સ્વકીય

દુર્વાસા ક્રોધી અતિ સજ્જનકે દુઃખદાય;
બચે જ્ઞાનતેં ક્યોં ન બચિ? કરુના શ્રીવ્રજરાય. ૭૮

### કબિત

બૈરી સોહૂ મિત્ત હોત માહૂર અમ્રીત હોત,
અનીતિ સો નીત હોત સુલટી બિગારેકી.
કાયરકી જીત હોત બિપ્રત સુપ્રત હોત,
દાહક સો સીત હોત મેત કૃતિ કારેકી

---

ભક્ત જનની વગર વિનંતિએ રક્ષા કર્યા જ કરે છે કારણ કે ભક્તજન તો કોઈ વખતે ગાફલ પણ હોય છે પરંતુ પ્રભુ તેની રક્ષા કરવાને માટે અખંડ સાવધ રહે છે, તે કોની પેઠે તેનું દષ્ટાંત કે જેવી રીતે નેત્ર (ચક્ષુ=અથવા આંખ) ગાફલ હોય છે પણ પલક સદા સાવધ રહે છે તે સદા નેત્રનું રક્ષણ કર્યા જ કરે છે.

૭૮. દુર્વાસામુનિ (શંકરનો અંશાવતાર) અતિશય ક્રોધી, અને સત્પુરુષોને દુઃખ દેનારા હતા. જો તે ખરેખર જ્ઞાની હોત તો તે પોતે ક્રોધને રોકત માટે ક્રોધાદિ દુર્ગુણોથી કોણ બચી શકે છે કે, જેને વ્રજરાય (શ્રીકૃષ્ણ ભગવાન) કરુણા (દયા) કરીને બચાવે છે ત્યારે જ તે બચે છે.

૧૫. (૧) કોઈ સમયે વૈરી (દુશ્મન) હોય તે પણ મિત્ર થાય છે. (૨) માહુર (વિષ=ઝેર) હોય છતાં તે અમૃતવત્ થઇ જાય છે. (૩) કાયર (બાયલા=નપુંસક)ની જીત થાય છે. (૪) વિપરીત તે સુપરીત (અનુકૂળ) થાય છે. (૫) દાહક (દહન કરવાના સ્વભાવવાળો અગ્નિ, તે પણ શાંત શીતળ=ટાઢો) થાય છે આ સર્વ કૃતિ કાળાની (મેઘ શ્યામ=ઘનશ્યામ શ્રીકૃષ્ણની) છે. અથવા કાળા રંગની

કિંકર સો ભૂપ હોત મુગ્ધ બુદ્ધરૂપ હોત,
તુચ્છ સો અનૂપ હોત બડી ગતિ બારેકી.
પાહન સો બનેં પોત ફૂટ દ્રગ હોત જોત;
દયારામ જબેં હોત કૃપા કૃષ્ન પ્યારેકી. ૧૫

દોહા.

બિગર્યો હુ સુધરે સહજ સુમરત શ્રીવ્રજરાય,
ન સુધરે તો ઇચ્છા હરિ મિથ્યા ઓર ઉપાય. ૭૨

---

કૃતિપણુ શ્રીહરિની ઇચ્છાથી સેત-શ્વેત-ધોળી થાય છે. (૬) કિંકર ( ચાકર=દાસ=નોકર ) હોય તે રાજા થાય છે. (૭) મુગ્ધ ( અજ્ઞાની ) હોય તે બુદ્ધિમાન્ ( પંડિત ) થાય છે. (૮) તુચ્છ ( હલકા ક્ષુદ્ર ) જન હોય તે અનૂપ ( અનુપમ જેને બીજાની ઉપમા ન આપી શકાય ) તેવા થાય છે. એવી બહુ મ્હોટી ગતિ બાલ ( બાલકૃષ્ણ ) ની છે. (૯) પાહન ( પથ્થર ) જેવા ભારવાળા તે પાંદડા જેવા હલકા થાય છે. (૧૦) ફૂટી ગયલાં નેત્રવાળા ( આંધળા ) જે કે બન્ને નેત્ર અંધ છતાં ધૃતરાષ્ટ્ર જેવા છતાં તેને સૂર્ય જેવુ જ્ઞાન ચક્ષુની જ્યોતિરૂપ દિવ્ય પ્રકાશરૂપ જ્ઞાન થાય છે ઉપર લખ્યુ ઉલટુ તે સર્વ સુલટું થવામાં દયારામભાઇ એ કારણ કહે છે કે, જેના ઉપર શ્રીકૃષ્ણની કૃપા થાય ત્યારે ઉલટું હોય તે પણ સર્વ સુલટું થઇ જાય છે.

૭૨. ગમે તેવુ બગડી ગયલું કારજ હોય તો પણ શ્રીવ્રજરાયનું સ્મરણ કરવાથી સહેજમાં સુધરી જાય છે. સ્મરણ ચિંતવન કર્યા છતાં ન સુધરે તો તેમાં શ્રીહરિની ઇચ્છા માનવી. તે બગડેલું સુધારવા માટે બીજા ઉપાય તો કહેવા પૂરતા છે. શ્રીહરિ સિવાયનો બીજો કોઇ પણ ઉપાય રામબાણરૂપ સત્ય નથી,

સુધરેગી ન કછુ સોચતેં બિગર ગઇ જો બાત,
જાકો કછુ હુ ઉપાય નહિ સો સુધરે હરિ ગાત. ૭૩
જાન્યો જો દુઃખ રૂપ યહ ચલિ ન જતનકો જોર,
તબ સાહસ તજિ લીજીયે સરનો નંદકિસોર. ૭૪
સબ બલ તજિ હરિ નામ રટિ દૃઢ ભરોસ દિન રૈંન,
સત્ય સરન બિન કહુકો અપનો કૃષ્ણ કરે ન. ૭૫

---

૭૩. જે વસ્તુ બગડી ગઇ હોય તે ન સુધર્યાથી શોચ (ચિંતા) કરવામાં આવે તો પણ તે સુધરશે નહી. જે જે બાબતમાં બીજો ઉપાય ન હોય તેવી તેવી સર્વ બગડેલી વસ્તુઓ સુધરવા માટે શ્રીહરિના ગુણાનુવાદ ગાવા એ જ મુખ્ય શ્રેષ્ઠ ઉપાય છે. હિમ્મત રાખીને આ સર્વોપરિ ઇલાજ કરવો.

૭૪. એમ જાણ્યું કે, આ સઘળું દુખરૂપ છે અને તેને માટે બીજા સર્વ પ્રયત્નરૂપ ઉપાયોનું કાંઇ પણ જોર ચાલી શકે તેમ નથી. ત્યારે સાહસ કર્મ ( પરિણામે પાછળથી પસ્તાવુ પડે એવું ) કદિ પણ ન કરવું. કેટલાક લોકો ગભરાઈ જઈ આત્મઘાત (પ્રાણમુક્ત) પ્રસાદિ કરે છે તેવું સાહસ કામ કદિ પણ ન કરવું. પરંતુ તેવી વિપત્તિ સમયે નંદકિશોર ( શ્રીકૃષ્ણ ભગવાન ) નું જ અનન્ય શરણાગતિપણુ લેવું.

૭૫. બીજા કોઈ પણ બળ ઉપર આધાર ન રાખતાં શ્રીહરિનો અહોરાત્ર દૃઢ ભરોસો ધારણ કરી અખંડ શ્રીહરિનામ સ્મરણનું રટણ કરવું. જ્યાં સુધી મને કર્મે વચને સત્ય સંકલ્પે શ્રીકૃષ્ણનું સાચું શરણ ન સ્વીકારે ત્યાં સુધી પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પોતાનો સ્વકીય ( અંગીકૃત ) ભક્ત જન ન ગણે.

અકથ કષ્ટ આયો કછુ ચલ્યો પ્રયત્ન ન કોય,
તબ સબ તજિ હરિ રટત શુખ, હોય હોય ફિર હોય ૭૬
બિગરી જાન અજાનવા તહુ સુધારિ હરિનામ,
સરનાગતકો અહિત કછુ કયોં હુ કરે ન શ્યામ. ૭૭

કવિત.

કછુ મહાદુઃખ કોશ હાનિ મહાપાપ તાપ,
ભય, આફ્ત ઘોર હોત દોરા ભયો કામકો
ભક્તાદિક દોહ કોપ શોષ શંકરાદિ જકત
સકય વા અસકયઓર આસરો ન કામ કો
ઉભય લોક કામના અપૂરન ઉદ્વેગ ચૂક;
અતિ અનુચિત કૃતિ અરુ સોસ દામ વામકો

૭૬. જો કદિ બહુ જ ભારે સંકટનું અગાધ દુઃખ (જે સર્વ કષ્ટોનું વર્ણન પણ થઈ ન શકે તેવુ પુષ્કળ અપરપાર) આવી પડતું હોય ને તે મટાડવા માટે કાંઇ પણ પ્રયત્નનું બળ (જોર) ચાલી શકે તેમ ન હોય ત્યારે તે સર્વ અગણિત અસહ્ય દુઃખોમાંથી મુક્ત થવાને સારૂ બીજા સર્વ ઉપાયો છોડી દેઇને શ્રીહરિનુ રટન કર્યા કરવું તો એણે કરીને સર્વ દુઃખોથી મુક્ત થઇ સર્વ પ્રકારનું સુખ થશે. થશે ને થશે જ એમ ૩ વારનું વચન સંપૂર્ણ નિશ્ચયાત્મકપણાથી કહે છે.

૭૭. જાણે અથવા અજાણે કાંઈ વસ્તુ બગડી હોય તો પણ તે સર્વેને સુધારવાને માટે ૧ શ્રીહરિનુ નામસ્મરણ જ મુખ્ય છે શ્રી હરિ પોતાના શરણાગતનું કદિ પણ લેશમાત્ર અહિત નહીંજ થવા દે. કારણ કે શ્રીમદ્ ગોસ્વામીશ્રીહરિરાયજી મહાપ્રભુનું વચન છે કે કદાપિ પણ પ્રભુથી પોતાના ભક્તજનનું અહિત થઇ શકતું જ નથી;

તો હુ દયારામ ઓર ત્યાગિકે ઉપાય સબી
સરનો ગહે એક હરિહરિ નામ કો. ૧૬
ગઈ સુ ગઇ ગ્રહી હે રહી, હરિ ગુન મન મનિ પોય
મુહૂર્તમેં ખટ્વાંગ જ્યોં બહી સહીસી હોય. ૧૭

કારણ કે તે સર્વેશ્વર પ્રભુ પોતાના ભક્તજનના સખા (મિત્ર) છે.

૧૬. કદિ અત્યંત દુઃખના ભંડારરૂપ અપાર અસહ્ય કષ્ટ, કે હાનિ, કે મહાપાપ, કે ત્રિવિધ પ્રકારના તાપ, કે ભય, યા આહત (આપત્તિ સંકટ)નું દાવાદળ દુઃખ હોય કે કામાદિક શત્રુઓનું જોર વધી પડયું હોય, ભક્ત પ્રત્યાદિનો દ્રોહ થયો હોય, કે કોઇ સમર્થનો કોપ થયો હોય, ( એટલે શેષજી કે શંકરે જેવા રુષ્ટ થયા હોય ) ને તેમાંથી બચવાને માટે તે શક્યવંત (બળ) હોય, કે અશક્ય હોય તો તે સમયે પ્રભુ સિવાય બીજા કોઈનો આશ્રય (અન્યાશ્રય) ન કરવો. અતિશય અનુચિત (કરવા યોગ્ય નહીં એવી ) કૃતિ પશ્ચાતાપ કરી દેહનું શોષણ કરે તેવી કે ત્રિયાદિને વિષે કામાદિ શત્રુ પરાભવ કરતાં હોય તેવી સ્થિતિમાં સદાકાળને માટે પરવશ પડયો હોય તો પણ હે દયારામ ( દયારામભાઈ કહે છે કે ) તું બીજા સર્વ સર્વ ઉપાયોને છોડી દઈને તું એક શ્રીહરિનું શરણાગતપણું ગ્રહણ કરીને શ્રીહરિના નામનો જપ ચિંતન કર.

૧૭ શ્રીહરિના ગુણોરૂપ મણિને તારા મન રૂપીદોરમાં પરોવતો રહે, અને જે વાત વીતી ગઈ (અથવા બની ગઇ) તેની પણ ચિંતા તું ન કરીશ ને હવે જે કાંઈ શેષ બાકી રહ્યું હોય તેટલાને સંભાળી રાખ. જુઓને ભાગવતમાં કથા છે કે, એક મુહર્તમાં (બેઘડીમાં) ખટવાંગ રાજાનું મૃત્યુ થવાનું બાકી રહ્યુ હતું તેટલામાં તે આ

### દુહા.

હરિ ત્રાતક ઘાતક ન કૌ, ઘાતક ત્રાતક નાહિ,
બલ ન ચલે વહાં કાહુકૌ સાંચિ સમુઝ મન માંહિ. ૭૮
સહ બિબેક સનમુખ હરી સુમરિ કરૌ સબ કામ,
તહુ ફિર દુઃખ તામેં ભયો જાનિ રુચિ ઘનશ્યામ. ૭૯
સોચેતેં સુખ હોત નહિ સોચે દુઃખ નહિં જાત,
પે જડ જિયકી પ્રકરતી સોચે બિના ન રહાત. ૮૦

પ્રમાણે જો ચેતીને ચાલ્યો તો આખો જન્મ, કે જે વ્યર્થ વ્યતીત થઈ ગયો હતો તે પણ સુધારી લીધો.

૭૮. જેના ત્રાતક (સહાય=બેલી શ્રીહરિ થાય તેનો ઘાત કરવાને કોઇ પણ સમર્થ ન થાય. તેમજ શ્રીહરિએ જેનો ઘાત થવાનું નિર્માણ કરેલું હોય તેને ઉગારવાને પણ કોઇની સહાયતા ચાલી શકતી નથી. પ્રભુએ જેને માટે જેમ ધાર્યું હોય તે પ્રમાણે થવામા અટકાવવારૂપી કોઇનું કાંઈ પણ બળ ચાલી શકતુ નથી. આ પ્રમાણે તુ ત્હારા મનમા સત્યપણે સમજી રાખજે.

૭૯. માટે શ્રીહરિની સન્મુખ રહી વિવેક રાખીને સર્વ કામ કરજે. જો એ પ્રમાણે વિવેક પુરઃસર વર્તતા છતા પણ જો કદિ કષ્ટ આવી પડે તો તેમ કરવાની શ્રીહરિની ઇચ્છા માનજે. પણ તેને માટે તું સોચ ન કરીશ.

૮૦. સોચ કરવાથી કાંઈ સુખ થતું નથી. તેમજ દુઃખ પણ જતું નથી. પરતુ જડ બુદ્ધિવંત જીવની પ્રકૃતિ (સ્વભાવ)ને લીધે તે અજ્ઞાની જન સોચ કર્યા વગર રહેતો નથી.

નહિ કરબેકી ભઈ કછૂ સોહુ હુતખતા જાનિ,
અહોર ન બલ કલ કહાઢિયે જિમિ પાહન તર પાનિ. ૮૧
કરનો હે જો કૃષ્ણ સો મિટિ સકે નહિ કોય,
નહિ કરનો સો કર્યોં હુ કબુ કાહૂ સો નહિ હોય. ૮૨
કો જાનેં સુખ ધૈર્યમેં કિધોં ભયે તે બેગ,
ભવિશ ભયે પાછે દિખે હરિ ભજ તજ ઉદ્વેગ ૮૩

---

૮૧. જ્યારે કોઇ પણ કામ નહીં કરવાનો દઢ નિશ્ચયવાળો ઇરાદો હતો છતાં તે કામ થાય, ત્યારે સમજવું કે એ પ્રમાણે થવાનું ભાવિ હતું માટે તેમ થયું. હવે એ પ્રમાણે નહિં કરવા યોગ્ય છતાં પ્રારબ્ધ વશાત્ બની જાય ત્યારે ત્યાં બહુ બળ ન કરતાં કળે કળે (યુક્તિએ કરીને) તે કામમાંથી બચવું. જેમકે જ્યારે પથ્થર નીચે હાથ આવ્યો હોય ને તે ઠેકાણેથી જો બહુ જોરે કરીને બળાત્કારે કાઢવા જઈએ તો હાથને નુકસાન પહોંચે. માટે પત્થર નીચે હાથ આવેલો હોય ત્યારે તેમાંથી નીકળવા ધીમે ધીમે (હળવે હળવે) યુક્તિથી તે કામ કાઢી લેવું.

૮૨ જે શ્રીકૃષ્ણ પરમાત્માએ કરવું નિરધાર્યું છે તે કોઇથી મટાડી શકાય તેમ નથી. તેમજ તે પ્રભુએ જે કરવાનું નિર્માણ કરેલું નથી તે કદિએ કોઈ પણ ઉપાયથી કોઇ થકી પણ થઈ શકનાર નથી.

૮૩. કોઇને પણ પરિણામક ફળ (ભાવી)ની ખબર નથી કે સુખ શામાં છે? ધીરજ રાખવામાં કે ઉતાવળ કરવામાં તેની ભવિષ્યની ખબર કોઈને પણ હોતી નથી, પરન્તુ તેનું છેવટે ભવિષ્યરૂપ પરિણામિક ફળ આવે ત્યારે જ એટલે તે દેખાય ત્યારે જ સમજી

દેનો લેનો પૂર્વકો જાતે જિતનો હોય,
સો લે દે કાહૂ તરહ મિલે જોગ સબ સોય. ૮૪
ભસ્માંગદ ભય ભવ ડરે, અર્જુન લુટે ગંવાર.
તાકો દુઃખ ધરિયે નહી હરિકૃતિ સમય બિચાર. ૮૫
હરિશ્ચંદ્ર નલ યુધિષ્ઠિર અતિ દુઃખ સત્ય નિધાન,
તોકોં કષ્ટ કુકર્મતેં તેરી ગિનતી કૌન ? ૮૬

શકાય, તેટલા માટે ઉદ્વેગ (ચિંતારૂપી તાપ ક્લેશ) તેને છોડીને તું શ્રીહરિને ભજ.

૮૪. પૂર્વ જન્મ કર્મના સંચિત પ્રમાણે જેવું જેટલું જે પ્રમાણે લેહેણું કે દેવું હોય તે તે પ્રમાણે તે તેની પાસેથી કોઇ પણ રીતે (પ્રકારથી) લેવા આપવાનો પૂર્ણ યોગ (પ્રયોગ) આવી મળશે.

૮૫. જુઓ ભસ્માંગદના ભયથી સમર્થ ભવ (શંકર) ડર્યા હતા. અથવા અર્થ એવો પણ નીકળી શકે કે—ભસ્માગદ અસુરના ભયથી ભવ ( સંસાર ) અથવા જગતને થરથરાટરૂપનો ત્રાસ ઉપજ્યો હતો. વળી અર્જુન સરખો મહાવીર બાણાવળી તેને ગમાર જાતિવાળાએ ( લુંટારા કાબાએ ) લૂંટી લીધો હતો આવી વાતો સાંભળીને તેનું દુઃખ ધારણ ન કરીયે. એવા પ્રસંગે ( સમયે ) શ્રીહરિની ઇચ્છારૂપ કૃતિ જાણવી.

૮૬ સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા તથા પુણ્યશ્લોકી નળરાજા તથા ધર્મના અંશાવતાર યુધિષ્ઠિર રાજા કે જેઓ સત્યમાર્ગે ચાલવાને સત્ય ધર્મ રૂપ હતા છતાં તેમને પણ અતિશય દુઃખ પ્રાપ્ત થયું છે ત્યારે તું તો કુકર્મને લીધે જ કષ્ટ ભોગવે છે માટે ત્હારી તો તેની આગળ ગણુતી જ શી ?

શ્રીરઘુપતિ નર તનુ કિયો અતિ દુઃખ અંગીકાર,
તુ પામરકી કા ચલી ? વે ઇશ્વર કિરતાર. ૮૭
સુખ દુઃખ પચવનકો કહૂં સહજ હિ એક ઉપાય,
અધિકોં લખિયે અપૂનતે હરખ શોક મિટિ જાય. ૮૮
યહ દિન સદા ન રહેગે એહિ બિચારો નિત્ત,
હરખ શોક વ્યાપે નહી કબહૂ અપને ચિત્ત. ૮૯

---

૮૭ વળી ચોથો દાખલો એવો છે કે, પૂર્ણ મર્યાદાબ્રહ્મ શ્રીરામચંદ્રજી ભગવદવતાર તેમણે પણ મનુષ્યદેહ ધારણ કરીને અતિશય દુઃખને અંગીકાર કરેલું છે, કે જે ઇશ્વર હોવાથી તે દુઃખને ફેરવવાને માટે સત્તાધીશ હતા છતાં પણ તેમણે પણ તે બુકતમાન કર્યું છે ત્યારે તું તો પામર છે તેથી ત્હારૂં જોર તો તે ફેરવવામાં ક્યાંથી જ ચાલી શકે ? કારણ કે તે જગતરચના કરનાર ઇશ્વરસ્વરૂપ હતા.

૮૮ સુખ અને દુઃખ જે પચવાનો પચવવારૂપ સહન કરવાનો સહેજ એક ઉપાય કહુ છું કે—એ બન્ને પ્રસંગે ( સુખ અને દુઃખના પ્રસંગે ) આપણાથી વધારે જે સુખી અથવા દુઃખી હોય તેના દાખલા જોવા કે આપણા કરતાં પણ અધિક સુખ કે દુઃખ અમુકને હતું અથવા હાલ છે. સુખ આવે ત્યારે છાકી ન જવું અને દુઃખ આવે ત્યારે રડવું નહીં. આપણાથી જે અધિક સુખીયા દુઃખી હોય તેના દાખલા જોઇને ગર્વ તથા ક્લેશ ન કરતાં તેને સહીને સમાવવા, તે અધિક સુખીયા દુઃખવાળા હોય તેની આગળ મારાં તો કાંઇ જ સુખ કે દુઃખના હિસાબ જ નથી, એમ વિચારે તો હર્ષ કે શોક બેમાંથી કાંઇ પણ ન થાય.

૮૯ વળી એમ પણ વિચારવું કે—હાલ મને જે કાંઇ સુખ કે

હરિ બિસરી મનિ માન તજિ જિન કે કરુ મતિ નીચ,
મિલિ હે ત્યોં સુખ સંપદા જ્યો અયાચ દુઃખ મીચ. ૯૦
તે તુ નિવેદ્યો સબ હરિ, તોહિ રહી કહા આચ?
તોકૂં રહિ જો આંચ તે ભો ન નિવેદન સાંચ. ૯૧

દુ ખ પ્રાપ્ત થયુ છે તેવુ સુખ કે દુ ખ મને પ્રથમ ન હતું. તે જેમ હાલમા કાળે કરીને નવીન આવ્યુ તે જ પ્રમાણે આ સુખ કે દુ ખ પણ કાળે કરીને બદલાઇ જશે આવોને આવો યોગ કાઇ સદાકાળ રહેનારો નથી. એવુ નિત્ય વિચારે તો હર્ષ કે શોક કાંઇ પણ ચિત્તમાં ન વ્યાપે

૯૦ મહામણિસમ પ્રકાશવત શ્રીહરિને વિસરીશ નહિ, અને તું માનાદિ લોક લાજનો ત્યાગ કરી દે અને કોઇ પણ કાળે રખે તું અસતકૃતિ કરતો ! કોઇ પણ કાળે તું દુષ્ટ કૃતિ કરી નીચે પડાય તેવી હલકી તુચ્છ બુદ્ધિ ન રાખ અને એવો વિચાર દૃઢ કરી રાખ કે જે પ્રમાણે પૂર્વ જન્મની સત્કૃતિ અનુસારે હાલ વગર માગે તને સુખસંપત્તિ લાભાદિ પ્રાપ્ત થયુ છે તેજ પ્રમાણે આ અવસર (સમય) નો રગ પણ કાળે કરીને બદલાઇ જશે ને અસત્ કૃતિના પરિણામ રૂપ દુ ખ હાનિ કે મૃત્યુ પણ તને જરૂર આવશે જ જેવી રીતે વગર ઇચ્છે કે વગર માગે દુ ખ અને મૃત્યુને ખોટરૂપી હાનિ વગેરે આવે છે તે જ પ્રમાણે આ પ્રાપ્ત થયલુ સુખ સંપત્તિ લાભાદિ પણ તેવુ જ તું જાણી લેજે

૯૧ તે તો શ્રીહરિનો બ્રહ્મસંબધ થતી વખતે શ્રીસદ્ગુરુદ્વારાએ સર્વાત્મનિવેદન કરતી વખતે સર્વનિવેદન (સમર્પણ) શ્રીકૃષ્ણને કરી દીધેલુ છે ત્યારે હવે કોઇ પણ પદાર્થ ઉપર ત્હારુ કાઇ પણ સ્વત્વ

સબ ઇંદ્રિય સ્વતઃસિદ્ધ જ્યો બિના પ્રાન જડરૂપ,
તેસે સબ સાધન ખલુ બિના કૃપા બ્રજ ભૂપ. ૯૨
હરિ દીનો સુખ યોં મિલે જ્યોં શ્રીફલમેં તોય,
ગજ કપિત્થકી નાંય ત્યોં સમુઝ હાનિહૂ હોય. ૯૩

---

સ્વામિત્વ કે હક્ક રહેલો જ નથી, જ્યારે તે સર્વના માલીક તે પરબ્રહ્માને કર્યાં છે તેમ છતાં તને શા માટે આંચ (પરિતાપ=ચિંતાગ્નિ) થાય છે? અને જ્યારે તને તેવી ચિંતા રહે છે ત્યારે તેં મનકર્મ વચને સત્ય સંકલ્પે સર્વે બ્રહ્માર્પણ નિવેદન કરેલું જ નથી અર્થાત્ પ્રભુને છેતરવારૂપ તેં કૃતિમાત્ર (ક્રિયારૂપનું ફક્ત) નિવેદન કરેલું હશે.

૯૨ જેવી રીતે ઈંદ્રિયો માત્ર તેમાં પ્રાણ હોવા વગર કાંઇ પણ કાર્ય કરવાને તે જડ હોવાથી સ્વત સિદ્ધ શક્તિમાન ન થાય, તેવી જ રીતે સર્વે સાધનો પણ શ્રીકૃષ્ણની કૃપા વગરનાં પોતાની મેળે કાંઇ પણ ફળ આપવાને શક્તિમત્ ન થાય એ નિશ્ચય છે. અર્થાત પ્રાણુરહિતની ઈંદ્રિયો જેમ જડ છે તેમ પ્રભુકૃપા વગરનાં સાધનો કૃતિમાત્રવાળાં તે પણ જડ છે

૯૩ શ્રીહરિએ કૃપા કરીને આપેલા સુખના દાનના ફળ વિષે દૃષ્ટાંત. જુઓ શ્રીફળ નાળીયેરના ગર્ભમાં પાણી શી રીતે ભરાઈ રહે છે? પાણી તો જડમૂળ બીજમાં પડી સીંચાય છે, તે બીજની અંકુરિઓમા કે તે વૃક્ષમાં કે તેના પાંદડાં ડાળાં ડાળીમાં કાંઇ પણ જળ હોતું નથી, છતાં એ દ્રુમના શિખરે (ઉંચી ટાચે) લાગેલા ફળ (નાળીયેર)માં તે ઉપર છોડાં ને તેમાં શુષ્ક જડરૂપ કાચલાં તે સર્વને ભેદીને તથા કાચલીની અંદર એ જળ શી રીતે અને ક્યારે ભરાય છે તેની ખબર પડતી નથી, તેમ પ્રભુ કાંઇ અતુલિત સુખદાન પોતાના નિજ

જો તેરી સો ઓરકી બસ્તુ કિહૂં નહિ હોહિ,
દુઃખ પ્રયત્ન તજિ ઓર કિન ત્યો પ્રાપત કછુ તોહિ. ૯૪

ભકતોને આપે છે છતાં તેની સર્વ જનોને સૂક્ષ્મ સમજણ ન હોવાથી ખબર પડતી નથી. હવે તેથી વિરૂદ્ધનું દુઃખરૂપ જવા કાળનું દૃષ્ટાંત આપે છે કે જુવો ગજ (હાથી) આખું કોઠું ગળી જાય છે અને તે ગુદા દ્વારા લીદમાં પાછું બહાર મળ થવે છે ત્યારે નીકળે છે, એમાં પણ પ્રભુની એક અજબ તરેહની યુકિત ભાસે છે કે એ આખું કોઠું જેવીને તેવી સ્થિતિમાં છોડા સહિત બહાર નીકળે છે. તેના છોડારૂપ કચલાને જઠરાગ્નિની આંચ ન લાગતાં તે કાચલાની અંદરનો ગર્ભ તેનેજ માત્ર તે જઠરાગ્નિ બાળી નાખે છે. એમાં વિચાર કરો કે એ કોઠામાં અગ્નિએ શી રીતે પ્રવેશ કર્યો કે તેમાં રહેલો ગર્ભજ માત્ર કેમ દહન થયો? અને તેની ઉપરના પડરૂપનું મજબુત છોડારૂપ કાચલું પ્રથમ કેમ ન બળ્યું? સાર એ ગ્રહણ કરવાનો છે કે-સુખ શ્રીહરિનું આપ્યું આવે છે અને દુઃખરૂપ જવાકાળ પદાર્થ તે પ્રભુ ઇચ્છા પ્રમાણે જાય છે અને તે જ પ્રમાણે સુખરૂપ લાભ કે દુઃખરૂપ હાનિ પ્રાપ્ત થવામાં પણ ઇશ્વરઇચ્છારૂપ પ્રબળ સત્તાનું કારણ સમજવાનું છે.

૯૪ પ્રભુ તો સમગ્ર જગતના અનંત પ્રાણીઓનું એ પ્રમાણે કરે છે. અને તારાથી (જીવથી) તો બીજા કોઇની વસ્તુ કદી પણ થઇ શકતી નથી. માટે તથા ઇશ્વરઇચ્છાએ પ્રાપ્ત થતા દુઃખને ટાળવામાં કેવળ પુરુષપ્રયત્નરૂપ શ્રમ ઉપર આધાર રાખતો હોય તો તે છોડી દે. તું જે પ્રમાણે બીજાનું દુઃખ ટાળવાને અશક્ત છે તે જ પ્રમાણેનું ત્હારૂં દુઃખ પણ ત્હારી મેળે મટાડવાને કદિ પણ સુશક્તતા ન માનીશ.

છલબલ કરિ કયોં હૂ લઇ, અઘટિત કાહુકી બસ્ત,
કયોં વાહિપેં જાયવે, કપટી ધર્મ ધન અસ્ત. ૯૫
ખલ હસ્થગત તહુ મિલેગી બસ્તુ જુ તેરી આહિ,
સાત સંદૂક નિસંક ધરિ જાય જુ તેરી નાંહિ. ૯૬
ક્ષમા રાખિ અતિ બોલિ મતિ હરિ સુમરન જિન ભૂલ;
બને સુ હરિઈચ્છા સબહુ સમુઝિ હિયે મત ડુલિ. ૯૭
ભલો અરિહૂ કો ભલ કરે દુષ્ટ મિત હુ હતિ જાય,
કૃષ્ણા સુત રિપુ છુડાયો અહિ પોષકકો ખાય ૯૮

---

૯૫. છળ (કપટ) થી અથવા બળ વાપરીને (ઝુંટી લેઈને) કેમ બીજાની વસ્તુ લેવાની અઘટિત ઇચ્છા કરે છે? કેમકે તું કુમતિથી તેની પાસે જઇશ તો તને કપટી કહેશે વળી તારી ધર્મરૂપી દોલત તેને પણ એ કુકર્મથી અસ્ત થઇ જશે.

૯૬. નિશ્ચે કરીને કહું છું અથવા હે પુરુષ, તને કહું છું કે—જે ત્હારી વસ્તુ ખળના હાથમાં ગયલી હશે તો પણ તે તને પુનઃ પ્રાપ્ત થશે (આવી મળશે). વળી એમ છતાં પણ જે જવા કાળ વસ્તુ છે તે કદાપિ સાત તાળાં મારીને તે ભરી હશે, સાત પેટીમાં રાખી હશે, પણ તારી નહિ હોય તો જશેજ.

૯૭. માટે તું ક્ષમારૂપી સદ્ગુણી ધર્મને ધારણ કરજે. અતિશય બોલીશ નહીં (એટલે અવસ્ય જરૂર પુરતું બોલજે) અને કદિ પણ શ્રીહરિનું સ્મરણ ન ભૂલીશ અને જે કાળે જે કાંઇ થાય તે સર્વમાં શ્રીહરિની ઇચ્છા માનજે. એવું તું ત્હારા મનને કદિ પણ ડોલાવીશ નહીં.

૯૮. ભલા મનુષ્યો હોય છે તે પોતાના વૈરીનું પણ સારૂં કરે

બુરો બને નહિ સજનતેં ખલ ભલ કિયો ન જાય,
દેખિ સુધા કાહુ ન દુખદ બિખ કાહુ ન સુખદાય. ૯૯
જિય કૃતિ કરિ ફલ હાથ હરિ. ભલ અભલ ન કુઇ જ્ઞાન.
નાતર કો અપનો બુરો કરે કરો અનુમાન. ૧૦૦

છે અને નાદાન (નઠારા) માણસની મિત્રતામા જીવની ખુવારી થાય છે જુઓને કૃષ્ણા (દ્રૌપદીજી) એ પોતાના પુત્ર અભિમન્યુનો વૈરી (દ્રોણાચાર્ય)નો પુત્ર અશ્વત્થામા તેનો નાશ થતાં (પ્રાણ લેતાં) અટકાવી તેને મરણના ભયથી છોડાવ્યો. જુઓને નાગની ભક્તિ કરનારા તે નાગને દરરોજ દુધનુ પાન કરાવી તે નાગને ફુલની શય્યા કરીને તેમાં તેને સુવાડે છે છતા તે વિષરૂપ જનાવરમાં તે અમૃતરૂપ દુધ તે વિષ (ઝેર) વૃદ્ધિકારક થઇ અજાણે જો તે પાલન પોષણ કરનારાથી તેના ઉપર પગ પડયો હોય તો તે પ્રસંગે પૂર્વના પેલા પોષકના અપાર ગુણ ઉપકારને ભુલી જઇ તેને કરડી તે પોષણ કરનારના પણ પ્રાણ લેવા પર્યંતનુ અસહ્ય દુખ આપે છે. આ પ્રમાણે સજ્જન અને દુર્જનના સ્વભાવો હોય છે.

૯૯. સજ્જન પુરુષથી કદિ પણ અસતરૂપ નઠારી કૃતિ ન શકતી જ નથી. અને ખળ (દુષ્ટ) માણસથી કોઇનું પણ ભલું (સારૂ) થઈ શકતુ નથી. સજ્જન પુરુષનો સ્વભાવ એવો હોય છે કે, જેવી રીતે અમૃત કોઇને પણ દુખરૂપ ન જ થાય. સમગ્ર વિશ્વને તે સુખદાયી જ હોય છે (થાય છે).

૧૦૦. વળી કોઇ કૃતિ કરવાથી શુ ફળ (કેવુ ફળ) પરિણામે આવશે તેની સારા માઠા પરિણામિક ફળની અગાઉથી કોઇને માહિતી હોતી નથી કેમકે દરેક માણસ દરેક કૃતિ તેનું સારૂ ફળ આવવાનું

**કબિત્ત.**

સદા કાલ એકસી ના નિભે રીત્ત કાહૂકી,
જો ભોગી કિધેં યોગી કિધેં રંક ભૂપ કહિયે,
નલ જૈસો હતો ગયો, સુગ્રીવકો ગયો અયો,
યાકો કહા હોય જાય નહી હોય પૈયે
હર્ષ શોષ યત્ન કીયે આવે નહી જાય કછૂ,
બિન માગ્યો દુઃખ મૃત્યુ સુખ હૂ ત્યોં લહીયે.
ધીરજ ના તજિયે દયા રાધાબર ભજીયે સુખ,
કૃષ્ણ કૃષ્ણ કહિયે પ્રભુ રાખે ત્યોં રહિયે. ૧૭

---

ધારીને જ કરે છે પરંતુ તે કૃતિનું કોને શું ફળ આપવું ક્યારે, કેવું, કેટલું કેવી રીતે? એ સર્વ કર્મફલપ્રદાતા ઈશ્વરના હાથમાં હોય છે જો કર્મ કરતી વખતે જ તેનું પરિણામિક ફળ ખોટું આવશે એમ ખબર હોય તો કોઇ પણ પોતાની મેળે પોતાનું બુરૂં થાય એવું કેમ જ કરે? એમ સહેજ અનુમાન કરવાથી સમજી શકાય તેવું છે.

૧૭. સદા સર્વદા એક સરખી રીત નભી શકતી નથી. (અર્થાત્ કાળે કરીને બદલાયા જ કરે છે). ભોગી હોય, કે યોગી હોય, રાંક હોય કે રાજા હોય, તો પણ સર્વને આ નિયમ સામાન્ય રીતે લાગુ પડે છે. જુઓ પુણ્યશ્લોકી નળ રાજાને ત્યાં કેટલો બધો વૈભવ હતો? છતાં તે કાળે કરીને જતો રહ્યો. સુગ્રીવ ( વાળીનો ભાઇ ) રામભક્ત થતા પહેલાં સ્ત્રીસહિત રાજ્ય વૈભવી હતો. બળવાન મોટા ભાઈએ તેને મારીને કાઢી મુકયો એટલું જ નહીં તે સુગ્રીવની

દ્રૌપદી જુ પાયે દુ:ખ, સહિ હે પ્રહ્‌લાદ પીડા,
અંબરીષ રુકમાંગદ દુ:ખતેં અઘાયે હેં;
ભીશ્મ જૂ બિભીષન જૂ પાંડો નલ હરિશ્ચંદ્ર,
ધ્રુવ કેતા ચંદ્રહાસ દુ:ખી ભયે ગાયે હેં;
મહેતાજી, મીરાં, જયદેવ, જની, તુકારામ,
માધોદાસ, તુલસી, પીપાદિક પીરાયે હેં;

સ્ત્રીને પણ તે મ્હોટાભાઇ વાળીએ ભોગવવા માંડી જેથી તેને પાહાડમાં વસવું પડયું હતું. આ પ્રમાણે અસહ્ય દુ:ખથી તે પીડિત હતો છતાં તે શ્રીરામચંદ્રભગવાનને શરણ ગયો તો શ્રીભગવાનના સમર્થ બળ પ્રભાવવાળા આશ્રયથી ગયલી સર્વ વસ્તુઓ પુન: પ્રાપ્ત થઇ. વળી વધારામાં મ્હોટા ભાઇ વાળીના રાજ્ય ગાદીના માલીકરૂપ પણ થયો. માટે ચલાયમાન એવા ક્ષુદ્ર વૈભવો જાણીને તે આવ્યાથી હર્ષ ન કરવો. તેમ ગયાથી શોક પણ ન કરવો. કારણ કે ગયલું પણ મળી શકે છે અને હોય છે તે પણ જાય છે, કાં તો એ વૈભવાદિકને છોડીને આપણને જવું પડે, કે કાં તો તે વૈભવો આપણને છોડીને પણ જાય છે. વળી પ્રયત્નરૂપ શ્રમ કર્યાથી કાંઇ આવે નહિ અને માગ્યા છતાં પણ મળે નહીં એમ નિર્ધાર કરી પ્રભુની ઇચ્છા પ્રમાણે જેવી રીતે વગર માગે પણ દુ:ખ અને મૃત્યુ આવે છે તે જ પ્રમાણે સુખ પણ પ્રભુની ઇચ્છા હશે ત્યારે વગર માગે આવીને પ્રાપ્ત થનાર હશે તે પ્રાપ્ત થશે જ. માટે દુ:ખરૂપ આપત્તિ કે હાણુ મૃત્યુને પ્રસંગે ગભરાઈ ન જતાં ધીરજ રાખવી. કદિ પણ ધીરજને છોડવી નહિ અને શ્રીરાધાવરને ભજી અને મોઢેથી સદા શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ એમ ભગવન્નામનો જપ કરીએ અને જે કાળે જેવી સ્થિતિમાં પ્રભુ રાખે તે કાળે તેમાં સંતોષ માનીએ.

હરિભક્ત દુઃખ તો અવશ્ય દયા હરે મતિ,
બિના કષ્ટ પાયે કહો કૌન કૃષ્ણ પાયે હેં ? ૧૮

**કબિત્ત.**

માત્ શ્વસા સુતાદિ ગમન હત્યા પિતા ગુરુ,
ગૌ નૃપ સ્ત્રી બ્રહ્મ ભ્રૂણ સિસુ સંત હરનો હેં.

---

૧૮ મ્હોટા મ્હોટા (સમર્થ) હરિના ભક્તોએ પણ એ જ પ્રમાણે પ્રભુ ઇચ્છારૂપ માનીને અપાર કષ્ટો વિવિધ પ્રકારનાં સહન કર્યાં છે. જુઓ (૧) સતીમાં શિરોમણિ દ્રૌપદીજી (કૃષ્ણા) એ દુઃખ સહ્યું છે. (૨) પ્રલ્હાદજી ભક્તરાજે પણ પીડા સહન કરી છે. (૩) અંબરીષ રાજા અને (૪) રુકમાંગદ રાજાએ પણ બહુ કષ્ટ ભોગવ્યું છે (૫) વળી ભીષ્મ પિતામહ. (૬) વિભીષણ, (૭) પાંડવો, (૮) પુણ્ય શ્લોકી નળરાજા અને (૯) સત્યવાદી હરિશ્ચંદ્રરાજા, ૧૦ ધ્રુવજી (૧૧) કુંતાજી અને (૧૨) ચંદ્રહાસ એ સર્વે દુઃખી થયલાનું અનેક સ્થળે વર્ણન છે. વળી (૧૩) નરસિંહ મેહેતા, (૧૪) મીરાંબાઈ, (૧૫) જયદેવજી, (૧૬) જનીબાઇ, (૧૭) તુકારામ બુવા, (૧૮) શ્રીજગન્નાથરાયજી ઉપાસક માધવદાસજી, અને (૧૯) શ્રીરામભક્ત તુલસીદાસજી અને (૨૦) દ્વારકામાં શ્રીદ્વારિકાધીશે જેને સમુદ્રમાં પ્રતીતિ આપી સાવ સુવર્ણની મૂળ સ્થિતિની દ્વારિકાલીલાનો વૈભવ દેખાડી ભુજા ઉપર શંખ ચક્રનાં અંકન (ચિન્હ) મુદ્રા આપી તેવા પીપાજીભક્ત ઇત્યાદિ અનેક સંત પુરુષોએ પણ પીડા ભોગવેલી છે માટે શ્રીહરિના ભક્તને દુઃખ તો અવશ્ય હોય છે જ. એવું જાણીને દયારામભાઇ કહે છે કે દુઃખ આવે તેથી ડરવું નહિ એટલો જ વિચાર કરવો કે, પૂર્વે મોટા સમર્થ ભગવદ્ભક્તોને પણ દુઃખ આવી પડેલાં છે અને કહો કે કિયો

(અનૃત) વિશ્વાસઘાત, મિત્રદ્રોહ આતતાઇ
પંચ મહાપાપસેં ઉચિત નાં ઉચરનો હૈં.
સકય વા અસકય કર્મ ઇત્યાદિક ભયે કબૂ
તો હું ખેદબાની કહું સાહસ નાં મરનો હૈં.
સબી પાપ તાપ દયા મિટવે કો યહ ઉપાય
નામ હરિપાદોદક લેનો હરિ સરનો હૈં. ૧૯

---

ભક્ત કષ્ટ પામ્યા વગર શ્રીકૃષ્ણ ભગવાનને પામ્યો છે? કોઇ પણ કષ્ટ ભોગવ્યા વગર એ પરબ્રહ્મના પદને પામેલો નથી.

૧૯. માતૃ ગમન કરનાર, સ્વમા (સાસુ) ગમન કરનાર, દીકરી કે બહેન ભાણેજ કે ગોત્રાદિ ગમન કરનાર અથવા પિતા, ગુરુ ગાય, કે નૃપ (રાજા) યા સ્ત્રી કે બ્રહ્મહત્યા કરનાર અથવા ગર્ભહત્યા કરનાર (બાળહત્યા કરનાર) એ દુષ્ટ જનોથી સત્પુરુષે ડરીને તેઓનાથી દૂર રહેવું. વળી એ જ પ્રમાણે અનૃત (અસત્ય વદનાર-મિથ્યા ભાષણ કરનાર) તથા વિશ્વાસઘાત કરનાર-કે મિત્રનો દ્રોહ કરનાર, એવા પાંચ મહાપાપકર્મ કરનારા આતતાયિજનો સાથે ભાષણ પણ કરવું યોગ્ય નથી. આ પ્રમાણે કાળજીપૂર્વક સંભાળ રાખીને સાવધગીરીથી વર્તતા છતાં પણ જો કદાચ પ્રભુની ઈચ્છારૂપ અદષ્ટરૂપ ભાવી પદાર્થની પ્રબળ સત્તાએ કરીને તેમ કરવામા અશકય પામવા સુશકય છતાં કોઇના બલાત્કારરૂપના ઈલાજથી એ નહીં કરવાની કૃતિ છતાં કદાચ એમાંની કોઈ વાત બની જાય તો પણ તેથી ગભરાઇને સાહસ કર્મરૂપ પ્રાણઘાત=આત્મહત્યા કદિ પણ ન કરવી, કારણ કે ઉપર લખ્યાં મહાપાપો આદ્ય લઇને બીજાં પણ ગમે એટલા પાપો થયા હોય તો પણ તે પાપરૂપનો તાપક્લેશ ન કરતાં એમ થવામાં ઇશ્વર-

## કુંડલિયા.

કોઇ બસ્તુ અપની ન હે સબકે ધની બ્રજરાય.
જબ લગ જપેં રાખે રહે ફિર પઠવે વ્હાં જાય.
ફિર પઠવેં વ્હાં જાય કછુ ન અપની લહિયે
મમતા દુઃખકો મૂલ સુ બિછરત મહાદુઃખ પૈયે.
કહે દયો હરિદાસ રહો સાખીવત હોઇ
આયે હર્ષ ન લહો ગયે તબ સોસ્ર ન કોઇ. ૨૦

---

ઇચ્છારૂપ ભાવી પદાર્થ માની એ સર્વ તાપસહિત સંતાપનો નાશ કરવા માટે શ્રીહરિનું નામસંકીર્તન કરવું તથા શ્રીહરિનું પાદોદક (શ્રીપાદતીર્થ =ચરણામૃત) નું પાન કરવું અને શ્રીહરિના દૃઢ આશ્રયપૂર્વકની શ્રીહરિની અનન્યશરણાગતિ ગ્રહણ કરવી.

૨૦ કોઇ પણ વસ્તુ વાસ્તવિક રીતે આપણી છે જ નહિ, કારણ કે સર્વના ધણી તે શ્રીકૃષ્ણ જ છે. માટે તે પ્રભુ જ્યાં લગી જે સ્થાને રાખે ત્યાં લગી જ તે ત્યાં રહી શકે છે. તેને જ્યારે (જે સમયે) જ્યાં મોકલે ત્યાં જાય છે એમ જાણી કોઇ પણ પદાર્થને વિષે આપણી (પોતાની) માલકી કે સત્તા કે સ્વત્વ માનવું એ બરોબર નથી. કારણ કે પરથી વસ્તુ ઉપર આપણો મમતા મ્હારાં છે એવું માનવું એ જ દુઃખના મૂળરૂપ છે અને પોતાની માન્યતાને લીધે જ તેનો વિયોગ થતાં અત્યંત દુઃખી થાય છે. માટે શ્રીહરિના દાસ દયારામ કહે છે કે, જગતમાં સાક્ષીવત્ રહેવું. જેમ કોઇ સાક્ષીદાર હાજર હોય તેટલા કારણથી કાંઈ તે પક્ષકારના કાર્યના સારા માઠા પરિણામના જવાબદાર થઇ શકતા નથી એટલે પક્ષકારને લાભરૂપ ફળ આપવાથી કાંઈ સાક્ષીને હર્ષ પણ ન થાય તેમ તે પક્ષકારોને નુકસાનરૂપ થઈ કાંઇ ખોટ જાય

**છપ્પય.**

**તિથિ વાર નછત્ર યોગ કરનાદિ અનિષ્ટ હુઇ,**
**બામ પૃષ્ટ સસી કાલવાર સૂલ દોસ નહીં કુઈ,**
**બ્યતિપાત બૈધ્રત બિષ્ટિ મ્રત્યુયોગ સબ ટરિ**
**કાલ પાસ યમઘંટ અપસુકન અમંગલ હુ ડરિ,**
**ભય સંકટ ચિંતા ચૌર રિપુ તાપ સબ થર હેરત**
**સબ અસુભ સુભ બનિ દયાપ્રભુ કૃષ્ણ નામ સુમરન કરત. ૨૧**

---

તો તે ખેટરૂપીનો શોક પણ કાંઇ સાક્ષીને ન થાય તેમ વર્તવું એટલે પ્રાપ્ત થયાથી હર્ષ ન કરવો, અને ગયાથી શોક ન કરવો.

૨૧ સવ અશુભને મટાડી સર્વ પ્રકારનું શુભ થવા માટે ઉપાય રૂપનો આ છપ્પો છે. ૧ તિથિ, ૨ વાર, ૩ નક્ષત્ર, ૪ યોગ, ૫ કરણ ઇત્યાદિ અનિષ્ટરૂપ કુયોગ હોય અથવા ડાબા પાસા તરફ કે પાછલા પીઠ ભાગ તરફ ચદ્રમાનું ઘર હોય અથવા શૂલ દોષ હોય કે વ્યતિપાત યા વૈધૃત કે વિષ્ટિ યોગ હોય કે મૃત્યુયોગ હોય એવા કુયોગો સર્વ જ્યોતિષ શાસ્ત્રાદિકમા શુભાશુભ શુકન અપશુકનના વર્ણવેલા છે, વળી મૃત્યુ (કાળ) કે યમદૂતના પાશમા સપડાવા જેવું હોય, કે યમઘટ કે અપશુકન અમગલ ચિહ્નસૂચક હોય, વળી ભય કે સંકટ યા ચિંતા ચોર, વૈરી, અગ્નિ ઇત્યાદિક રૂપથી હોય, કે પાપે કરીને સંતપ્ત રહેતા હોય તો એ સર્વે અશુભ યોગમાત્રથી ન કરતાં, એ સર્વ ઉલટ રૂપનાં ટળવા, તથા સર્વ વાતે શુભરૂપ સુખકારી શ્રેયસ્કર થવા ઇચ્છનારે સદા સર્વદા (અખંડ) શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ ચિંતન કરવું કે જેણે કરીને તે ભયરૂપ પદાર્થમાત્રને પણ થરથરાટ ઉપજે તે

## દોહા.

અકથ કષ્ટ આયો કછૂ ચલ્યો પ્રયત્ન ન કોય,
તબ સબ તજિ હરિ રટત સુખ હોય હોય ફિર હોય. ૧૦૧
જાહિ જિતો જબ જ્યોં લિખ્યો તાહિ તિતો તબ ત્યોંહિ;
દેખિ મિલત ફલ ફૂલ જ્યોં ઋતુ દ્રુમ લત બિન ચોંહિ. ૧૦૧
રે જન જન જિન ત્રષ્ણ ધરિ ધરધરધર ધરિ આસ
શ્રીંગિ શ્રંગ સાખી હરે ઉપબન પત્રિ ઉદાસ. ૧૦૨

---

સર્વ અશુભ અમંગળ ટળી જાય છે. અને તેના બદલામાં સારી રીતે શુભ રૂપ યોગ થાય છે.

૧૦૧ જ્યારે કથન પણ ન કરી શકાય (એટલે ઘણાં અગણિત હોવાથી તે સર્વનું વર્ણન પણ ન થઇ શકે તેવું અપરંપાર) કષ્ટ આવી પડ્યું હોય, અને તે મટાડવામાં બીજો કોઇ પણ ઉપાયરૂપ શ્રમવાળો પ્રયત્ન પણ ચાલી શકતો ન હોય એવી નિરુપાય સ્થિતિમાં આવી પડ્યા હોય તેને તે સર્વથી મુક્ત થવાને સારૂ બીજા આળપંપાળરૂપના ક્ષુદ્ર ઇલાજોને છોડીને શ્રીહરિનું રટણ કરવું. શ્રીહરિના નામચિંતન કરીને જરૂર સુખ થાય, થાય ને થાય જ એમ ત્રણવાર દૃઢ નિશ્ચય પણે કહે છે.

૧૦૧ જેહેને, જેટલું, જ્યારે, જેવી રીતે, આવિરૂપ પ્રાપ્ત થવાનું પ્રભુએ નિર્માણ કરેલું હોય તેને, તેટલું, ત્યારે, તે પ્રકારે થઇ આવી મળે છે એવું જોઈ લે. જેમકે ફલ-ફુલ જુદી જુદી ઋતુમાં ને જૂદાં જૂદાં વૃક્ષોમાં વિવિધ અનંત લતાઓમાં વગર માગે થાય છે.

૧૦૨ હે મનુષ્યો હે કૃષ્ણભક્તજનો, તમે રખે અન્ય કોઇ પણ તૃષ્ણા રાખતા, પણ તમે સર્વ પૃથ્વીને ધારણ કરનારા ગોવર્ધ્ધ, તે

નામ બિસંભર કૃષ્ણ કો જિન મન સોચે રંચ,
ચિંતા ધરિ દેઢ કરિ હરિ, સુગની રચિ કે ચંચ. ૧૦૩

શેષજીસહિતને ધારણ કરનાર શ્રીકૂર્માવતાર કે જે અંશાવતાર છે તે અંશાવતારના પણ અવતારી શ્રીગિરિરાજધરણ શ્રીકૃષ્ણપરમાત્મા છે તેની જ એક આશા રાખો, કારણ કે વસ્તીમા તો કોઈ પણ વૃક્ષાદિકને જળ રેડનારા મનુષ્ય ફિકની સહાયતા હોય છે પણ જ્યા વસ્તી હોની નથી એવા અરણ્યમા તથા પ્રત્યેક પર્વતો સુહ્રામાં અને ગિરિની ગુફાઓ સહિતમાં પ્રત્યેક વૃક્ષો બારે માસ લીલાં ને લીલા રહે છે, કારણ કે તેને પ્રભુ સિવાય અન્ય કોઈ પણ જળ સિંચવા જતુ નથી અને ઉપવન (વાડીઓ) તે મનુષ્યનો આશ્રય કરીને રહેવા છે ત્યારે તેને મનુષ્યો તરફથી જળ સિંચાતા છતા પણ તેનાં પાદડા સુદ્ધાંત પણ ઉદાસ (નિરાશ) થઇને સુકાઇ જાય છે.

૧૦૩ જે શ્રીકૃષ્ણનું નામ વિશ્વભર છે તે વિશ્વમાત્રનું પોષણ કરે છે માટે તે વિશ્વભર કહેવાય છે એવુ શ્રીભગવાનના નામનુ બળ છે માટે તું રખે ખાનપાનાદિકનો શોક કરતો જોને તું માતુશ્રીના ગર્ભમાં હતો ને ત્હારો જન્મ પણ થયો ન હતો તે વખતે એ વિશ્વંભરે ત્હારી અગાઉથી ચિંતા ધારણ કરી ત્હારે માટે ત્હને ચચુ (દાંત) આવતા પહેલાથીજ પ્રભુએ અજબ યુક્તિથી તારી માતાના સ્તનને વિષે માદક, પાચક ને સ્વાદિષ્ટ મધુર દુધ ત્હારે ધાવવાને સારૂ પ્રભુએ મુક્યુ છે, કોઇ કહેશે કે એમા તે વળી અજબ યુક્તિ શી છે? પણ લગાર ઝીણી બુદ્ધિએ વિચાર કરી જોશો તો જણાશે કે આખા અગમાં કેવા કેવા પ્રકારના ગદા અપવિત્ર પદાર્થોનુ સાહિત્ય ભરેલી છે. મળ, મૂત્રસ્થાન કફ, વીર્ય, પરૂ, લોહી, રુધિર, મેદમજ્જા, માસ,

જીવત લગ ભચ્છન અસન, ઓર મરન તજિ તાપ,
અહાર યોગ રચ્છન મરમ કરિ હે આપુર આપ. ૧૦૪
હોત હિ હરિ પય પાન દિય જબ મતિ ગતિ બચ નાંહિ,
સો અબ તો કો ભૂલિ હે જો સોચત મન માંહિ ૧૦૫

વિષ્ઠા, લાળ, ચામડી, હાડકા, કૃમિ, ઇત્યાદિ દુર્ગંધમય પદાર્થોથી ભરપૂર ઉદર ભરેલું છે તેમા આવું અમૃતરૂપ દુધ આવે એવી તે શી યુક્તિ તે વખતે રચી હતી ? કાંઈ જ નહિ. તેવા સ્થાનમાં તે પ્રભુએ તને સ્તનપાન કરવાની બુદ્ધિ આપી માતાના ઉરોજમાં તે પ્રભુએ પયામૃત ભરી મુક્યુ વળી તે દરરોજ તાજુ અને ત્હારૂં પેટ સારી રીતે ભરાઈ શકે તેટલું અને તને પથ્યરૂપી પચી શકે એવુ હલકુ અને સ્વાદિષ્ટ એવુ તું ધરાઓ તે વખતે આઠે પ્રહર તાત્કાલિક હાજર રહે એવી ગોઠવણ તે પ્રભુએ કરી મૂકી હતી ત્હારે માટે એ સુગણી તને દાન પણ આવ્યા (ઉગ્યા) ન હતા એના સમયથી ભરી રાખી હતી તેનો તું બીજા બાળકોનો દાખલો જોઇને વિચાર કરજે.

૧૦૪ જીવતાં સુધી ભોજન અને વસ્ત્ર તથા મરણ એનો તાપ (ક્લેશ) રહે છે તેનો ત્યાગ કરવો કારણ કે ખાનપાન માટે યોગાયોગ સંબંધ, તથા રક્ષણ એ સર્વ ભાવી પદાર્થ (ઇશ્વરઇચ્છારૂપ પ્રબળ સત્તાથી) પ્રાપ્ત થાય છે એવો મર્મ સમજ અને ત્હારા જીવતપર્યંત તને પ્રભુએ નિર્મેલા પ્રારબ્ધ પ્રમાણે સર્વ પ્રાપ્ત થશે જ.

૧૦૫ જન્મ થતાં જ શ્રીહરિએ માતાના સ્તનમા અમૃતરૂપ દુધ મુકેલુ હતું, તે વડે ત્હારૂં ખાનપાન શરૂ કરી આપેલું હતું જ, જે વખતે ત્હારામાં કાંઇ પણ બુદ્ધિ કે કાંઇ પણ વિચાર કરવાની શક્તિ કે તને કાંઇ પણ ગતિ (ખબર) ન હતી, તેમ તને વાચા બોલવારૂપ

તૂ ચિત્ત ચિંતા કયોં કરે બિશ્વંભર બ્રજપાલ
સક્કર સક્કરખોર કો દે ઉદધિ મધ્ય દયાળ. ૧૦૬

વાણી સરખી પણ ન હતી, તે વખતથી જે વિશ્વંભરે વગર માગે અને વગર પ્રયાસે ત્હારે માટે આહારની અગાઉથી કાળજી રાખી તને મેળવી આપ્યું હતું તે પ્રભુ શું તને હવે ભૂલી જશે કે છોડી દેશે? કદિ પણ નહીં ભૂલે અને ત્યાગ પણ નહીજ કરે. ત્યારે તું ભોજનવસ્ત્રાદિકની શા માટે ચિંતારૂપ સોચના કરે છે?

૧૦૬ તું મનમાં શા માટે ફીકર કરે છે? આખા વિશ્વનું પાલન પોષણ કરનારા વિશ્વંભર (ભગવાન) શ્રીકૃષ્ણચંદ્ર કે જેને વ્રજપાલ કહે છે તે પ્રભુનો વિશ્વાસ દૃઢ તું રાખ્ય, જુઓને ઉદધિ સમુદ્રમાં એ એ સાગરના દ્વીપ (બેટ) માં સક્કરખોર પક્ષી થાય છે તે અનન્ય ભાવે સદા શ્રીહરિનો આશ્રય દૃઢ રાખીને શ્રીભગવાનનું સ્મરણ કર્યાં કરે છે તો તેને પ્રભુ ત્યાં એટલે સમુદ્રના બેટમાં જ્યાં ચારે પાસે સમુદ્ર છે ત્યાં સમુદ્રના મધ્યમાં તેને ખાવાનો આહાર માત્ર સાકર હોવાથી સાકર મેળવી આપે છે એવો વિશ્વાસ તું પણ રાખને ભોજનવસ્ત્રાદિની ચિન્તાનો પરિત્યાગ કર.

ચાલતા પ્રસંગને જરાક થોડીવાર મુલતવી રાખીને વચમાં શ્રીહરિમાં વિશ્વાસનું પ્રતિપાદન કરવા સારૂ કહે છે કે જો તું એ પ્રભુનો દૃઢ વિશ્વાસ છોડીને પુરુષપ્રયત્નરૂપ સાધનરૂપ બળનો આધાર રાખીશ તો તેનું ફળ કેવું આવે છે તે સમજવાને સારૂ બે દાખલા છે.

(૧) જુઓ પ્રાચીનબર્હિષરાજાએ અગણિત યજ્ઞો કર્યા હતા, કે જેણે યજ્ઞે કરીને સમગ્ર પૃથ્વી ચીતરી નાખી (છાઇ નાખી) હતી, છતાં તેને તે સાધને કરીને ઉલટો ભય થયો હતો. નારદજીએ એને

દુહા.

પ્રાચીનબર્હિષ નૃગાદિક અતિ સાધન ભય કષ્ટ.
ગીધ ગનિકા વ્યાધાદિ હરિપદ સહજહિ સુનિ સ્પષ્ટ.

યજ્ઞમાં તેં અનેક પશુઓની હિંસા કરેલી છે તે ત્હારા મરણની વાટ (રાહ) જોઇને માર્ગમાં ત્હારૂં વૈર લેવાને હાથમાં અસ્ત્રશસ્ત્રાદિ ધારણ કરીને બેસી રહ્યા છે, એમ કહીને તે સર્વ પશુઓને બતાવ્યાં, તે જોઇને પ્રાચીનબર્હિરાજાને યજ્ઞકૃતિથી ગતોવરૂપ સ્વર્ગાદિ પદ મેળવવાની વાત તો બાજુ ઉપર રહી પણ ઉલટો ભય પેદા થયો હતો. (૨) વળી નૃગાદિકની પણ કથાઓ છે. નૃગરાજાએ અનેક ગાયોનું દાન બ્રાહ્મણોને કર્યું હતું. એક વખતે એ રાજાએ એક ગાય એક બ્રાહ્મણને દાનમાં આપેલી છતાં તે ગાય ભૂલથી તે બ્રાહ્મણને ઘેર ન જતાં એ રાજાની ગૌશાળાની ખીરક હતી તે ગાયોની કોટવમાં તે આવી ગયલી હશે, તેની એ નૃગરાજાને ખબર ન હતી. જેથી ભૂલથી અજાણે તે દાન કરેલી ગાયનું દાન બીજે દિવસે બીજા બ્રાહ્મણને ભૂલથી અપાઈ ગયું, જેથી દાન લેનારા બન્ને બ્રાહ્મણોની વચમાં ભારે કલેશ પેદા થયો. જે કલેશના યોગે કરીને એ નૃગરાજાને અનેક ગાયોના દાનરૂપ પુણ્યને બદલે આ સહજ પાપરૂપ કૃતિનું ફળ તેણે પ્રથમ ભોગવ્યું. કાચીંડાનો દેહ પ્રાપ્ત થયો, અને તે યોનિમાં અનેક જીવોનું તેને ભક્ષણ કરવું પડયું. તે કૃતિથી તે ભારે દુઃખને પામ્યો હતો. અને નિઃસાધન (સાધન રહિતના) જીવોએ પ્રભુ છે એવો દૃઢ વિશ્વાસ ધારણ કરેલો હતો તેટલા કારણથી તે પ્રભુના પદને પામ્યા હતા તેના દૃષ્ટાન્ત આપે છે જેમકે; ગીધ પક્ષી. (૨) પોપટને ભણાવનારી ગણિકા. (૩) વ્યાધ (પારધિ) આ સર્વે થી હરિના પદને સહજમાં પ્રાપ્ત થયા છે

## મત્તગયંદ.

**શ્રીમદબલ્લભકો દ્દઢ આશ્રય, શ્રમ બિનાહિ સબે સુખખાનિ;**
**કૃષ્ણ કૃપા સો બલ સમ્રથ હુ અયોગ્યકું યોગ્ય કરે અઘ હાનિ.**

---

એવી કથાએ છે તે તું સ્પષ્ટપણે સાંભળીને પ્રભુ ઉપર દ્દઢ વિશ્વાસ ધારણ કર. પ્રભુ સ્વકીય જનના સાધનની અપેક્ષા રાખતા નથી. તદીય (ભગવદી) જનને માટે કોઇ પણ કાળ કે કર્મનું નિયામકપણું હોતું નથી. કેવળ પોતાની કૃપા દ્દષ્ટિથી પ્રભુ અવલોકન કરે છે. કૃપાપાત્ર જનને માટે તેના વિશેષ કારણરૂપ પ્રભુ થાય છે.

૧૩. શ્રીમદ્વલ્લભાચાર્યજીનો દ્દઢ આશ્રય રાખવાથી વગર શ્રમે સર્વ પ્રકારના સુખની ખાણુ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણપરમાત્માનું કૃપારૂપ સમર્થ બળ હોવાથી અયોગ્ય જન પણ યોગ્ય થાય .છે તથા સર્વ પ્રકારનાં અઘ (પાપ=અથવા દુઃખ)ની હાનિ થાય છે એટલે પાપ તથા કષ્ટથી મુક્ત થાય છે. વળી અન્ય સાધનની પણ પ્રભુ અપેક્ષા રાખતા નથી. પોતાની મેળે કર્યા બરાબર માની લે છે. એ પ્રભુ કીયા તે વિષે કહે છે કે–જે પ્રભુએ શ્રુતિરૂપાને, તથા દંડકારણ્યવાળા અગ્નિકુમાર ઋષિઓને (ઋષિરૂપાને) તથા યજ્ઞરૂપા, ગોપકુમારિકાઓને રાસલીલામા દાન આપવાનાં પ્રથમ વરદાનો આપેલાં તે પ્રમાણે રાસ વિહાર કરી અગણિત સુખનું દાન કર્યું તે શ્રીકૃષ્ણ પરમાત્મા કદિ અપરાધ ન જોતાં શ્રીગુરૂદેવની કાહાણી વિચારી દયા કર્યા જ કરે છે. અથવા એવો પણ અર્થ થઇ શકે છે કે, એવાં જે શ્રીગોપીજનો તેમણે એ રાસલીલાવાળું વરદાનનું સુખ પ્રાપ્ત થતી વખતે માન કરેલું હતું તોપણ તેમનો તે કાંઇ પણ અપરાધ ન ગણતાં કેવળ શ્રીગુરુની

સાધન ઔર અપેક્ષ રખે નહિ આપહિ સો કરિ લે નિજમાની.
રાસલીલા કરિ માન તજે ન કછુ અપરાધિ દયા શ્રીગુરુ કહાની.
અનાયાસ ણિશ્વાસબલ, અજગર પાવે અહાર,
ત્યોં તેંકો સબ મિલહિંગો ખુશિ ભજિ નંદકુમાર. ૧૦૭

કદાણી (સીફારસ)નું સમર્થ બલ માનીને દયારામ ગ્રંથકાર કહે છે કે–મારા અપરાધો (દોષો)ને પ્રભુ ગણતા નથી.

૧૦૭. અન+આયાસ (કાંઇ પણ પ્રયાસ વગર) જુઓ કેવળ પ્રભુ ઉપર સુદૃઢ વિશ્વાસ (આધાર) અજગર રાખીને તે કાંઈ પણ પ્રયત્નરૂપ ઉદ્યોગ નહીં કરતાં આળસુની પેઠે પડી રહે છે. તો પણ તેને પણ પ્રભુ ત્યાં આહાર મેળવે છે. તે જ પ્રમાણે તને પણ સર્વ મળશે જ. માટે તું પ્રસન્નતાપૂર્વક એ શ્રીનંદકુમાર શ્રીકૃષ્ણ ભગવાનને ભજ.

૨૨. જુઓને અજગરને વગર ઉદ્યમે દયાળુ પ્રભુ તે આહાર મેળવી આપે છે અને શૃંગી પર્વતના શૃંગ (શિખર) ઉપર ઉગેલાં દ્રુમ (વૃક્ષ)નું પોષણ પ્રભુ તેના ઉપર મેહેર (દયા) કરીને તે ઝાડોને બારે માસ લીલાં રાખે છે. પૃથ્વી ઉપર પગ મુકવાની પણ ત્હારામાં સત્તા ન હતી–આંખો પણ ત્હારી ઉઘડેલી ન હતી, દાંત પણ ઉગ્યા ન હતા, શક્તિ–ત્હારી મેળે તું ઉઠી શકવાને પણ એવી અવસ્થામ એટલે તું માના ગર્ભથી પૃથ્વી ઉપર બહાર પ્રસંગો તેવી છેક અશક્ય સ્થિતિ વખતે તારો જન્મ થતા અગાઉથી પ્રભુએ તારા આહાર માટે ત્હારી માતુશ્રીના સ્તનમાં અમૃત જેવો આહાર પયામૃત ભરી મુકયું હતું. તું વિચાર કરી જો કે તે વખતે તેં શો ઉદ્યોગ (પુરુષપ્રયત્ન) કર્યો હતો? કાંઇ જ નહીં–છતાં તે વખતે પણ પ્રભુએ તને

## કબિત.

અજગરકો અનાયસ અહાર દેત હેં દયાલ.
શ્રંગી શ્રંગ દ્રુમજ પોખેં એસી જાકી મહેર હે;
ઉદ્યમ તેં આજ લીયો હોત હિ પયપાન દીયો,
બિન માગે જાને દોષ દેખે નહિ જહર હે;
વ્યાધ કો સ્વદેહ સ્વર્ગ પૂતના કો અંબ ગતિ,
તિનહૂંપે દયા દેખો કિયો જાને કહેર હે;
વિશ્વકૂં ભરત દયા નાથ નામ વિશ્વભર.
બિસરેંગે તો કૂં એક તોપેં કા બેર હે ? ૨૨

---

રુગે પચે તેવો સ્વાદિષ્ટ પાચક એવો ખોરાક–તને પયપાન–આપ્યું. તેં તે વખતે સ્તુતિ પ્રાર્થના કે માગણી પયપાન કરવાને માટે કાંઇ કરી હતી કે ? અર્થાત્ કંઇ પણ કરેલી ન હતી છતાં પણ પ્રભુએ પોતાને આશ્રયે હું રહેલો છું એમ માનીને ત્હારા ખોરાકની કાળજી રાખી હતી. વળી પ્રભુની અગણિત દયાલુતાનો તું વિચાર કર કે કેવળ મહાપાપકર્મ કરવાને પ્રવૃત્ત થયલી બકી (પૂતના) તેણે શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાણાંત કષ્ટ દેવાની દુર્બુદ્ધિ મનમાં ધારણ કરી પોતાના કુચ ઉપર વિષ (ઝેર)નું લેપન કરીને તે વિષપાન કરાવવાને શ્રીગોકુળમાં પ્રભુને ત્યાં આવી. પ્રભુને પયપાન કરવાની ક્ષુધા ન હતી છતાં બળાત્કારે શ્રીકૃષ્ણને પોતાના ખોળામાં લેઇને તે વિષ ( ઝેર ) વાળુ પયપાન કરાવવા લાગી, ને પ્રભુને તે પાયું છતાં પણ પ્રભુએ તેનું કાંઇ પણ મનમાં ન આણતાં તેના કુભાવને સદ્‌ભાવરૂપ ગણ્યો કે જે પ્રમાણે મને મ્હારી માતા શ્રીયશોદાજી ખોળામાં લઈને પ્રીતિ-

**મત્તગયંદ.**

જો ચુગની હરિ દેનિ ન હોય તુ ચાતુર કાહિકુ ચંચુ બનાવે ?
પોષન બિશ્વ પ્રભુ બલ ના તબ નામ બિસંભર કાહિ ધરાવે ?
જીવન જ્યોં દઈ દીન અમંત્રન એઠકિ દોરિ તહૂ વહિ પાવે,
રે જડ રાખિ પ્રતીત દયા તજિ તાપ હરિગુન કયો નહિ ગાવે?

---

પૂર્વક સ્તનશામૃતપાન કરાવે છે તે પ્રમાણે એણે મને કરાવ્યું એમ જાણી જે શ્રેષ્ઠ ગતિ માતાને અપેલી તેવી ગતિ આ દુષ્ટ કર્માચરણી પૂતનાને પણ શ્રીકૃષ્ણે આપી. શ્રીકૃષ્ણ ભગવાન્‌માં અપાર ક્ષમા અને અપાર દયાલુતા જણાય છે. શ્રીકૃષ્ણ ભગવાને સ્વધામમાં પધારવાની ઇચ્છા કરી હતી તે વખતે પ્રભુના વામ (ડાબા) ચરણારવિંદ ઉપર એક વ્યાધે બાણ તાકીને મુક્યું; જે ચરણકમળના તળીયામાં વાગ્યું, અને પ્રભુ એ નિમિત્ત ધારણ કરી નિજધામમાં પધાર્યા, છતાં એ પારધિને પણ કૃપા કરી તેને દેહસહિત સ્વર્ગે મોકલ્યો. તું તો તે શ્રીકૃષ્ણનો દાસ છે, માટે હારી સંભાળ તો પ્રભુ અવશ્ય લેશે જ. કેમકે જેમનું વિશ્વંભર એવા બિરદનું નામ છે તે આખા જગતનું ભરણપોષણ કરે છે ત્યારે શું તે પોતાના દાસને જ વિસરી જશે ? હારા ઉપર કૃપા કરે એમાં કાંઇ વાર લાગે તેવું નથી એમ નિશ્ચયના સૂચવે છે.

૨૩. જો ચુગણી (ખાનપાન આહાર) શ્રીહરિને આપવો ન હોત તો તે ચતુરશિરોમણિ પ્રભુ ચચુ જ મૂળમાં શા માટે કરત ? કેમકે જગતનું પોષણ તે વિશ્વંભર પ્રભુના બળથી જ થાય છે. જો પ્રભુના બળથી પોષણ થતું ન હોય તો તે પ્રભુનું નામ "વિશ્વંભર" છે એવું નામ પ્રભુએ શા માટે ધરાવ્યું છે ? દૃષ્ટાંત આપે છે કે, જેવી

## દુહા

આરબ્ધ ન્યોત દિયો, જબ લગ રહે સરીર,
તેરો તોકૂ પોચહી નિચિંત ભજિ બલબીર ૧૦૮

રીતે કનકના અથવા પતગ કે તુક્કલને કોઇ મનુષ્ય આકાશ તરફ ચડાવે છે તો પણ તેની દોરી તે ચડાવનારે પોતાના હાથમા જ ધારણ કરી રાખેલી હોય છે યદ્યપિ તે કનકવા કે પતગ કે તુક્કલ તે ધારણ કરનારના હાથથી દૂર ગયલો છે, તથાપિ તેની દોરી તે ચડાવનારના હાથમા જ રહેલી હોવાથી તે આકાશ માર્ગે પતગાદિ ઉડતા છતા પણ તે ધારણ કરનારના સ્વાધીન (વશ) જ રહેલ હોય છે અને જ્યારે ત્યારે તે ઉડાવનારની ઇ છામા આવશે ત્યારે તેના ચરણ કમળમા આવશે જ તેમ જ સર્વ જીવમાત્ર પ્રભુમાંથી ઉત્પન્ન થયલા હોવાથી તે તમામ જીવોની જ્યા સુધી તે પ્રભુ ઇચ્છાની રાખશે ત્યા સુધી રહી આખરે તે પ્રભુને જ પામશે અને જે પ્રમાણે પતગાદિ તે ઉડાવનાર મનુષ્યના સ્વાધીન (વશ) રહે છે, તેમજ જીવો પણ સદા શ્રીહરિને શરણે જીવન પર્યંત રહેલા છે જે જીવ એ પ્રમાણે પ્રભુ સાથે દૈન્ય ભાવ રાખી તેમના આધીન થઇ પ્રભુને પરાયણ રહેલા છે, તે જીવોને પણ જરૂર પ્રભુ આમત્રણરૂપે પોતાની પાસે બોલાવી પોતાની નિકટે રાખશે એ પ્રમાણે હે જડ સ્વભાવવાળા, તું પ્રભુની પ્રતીતિ રાખ અને હે દયારામ, તું સર્વ તાપ છોડી દઈને ને શ્રીહરિનુ ગુણ ગાન કેમ કરતો નથી ? અર્થાત તે પ્રભુના ગુણાનુવાદનું ગાયન કર

૧૦૮ જ્યા લગી શરીર વિદ્યમાન રહેવાનું પ્રભુએ ભાવી મુકરર કરેલ છે, (દષ્ટાંત)રૂપ પ્રારબ્ધે નોતરૂ (આમત્રણ) દીધેલ છે, તે

હરિ સુમરન અતિ દુઃખમેં સુખ મન ભવ જંજાલ,
કુંતા યાચ્યો કૃષ્ણુપેં દીજે દુઃખ દયાલ. ૧૦૯
તબ મન છુટિ સંસારતેં દુઃખ પાવેં સબ ઠૌર,
નાતર લગિ રહિ લાલસા, જન્મ બહુર ફિર બહુર.૧૧૦

પ્રમાણે તને પહોચશે, માટે તું નિશ્ચંત થઇને બલબીર એટલે બળ-રામજીના વીર ભાઈ શ્રીકૃષ્ણુ અથવા અગાધ બળવાનને વીર=સમર્થ કહે છે, તે પ્રમાણે અત્યંત પરાક્રમી શ્રીકૃષ્ણુને ભજ.

૧૦૯. જ્યારે અતિશય કષ્ટ આવી પડે છે ત્યારે અન્ય સર્વના આધાર છુટી જઈ અનન્ય ભાવે શ્રીહરિનું સ્મરણ થાય છે. કહેલું ભજન સુખસંપત્તિરૂપ સંસારની જંજાળમાં થઇ શકતું નથી. આવું મર્મ જાણીને શ્રીકૃષ્ણુભક્ત કુંતાજીએ શ્રીકૃષ્ણુ ભગવાન પાસે માગણી કરેલી છે કે, હે દયાનિધિ, મારા ઉપર આપનો અનુગ્રહ છે, માટે આપના વિષે મ્હારી સદોદિત વૃત્તિ (લાગણી) કાયમ રહે તે સારૂ સદા મને કષ્ટ (વિપત્તિ) જ આપજો. કે જેણે કરીને મ્હારૂં મન અખંડ આપનું જ સ્મરણ ચિંતન કર્યા કરે.

૧૧૦. કેમકે દુઃખ પ્રાપ્ત થયલું હોવાથી સંસાર ઉપરથી મોહા-સક્તિ છૂટી જાય છે. સંસારમાં (અજ્ઞાને કરીને-મોહે કરીને થયલી અહંતામમતા) કયારે છુટે છે કે, જ્યારે તે સર્વ ઠેકાણે દુઃખ દુઃખને દુઃખરૂપ વિપત્તિઓ જ પામે છે, ભોગવે છે, ત્યારે તેને એ સંસાર ઉપર આપોઆપ અરુચિ ઉપજે છે તીવ્રતર વૈરાગ્ય ઉદય થઇ, તેનો ત્યાગ કરી દે છે.

૧૧૦. (૧) કનક (સોનું) (૨) મુક્તા (મોતી) (૩) કાઇ સુખડ કેસર ચંદનાદિ પદાર્થને તેના ધણીના અંગનો સંગ થઈ શકતો

### દુહા.

કનક મુક્ત ચંદનાદિક ધનીકો વૈ ઘરમાંહિ,<br>
તસ છેદ ઘરસે બિના, અંગ સંગ તો નાહિ. ૧૧૦<br>
જાતે અઘ દુઃખ જ્ઞાન તહુ ફિર ફિર કયોં કૃતિ વેહિ,<br>
અસકય બનિ કરતા ન તૂ હરિ ઇચ્છા હૈ એહિ. ૧૧૧

---

નથી. એટલા પદાર્થો કોઈ માલીકના ઘરમાં હોય પણ તેને છેદ (છિદ્ર) પાડયા વગર કે ઘંષ્યુ (ઘસ્યા) વિના, સુવર્ણ તાપે તપાય, એરણ ઉપર હથોડાના અનેક ઘા સહન કરે, જતેડામાં ઘાલે તેણે કરીને ખેંચાય, સોનું છેક નરમ કરી તેનાં અંગ વાંકા ચુકાં મરડીને ચીમટામાં ઘાલી ચુંટીઓ ખણવા જેવું કષ્ટ સહન કરે ત્યારે તે ભૂષણરૂપ આભૂષણ થએથી તેને તેનો ધણી પોતાના અંગ ઉપર ધારણ કરે છે. (૨) મોતી થતા પહેલાં સ્વાતિ નક્ષત્રનું બુંદ છીપાણો ઝીલી તે છીપાણમાં રહેનારો જીવડો તેને પોતાના ઉદરમાં ધારણ કરી રાખી મ્હોડું બંધ કરી સમુદ્રના અપાર જળમાં ભોંયતળીયે બેસી રહે ને તે પરિપકવ પૂરેપૂરૂં મોતી પાકીને સિદ્ધ થાય, તેને સમુદ્રમાંથી બહાર કાઢીને પછી તે સાચું હોવાની ખાત્રી કરે. પછી તેનું અંગ બહાર પાડીને છેદે ત્યારે તે પણ સહન કરે ત્યારે તે "મુક્ત" ( મુક્તા= મોતી) થઈ આભૂષણરૂપ થાય છે. જો એટલાં કષ્ટો સહન ન કરે તો તે આભરણરૂપ ન થાય, ને ધણીના અંગનો સંગ કરવાને લાયક (પાત્ર) ન થાય.

૧૧૧. જે અઘ(પાપરૂપ) કર્મ કરવાથી દુઃખ પ્રાપ્ત થાય છે એવું જ્ઞાને કરીને (જાણતા) છતાં પણ અને કેટલીકવાર તે અસત્ કર્મના આચરણનું દુઃખરૂપ અનિષ્ટ ફળ ભોગવતા છતાં પણ પાછી

અભલ કાહુકો હરિ ન કરિ–તૂ તો ઘરકો દાસ,
દીખત અભલ હિતુ ગૂઢ પ્રભુ તૂ ધરિ દઢ વિશ્વાસ. ૧૧૨
ઈક દુ બેર કછુ ડરિ બચ્યો, પૈં કિત સદા બચાવ ?
પ્રકૃતિ પલટની હાથ હરિ, તેરો કછુ હૂ ન દાવ. ૧૧૩

ફરીફરીને તેવા પ્રકારની કૃતિ થાય છે. વળી પોતાની તેવું કર્મ કરવાની ઇચ્છા નહીં હોવાથી તે અસતકર્મ ન થવાને બનતા ઉપાયરૂપ પ્રયત્ન કર્યા છતાં પણ બલાત્કારે અથવા બુદ્ધિ ભ્રમિષ્ઠ થઈને પણ તેવું કાર્ય થઈ જાય છે એવા પ્રસંગે ભવિષ્યરૂપ પ્રભુની ઇચ્છા માનવી. કેમકે પરાણે બળજોરીથી=વગર ઇચ્છાએ તે ટાળવાને અશક્ય થઇ બની જાય છે માટે તેવા પ્રસંગે તું કર્તાપણાનું અભિમાન ન રાખતાં ઈશ્વરઇચ્છા એમજ હતી એમ માન. જે કુકૃતિ પોતાને અણગમતી છે અને તેનો ત્યાગ કરવાને પુષ્કળ પ્રયત્ન યાને ખંત રાખ્યા છતાં પણ ભાવિપદાર્થ યોગે બને ત્યારે તેમાં ત્હારી કૃતિ માનવાની નથી પણ ઇશ્વરઇચ્છારૂપ જાણવી.

૧૧૨. પ્રભુ સમગ્ર વિશ્વમાત્રના હિતકારી છે તે કોઇનું પણ કદીએ (અહિત) સર્વથા કરનારજ નથી. ત્યારે તું તો તે શ્રીહરિનો દાસ થયો છે માટે ત્હારૂં તો અહિત પ્રભુ નહિંજ કરે. જેમાં આપણી ઓછી બુદ્ધિને લીધે ઉપર ઉપરના વિચારે કરીને એવું લાગે કે, આ થાય છે તેમાં અહિત દેખાય છે કે અહિત થશે એવું ભાસે છે. પરંતુ તે અહિતરૂપ દેખાતા પદાર્થમાં પણ પ્રભુએ પરમ હિતકારીપણું ધારેલું હોય છે. પરંતુ તે ગૂઢ હોય છે. એમ તું દઢ વિશ્વાસે કરીને મનથી માનજે, ને પ્રભુનો નિશ્ચય વિશ્વાસ ધારણ કરજે.

૧૧૩ તે પ્રમાણે એકાદ બે વાર કદિ તું તેથી ડરીને બચાવ-

જિય સંભ રિ ચલિ જોર કહા સુભાવ તુરી મુખ જોર
સોહિ બચે ઇક કર ગ્રહી, રાખે નંદકિસોર. ૧૧૪
દુસ્તર દુઃખ જાતેં ભુગો ફિર ન કરે વહ કામ,

વાના પ્રયત્ન કર્યાથી બચ્યો હોઇશ. પરંતુ તેનું સદાકાળ તારાથી કેમ બચાવી શકાતુ નથી ? સારી વખતે ઉપાય કર્યા છતાં પણ ભાવી પદાર્થ નીકળ્યાના પ્રસંગો પણ આવે છે. માટે એ ઠેકાણે પ્રભુનું કહ્યું જ થાય છે એમ નિશ્ચય કરી પ્રભુનો દૃઢ વિશ્વાસ રાખવો. જેની જે પ્રકૃતિ (સ્વભાવ) પડેલી હોય તે કદિ બદલાતી નથી. પ્રકૃતિ પલટવી એ તો શ્રીહરિના હાથમાં છે એમાં તહારો કંઇ પણ દાવ ન ચાલે

૧૧૪ યદ્યપિ દરેક જીવ પોતાને મળેલી બુદ્ધિ અનુસાર વિચાર કરીને સંભાળીને ચાલે છે તથાપિ તેમાં જીવનું કાંઇ જોર કે ડહાપણ ચાલતું નથી એ પ્રકૃતિ (સ્વભાવ) નો વેગ તુરી (અશ્વ=ઘોડા) જેવો પ્રબળ હોય છે જેવી રીતે ઘોડાને તેના મોઢામાં લગામ ઘાલી તે લગામની રસી (દોરી) તે ઘોડા ઉપર સ્વારી કરનાર પોતાના હાથમાં રાખે છે તે સ્વાર જે પ્રમાણે જે તરફ ગતિ કરવાનું ધારે છે તે તરફ લગામની દોરી રાખી તે ઘોડાને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવે છે તેમ સર્વ જીવ માત્રની દોરી સર્વેશ્વર પ્રભુના હાથમાં (કાબુમાં) રહે છે તે જ પ્રમાણે ચલાવે છે તેમ ચાલે છે માટે જો તે ઘોડો આડે માર્ગ કોતર (ખાઇ)માં કે પાણીમાં કે આડે માર્ગ જતો હોય તો તેને સ્વારી કરનારો લગામની દોરીથી અટકાવી રાખે છે તેમ જેને તે નંદકુમાર શ્રીકૃષ્ણ પોતાની પ્રકૃતિથી બચાવવા ધારે છે તેજ એ પોતાની જાતિની પ્રકૃતિ (સ્વભાવ)થી બદલાઇ બચી શકે છે

૧૧૪ દુસ્તર (સહન ન થઇ શકે એવું અપાર) દુઃખ જે કારણથી

હેં યોં તહુ બનિ પરાધીન તબ ઇચ્છા ઘનશ્યામ. ૧૧૪

**કબિત્ત.**

સત્રાજિત્ દુર્યોધન ચૈદ્યકે કુબેન સહે,
સમય જાની કૃષ્ણ બિભુ સદા સુચિ ગાત્ર હે;
શ્રીરઘુપતિ કો કહી સહી ઘોબી દુષ્ટ બાની,
રાવન સીતાકૂ કહી જગતકી જો માત્ર હે;
સંભુકૂ કટુ વચન દક્ષ પ્રજાપતિ કહે.
નરસિંહકો મંડલીક નમન કે જો પાત્ર હે;
પંચાલી ધ્રુવ પ્રલ્હાદાદિક બડ ભક્તરાજ,
દુરજ્ઞય સહે દયા તૂ તો કૌન માત્ર હે? ૨૪

---

જેણે ભોગવ્યુ છે તેવુ કાર્ય (કૃતિ) તે ફરી ન કરે એમ જાણે છે છતાં પણ તે તેવુ કામ ફરીથી કરે છે. એ પ્રમાણે છે તો પણ જ્યારે પરવશ થાય ત્યારે તે જાણતા છતાં પણ પરાધીન થઇને કરવા પ્રવર્તે છે. ત્યારે જાણવુ કે એ પ્રમાણે શ્રીભગવાનની ઇચ્છારૂપ ભાવી (પ્રારબ્ધ) છે, માટે તેમ બને છે.

૨૪ જુઓ શ્રીકૃષ્ણ ભગવાનને કુવેણ (અસભ્ય શબ્દોના કટુ વચન) ૧ સત્રાજીત યાદવે, ૨ દુર્યોધને ૩ ચૈદ્યે (શિશુપાળે) કહ્યાં હતાં પ્રભુ તેને શિક્ષા કરવાને સંપૂર્ણ સ્વતંત્ર છતાં તે સહન કરી રહ્યા હતા. પ્રભુ નિર્દોષ હતા છતાં તેણે કહેલાં અસહ્ય વચનોને પણ તેમનું અનિષ્ટ કરવાનો સમય તે વખતે આવેલો ન હોવાથી તે વખતે સહન કરી રહ્યા હતા. વળી ભગવદવતાર શ્રીરામચંદ્રજીને કટુ વચન ધોબીએ પોતાની સ્ત્રી ઉપર ક્રોધના પ્રસંગે દ્રષ્ટાંતરૂપે શ્રીસીતામહારાણી (કે જે

## કબિત.

અવાતેં ઉબારે માંજાર બાલ સુમરન તેં,
ભારત ખગ છોંના રાખે ઢાંપિ ઘંટ કરી કો,
જાલ જવાલા શ્વાન વ્યાધ ઘેરી માધો મૃગી રાખી,
શિશુ સહ કપોત રાખે નાસ તીન અરિકો;

---

જગતજનની) તે રાવણના સાં રહ્યાં હતાં છતાં શ્રીરામચંદ્રજીએ પોતે તેમને ઘરમાં રાખ્યાનો દોષ કથન કર્યો. આ દોષ ખોટો કલ્પ્યો હતો, છતાં તે વચનને તે શ્રીરામચંદ્રજીએ સહન કર્યાં હતાં. વળી શંભુને (શ્રીમહાદેવજીને એ જ પ્રમાણે કડવાં વેણુ તેમના સસરા દક્ષ પ્રજાપતિએ કહ્યાં હતાં. વળી ભગવદ્દભક્ત કાઠીયાવાડ પ્રાંતના જુનાગઢ ગામના રહીશ નરસિંહ મહેતા બ્રાહ્મણ વૈષ્ણવને કે જે ક્ષત્રિયાદિ સર્વ વર્ણને નમન કરવા યોગ્ય છતાં તે ગામના મંડલીક રાજાએ કેટલાંક દુર્વચનો કહ્યાં હતાં. પાંચાલી (દ્રૌપદીજી મહાન્ સતીઓમાં શિરોમણિ ભૂષણરૂપનાં) તેમને ભર સભામાં અનેક દુર્વચન દુઃશાસનાદિ કૌરવોએ કહ્યાં હતાં. એજ પ્રમાણે ધ્રુવજીને પણ કડવા અસહ્ય વેણુ મોતું મારવારૂપ તેમની ઓરમાન ( સાવકી ) માતુશ્રીએ કહ્યાં હતાં.

વળી પ્રહ્લાદજીને તેમના પિતા હિરણ્યકશિપુએ તથા વિદ્યાગુરુ પુરોહિત ચંડામર્કે પણ કહ્યાં હતાં. તેમને પણ અસત્પુરુષોએ અસહ્ય કટુ વેણુ કહ્યાં હતાં, તો પણ તેમણે તે સહન કર્યાં હતાં, ત્યારે તેમની આગળ તું દયારામ! જીવ તો ત્યાં કોણ માત્ર છે?

૨૫ અવાતેં એટલે મૃત્તિકાનાં વાસણ પકવવા સળગાવેલી ભઠ્ઠીથી, (કુંભાર લોકો મૃત્તિકાનાં પાત્ર પકવવાને સારુ નીમા સળગાવે છે તેથી) ઉબારે (ઉગારે) માંજાર (બલાડી) તેનાં બાળ (બચ્ચાં). શ્રા

પાંડવ સુધન્વા ગજ રાજાદિક કષ્ટ કાટ્યો,
સ્મૃતિ માત્ર દોરે નહિ વિલંબ પાવ ધરીકો;
આપત્તિ અતિ કછૂ ડરપે મત દયારામ,
સબ સંકટ ભય હારી સુમ્રન શ્રીહરિકો. ૨૫

---

મારે ઉગાર્યાં કે તે બીલાડીએ ભગવાન્‌નું આર્ત્તનાદે પોકારથી પ્રભુનું સ્મરણ કર્યું હતું તેથી. કથાભાગ એવો છે કે, એક બિલાડી કુંભારના ઘરમાં રહેતી હતી એણે પોતાનાં તરત પ્રસવેલાં બચ્ચાંને, કુંભારે કાદવથી તૈયાર કરવા માંડેલાં કાચાં પાત્રો ખાલી (ઠાલાં) હતાં તેમાં મૂકેલાં હતાં, તેની ખબર તે કુંભારને ન હતી તેથી તે કુંભારે અણજાણે પેલાં મૃત્તિકાનાં પાત્ર નીમા (ભઠ્ઠી) માં તે પાત્રો પાકે તે સારૂં મુક્યાં અને ભઠ્ઠીને ચારે બાજુએ અગ્નિ સળગાવ્યો, તે અગ્નિવાળી ભઠ્ઠીમાં પેલાં તુરતનાં પ્રસવેલાં બાળકો પણ પેલા પાત્રના સંગે કરીને ભઠ્ઠીમાં મુકાયાં છે ત્યાર પછી પેલાં બચ્ચાંની માતા આવીને પોતાનાં બચ્ચાં જે પાત્રમાં જે સ્થળે મુક્યાં હતાં ત્યાં તેને ખોળવા લાગી. પણ તે પાત્ર કે પોતાનાં બચ્ચાં કોઇ પણ ન જડયાં જે પછી તેણે મનથી જાણ્યું કે આ મૃત્તિકાનાં પાત્રો, કુંભારે આ ભઠ્ઠીમાં મુક્યાં છે તેમાં તે પોતાનાં બચ્ચાંવાળું પાત્ર પણ એ નીમામાં મુકાયુ છે તેથી હવે એ બાળકોને ઉગારવાનો હું શો ઉપાય કરૂં? પછી તેણે પોતાની વાણીથી પુષ્કળ સ્હોર બકોર કરવા માંડયો, ને આંખમાંથી અશ્રુ પાડી રડવા લાગી. વિચારવા લાગી કે હે પ્રભુ, જો આ ભઠ્ઠી સળગી ઉઠશે તો મ્હારાં બચ્ચાં પણ બળી જશે માટે હે પ્રભુ, તમે હવે એ બચ્ચાંનું રક્ષણ કરજો. ઈશ્વરઈચ્છાએ તે કુંભારે પેલી ભઠ્ઠી (નીમા) સળગાવવાને આડે દિશા તરફ અગ્નિ મુકીને તે સળગાવવાનો ઉપાય

પુષ્કળ સાહિત્ય અગ્નિ સદીપન થવાને કર્યો પણ પ્રભુઇચ્છાએ જે તરફ પેલા બચ્ચાવાળુ પાત્ર હતુ તે તરફ લેશ માત્ર પણ ઉની આચ સરખી પણ ન લાગી ને અગ્નિ થવામા સહાયક જે પવન એ દિશા તરફ તદન બધ થઈ ગયો બાકીની સર્વ દિશા તરફ પુષ્કળ અગ્નિથી તે ભાડ (પાત્ર) પાગ્યા પણ (ખીલાડી) ના બચ્ચા હતા તે તરફ જુએ તો તે નીમા કાચી રહી પછી પેલા કુભારને ભાન આવ્યુ કે એક કાચા માટલામા ખીલાડીના બચ્ચાં નાના વાલેલા હતાં તેને માટે આ બીનાડી, નીમાની, આજુબાજુ શોધ કરી પોતાના ન્હોર (નખ) મારીને ખોળે છે એમ જાણી સર્વ પાત્રોને બહાર કાઢયા તો તેમા પેના બચ્ચા જેવા ને તેવાં પ્રભુએ જીવતા રાખી ઉગારેના જણાયા હતાં બચ્ચાને તેની મા સાથે મિલાપ પ્રભુએ કરાવી તેને બચાવ્યા હતા કુરુક્ષેત્ર સ્થાનમાં જવાના માર્ગમા એક ખગે (પક્ષીએ) પોતાના ઇડાં મુક્યા હતા, તે માગ અગણિત સૈન્ય સમીપ આવેલુ જોઇને તે પક્ષીએ વિચાર ર્ક્યો કે મહાભારત યુદ્ધ સારૂ આગલુ બલુ સૈન્ય મે મુકેના ઇંડા તરફ જાય છે જેથી તે ઇડાવાળા બચ્ચાં ચગદાઇને મરી જશે તેથી તે ખગે તેનું રક્ષણ કરવાને માટે શ્રભગવાન્નું આર્ત્ત નાદથી સ્મરણ કર્યું જેથી તે સૈન્યમા ૧ હસ્તીને બાધેલો ઘ ચાલતા ચાલતા તે ખગના ઇડા તરફ આવ્યો ત્યા તે ઘટ નીચે તૂટી પડયો ને તેમા તેનાં ઇંડાને પ્રભુએ બચાવ્યાં વળી એક હરણી હતી તેને ચારે પાસે ૪ પ્રકારના શત્રુ ઉભા હતા (૧) એક દિશા તરફ શિકારી કુતરાને મુકેલો તે તેને મારવા તાકી રહ્યો હતો (૨) બીજી તરફ પારધિ જાતે બાણ તાકીને મારવા ઉભો રહ્યો હતો (૩) ત્રીજી તરફ તે પારધિએ દવ બાળવા સારૂ સળગાવીને લગાડયો હતો. (૪) ચોથી

દિશા તરફ જાળ પાથરીને તેમાં ફાંદો તેને ઘેરવા કર્યો હતો. આવી રીતે હરણીનો શિકાર કરવા માટે પારધિએ યુક્તિ કરી હતી. આવી રીતે ચારે પાસે તે હરણીને નાસવાનો એકે ઉપાય (માર્ગ) ન રહ્યો જેથી તે હરણીએ ગભરાઇ નિરાશ થઇને પ્રભુનું સ્મરણ આવો વિપત્તિ કાળ જાણીને પોતાનું રક્ષણ કરવા પ્રભુ સહાય થાય એવી લાગણીથી કર્યું ત્યારે પ્રભુએ તેને બચાવવા માટે એક અદ્ભુત પ્રકારની યોજના કરી તે નીચે પ્રમાણે—(૧) ઇશ્વરઇચ્છાથી વર્ષા ઋતુ નહીં છતાં અકાળે વરસાદ આવવા સારૂ પુષ્કળ વાયુ (પવન) સુસવાટ કરતો છૂટયો. તેણે કરીને પારધિએ ધારણ કરેલી પ્રતંચા ધનુષ્યની દોરી તે કામઠી સહ હાથમાં સ્વાધીન ન રહ્યાથી તુટી ગઇ પેલું બાણ ચઢાવેલું તે તેના હાથમાથી છુટી ગયું અને તે બાણ પેલા શિકારી કુતરાને વાગ્યું, તેણે પ્રાણાંત દુઃખ તે પારધિએ આપ્યાનું જાણીને તે કુતરાએ તેને કરડી ફાડી ખાધો. વરસાદ પુષ્કળ થવાથી પેલો અગ્નિ પણ ઓલવાઇ ગયો. આ પ્રમાણે શ્રીમાધવ ભગવાને તે હરણીને સર્વ દિશા તરફ માર્ગો ખુલ્લા કર્યા અને તે નાશી ગઇ. અને અહિત કરવા ઇચ્છતા હતા તે જ મરણ પામ્યા. પોતાના માળામાં પોતાનાં બચ્ચાં સહિત બેઠાં હતાં તે કપોતપક્ષીને મારવાને માટે તેની પુઠળ ૩ ત્રણ દુશ્મનો હતા. તેથી તે કપોત પક્ષીએ તે ભયમાંથી મુક્ત થવાને પ્રભુનું સ્મરણ કર્યું હતું (૧) તે કપોતપક્ષીનો શિકાર કરવા માટે ઉપર બાજપક્ષી ભ્રમતો હતો, (આકાશમાં બાજપક્ષી ઉડતો તાકતો હતો) (૨) અને નીચેથી પારધિ બાણ મારવાને તાકી રહ્યો હતો. તે બાણની પ્રતચા ચઢાવીને તૈયાર થઇ ઉભો હતો (૩) અને વચમાં (મધ્ય ભાગે વૃક્ષના પોલાણમાં) અજગર જેવો સાપ મ્હોટો હતો તે તેનું ભક્ષણ કરવાને તલપી (તાકી) રહ્યો હતો. પારધિએ તેને મારવાને

દુહા.

પુત્રશોક દુઃખ ટરે મુનિ ચિત્રકેતુ ઇતિહાસ,
મુનિ સુત મૃતક બુલાઈ કે હર્યો મોહ ભવ ત્રાસ. ૧૧૫

બાણ મુકવા જતાં ઇશ્વરઇચ્છાએ પુષ્કળ પવનને લીધે તથા ઉંદરે પ્રત્યંચાની દોરી કરડેલી હોવાથી ધારેલા નિશાન તરફ તે ન જતાં પેલા ઉંચે ઉડતા બાજપક્ષીને તે તીર જઇને વાગવાથી તે મરણ પામી નીચે પડયો. કપોતપક્ષી પણ ગભરાટ સ્થિતિથી નીચે વેગળું પડયું તેને તલપ મારીને પકડવાને સારૂ નાગ પણ નીચે પડયો. પેલું બાણ નીચે ભોંય ઉપર પડતા નાગના મર્મ સ્થાન તરફ ભોંકાવાથી તે નાગે પેલા પારધિને દંશ કર્યો તેથી તેના પ્રાણ નીકળી ગયા, અને એ પ્રમાણે ત્રણે મારવાને તત્પર રહેલાનો નાશ થયો અને કપોતપક્ષીને તેનાં બચ્ચાં સહિત પ્રભુએ ઉગારી લીધો. વળી ભગવદ્ભક્તો પાંડવો, અને સુધન્વા, તથા હાથીના રાજારૂપ ગજેંદ્ર (હસ્તી) ઇત્યાદિકનું પણ પ્રભુએ સંકટ કાપ્યું છે, વળી તે કષ્ટ તેમણે પ્રભુને સંભારતાં માત્રમાંજ અતિશય ઉતાવળથી પ્રભુએ દોડીને તાત્કાલિક દૂર કર્યું છે. ને તેમાં ૦ા પા ઘડી જેટલો પણ વિલંબ કરેલો નથી. માટે અતિશય આપત્તિરૂપ સંકષ્ટ પ્રાપ્ત થાય તો પણ તેથી ન ડરતાં હે દયારામ તું તે સર્વ પ્રકારનાં કષ્ટો અને ભય માત્રને દૂર કરનારા શ્રીહરિનું સ્મરણ કર.

૧૧૫ શ્રીમદ્ભાગવતમાં ચિત્રકેતુરાજાના પ્રસંગમાં કહ્યું છે કે, પુત્ર ઉપર અજ્ઞાનરૂપ ગાઢ મોહે કરીને મિથ્યા ધારણ કરેલી અહંતા-મમતારૂપ આસક્તિ ટળવાના દૃષ્ટાંતરૂપની કથા ચિત્રકેતુને દેવર્ષિ નારદના સંવાદની પ્રસિદ્ધ છે કે, એ મુનિએ ચિત્રકેતુરાજાના પુત્રના મૃત કલેવરમાં ચૈતન્ય પ્રકટ કરી તે મૃતક પુત્રને બોલાવી તે દ્વારાએ વૈરાગ્યનો

પરતિય મોહ મિટે સુનત પુરૂરવા વૃત્તાંત,
માનિ જાય દુ ખ દોષનિધિ પરકિય હુઇ મન શાંત ૧૧૬
પતિ બિયોગ દમયતી સહિ નલ દુ ખ પત્નિવિયોગ
લેલી મઝનુ આદિ બિન સ્વારથ ભુગયે ભોગ ૧૧૭

---

નત્ત્વોપદેશ કરાવી ચિત્રકેતુરાજાનો પુત્રપરત્વે થયનો મોહ અને બન (સંસાર)ના અહતા મમતાપણાના ત્રિવિધતારૂપ દુ ખક્લેશનો ત્રાન નિવૃત્ત કરાવ્યો આ દૃષ્ટાંત પુત્ર ઉપર મોહ ધારણ કરનારનો મોહ ટળવા માટે શ્રીમદ્ભાગવતમાં આપેલુ છે

૧૧૬ વળી જેને પરસ્ત્રીમા મોહાસક્તિ થઈ હોય તેને તેથી રહિત કરનારૂપનુ બીજુ દૃષ્ટાત ઐલ (પુરૂરવા) રાજાનું એજ શ્રીમદ્ભાગવતમા આપેલુ છે કે, એ રાજાને ઉર્વશી નામની સ્વર્ગમાંની દેવાંગના (અપ્સરા) ઉપર અતિશય કામાસક્તિ હતી એ રાજાએ ભોગ ભોગવ્યા છતા કામાસક્તિ મંદ ન પડી તેથી બિભ્રુગીત આદિમાં અનેક દેકાણે સ્ત્રીસગથી વિવિધ પ્રકારની અનેક અસહ્ય વિ બણા (દુ ખ) ભોગવવી પડે છે અને એમા દુ ખ અને દોષના ભડાર છે એવુ આ કથાથી સ્પષ્ટ સમજાય છે તથા મોહાસક્તિ ટળી તીવ્ર વૈરાગ્ય ઉદય થાય છે અને પરત્રિયમાં કદિ પણ લપટ ન થતાં મનની શાંતિ થાય એ ચરિત્ર છે

૧૧૭ શાસ્ત્ર વિહિત પતિપત્નીનો વિયોગ (દેહબંધ) તે પણ જો અતિશય કે મોહાધપણાથી હોય તો તે પણ દુ ખ રૂપ જ છે જુઓ ધર્મે પરાયણ દ પતી (નળરાજા, અને દમયતી ઉભયનું જો.) તેમને પણ પરસ્પર એકમેકને વિયોગ થવાથી અસહ્ય કષ્ટ ભોગવવુ પડયુ હતુ (દમયતીને પતિ નળરાજાના વિયોગનું અને નળ રાજા (પતિ)

ધનહાનિ દુઃખ તબ ટરે, સુનિયે કથા કદર્ય.
જામેં અનરથ પંચદશ સમુઝિ ત્રાસ સુખવર્ય. ૧૧૭
શ્રી સંકરસન સિવ સતી બિધિ ગનપતિ સુરરાય;
નારદ સુપર્નાદિક મતિ ભ્રમિકા ઇતર કથાય. ૧૧૮

ને પોતાની સ્ત્રી દમયંતીના વિયોગનું દુઃખ ભોગવવું પડયું હતું. વળી "લેલી મઝનુ" ની વાર્તા જગત્‌માં પાક મોહોબ્બત હતી તો પણ પરકીય ભાવરૂપની મોહાસક્તિ હોવાથી ઉભયને અતિ દુઃખદાયક થઈ એ બન્નેનાં નિર્દોષ સ્નેહમાં પણ મરણ થયાં હતાં. આ વાત લેલી મઝનુની વાર્તા ફારસી (ઉર્દુ) કીસ્સાઓમાં જગત્ પ્રસિદ્ધ છે. વગેરે આવા પ્રકારના દાખલા પુષ્કળ છે જેમાં કંઈ પણ હિતુ (સ્વાર્થ) વગર પણ દુઃખ ભોગવેલ છે

૧૧૭. જેને દ્રવ્યનું સંકટ હોય, દ્રવ્ય ગયું હોય, કિંવા મૂળમાં હોય જ નહિ એટલે દરિદ્રપણાંની સ્થિતિ ભોગવતો હોય ને તેથી કરીને તે દુઃખ માનતો હોય તેણે શ્રીમદ્‌ભાગવતમાં કદર્યજીની કથા છે તે સાંભળવી. તે દ્રવ્યની અભિલાષા (તૃષ્ણા) ન રાખવી. કારણ કે શ્રીમદ્‌ભાગવતમાં સ્પષ્ટ કહ્યું છે કે, ધનમાં ૧૫ પંદર પ્રકારના અનર્થરૂપ હોય રહેલા છે એમ સમજવું. જે દ્રવ્યની લાલસાનો ત્યાગ કરે તો તેહેના સર્વ ત્રાસ (દુઃખ) નિવૃત્ત થાય, અને સર્વ પ્રકારનું શ્રેષ્ઠ સુખ મળે.

૧૧૮. જુઓ મ્હોટા મ્હોટા (સમર્થ પુરુષો)ની મતિ પણ મોહે કરીને ભ્રમિત થઇ ગઇ છે ત્યારે તે આગળ ઇતર ક્ષુદ્ર જનોના તો વાત જ શી કહેવી ? એટલે તે તો મોહોવાય જ એમાં કાંઇ નવાઇ નથી (૧) શ્રીસંકર એટલે શેષજી, અથવા બળરામજી, કે લક્ષ્મણજી,) પણ ભગવાનની માયામાં મોહિત થઈ ભુલાવામાં પડયા છે. (૨)

સભ શુભ ગુનનિધિ શુક મુનિ અભલોં છિતિ ન સ્વધામ,
ત્યોં ભૃગુપતિ હનૂમાન્ હૂ ભક્તિજ્ઞાનકે ગ્રામ. ૧૧૯

અને શ્રીશિવજી (મહાદેવજી) ભીલડીમાં ને શ્રીમોહિનીસ્વરૂપમાં ભાન ભુલ્યા હતા. (૩) સતી (શ્રીપાર્વતીજી) શ્રીરામચંદ્રજી તે બ્રહ્મસ્વરૂપ છે એમ શ્રીમહાદેવજીએ કહ્યા છતાં ન માનતાં પરીક્ષા લીધી અને મોહ પામ્યાં. (૪) વિધિ (બ્રહ્માજી) શ્રીકૃષ્ણાવતાર થવામાં અગાઉથી પ્રાર્થના કરવા માટે ગયા હતા, છતાં તેમણે શ્રીકૃષ્ણની ગ્વાલ, ગાય મંડળાની લીલા જોઈ ભ્રમિત થયા હતા. (૫) ગણપતિ દેવ અને દાનવોએ મળીને સમુદ્ર મથન કર્યું તેમાં મંદરાચળને ઓળી નાખવા માટે તૈયાર થયા. (૬) સુરરાય (દેવતાઓના રાજા ઇંદ્ર) પોતાનું પૂજન ન થયાથી ખોટું લાગ્યું હતું તેણે વ્રજમાં પોતાનો પ્રતિવર્ષે થતો બલિયજ્ઞ શ્રીકૃષ્ણે બંધ કરાવ્યાથી ગુસ્સે થઇ કોપ કરી અપાર જળની વૃષ્ટિ કરી હતી. (૭) નૈષ્ઠિક બ્રહ્મચારી દેવર્ષિ નારદજી, છતાં તેમણે સ્ત્રી પરણવાની બ્રહ્મચર્યભંગ થવારૂપ કૃતિ કરવાને તૈયાર થઇ વાંદરામાં ખાધાં હતાં. (૮) સુપર્નાદિ (ગરુડજી વગેરે) શ્રીરામાવતારમાં શ્રીરામચંદ્રજીએ વેદ મંત્રોની મર્યાદા રાખવા સારૂ સર્પાસ્ત્ર મંત્રથી પોતે સર્પના પાશથી) બંધાયારૂપ લીલા કરી, ને સર્પાસ્ત્રમંત્ર ઉપર ગરુડાસ્ત્ર મંત્રનું બળ ચાલતું હોવાથી પોતાના વાહનરૂપ ગરુડજીને મંગાવ્યા (બોલાવ્યા) તેથી ગરુડજીને એમ ભાસ્યું કે, શ્રીરામચંદ્રજી જો શ્રીભગવાન્ હોત તો પોતે પોતાની મેળે સર્પાસ્ત્રથી મુક્ત થાત પણ પોતાની મેળે બંધન ન છુટયું હું આવ્યો ત્યારે જ સર્પ નિવૃત્ત થયા. એમ પોતાની ગુણાભિમાનપણાની અહંકૃતિ કરી ભુલાવામાં પડયા હતા.

૧૧૯. સર્વ સદ્‌ગુણના ભંડારરૂપ શ્રીશુકદેવજીમુનિ, છતાં તે હજુ

સાધનબલ નહિ પરમપદ હરિ ઇચ્છાતેં હોય,
ગીધ ગનિકા અમૃત સહજ ધનીકો ધની ન કોય. ૧૨૦
અંગદ અતિ ટટર્યો લહૂ નિકટ ન રાખ્યો રામ;
હઠિ કલ્પે મત કામના સરન ગહે ઘનશ્યામ. ૧૨૧

સુધી પૃથ્વીમાં સ્વધામને પ્રાપ્ત થયા નથી. વળી એજ પ્રમાણે ભૃગુપતિ એટલે ભગવદવતાર પરશુરામજી અને હનુમાનજી, જો કે ભક્તિ અને જ્ઞાનના ધામરૂપ હતા છતાં તે પણ પરબ્રહ્મને પ્રાપ્ત ન થતાં ચિરંજીવિરૂપ થઈ ભૂતળમાં જ રહ્યા છે.

૧૨૦. સર્વ દર્શાતોના સારરૂપ સિદ્ધાંત વચન એ છે કે, કોઈ પણ સ્વતંત્ર સાધનરૂપના બળે કરીને પરમપદને પ્રાપ્ત થયું નથી. અર્થાત્ જે કોઇ પામ્યા છે તે સર્વને શ્રીહરિની ઇચ્છા એ જ મુખ્ય કારણ (પ્રભુના અનુગ્રહરૂપ) કૃપારૂપ જ કારણ છે. એ પ્રભુઇચ્છારૂપ અનુગ્રહકૃપાબળે કરીને જુઓ ગીધ પક્ષી અને ગણિકા અપાત્ર દોષ નિધાન છતાં પરમપદને પામ્યાં છે, સત્યામૃતરૂપ બ્રહ્મપદને પ્રાપ્ત થયાં છે. આ ઉપરથી અનુમાન કરીને વિચાર કરશો તો સહેજ જણાઈ શકે તેવુ છે કે, પ્રભુ સર્વના સ્વામી સ્વતંત્ર કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સર્વ કરવાને સદા સંપૂર્ણ સ્વતંત્ર સામર્થ્યવંત છે. એ પરાત્પર પરબ્રહ્મ તે જ સર્વના ધણી (સ્વામી) છે અને તેમને માથે અન્ય કોઇ પણ પ્રભુ નથી.

૧૨૧ કોઇ કહેશે કે–પ્રભુની સ્તુતિ પ્રાર્થના કરીએ તો તેણે કરીને તે પોતાનું પરમપદ સ્થાન આપશે જ. પરંતુ રામાયણમાં કથા છે કે, વાળીના પુત્ર અંગદે શ્રીરામચંદ્રજી આગળ સદા પ્રભુના ચરણ કમળમાં રાખવાને ઘણા કાલાવાલા કર્યા હતા, છતાં શ્રીરામચંદ્રજીએ

ઉદ્ધવ અતિ પ્રિય કૃષ્ણ મન, તદુ ન લે ગયે સાથ,
પ્રભુ ઇચ્છા જો સોઇ ભલ, દોષ રોષ નહિ નાથ. ૧૨૨
અહંકાર અન્યાશ્રય રુ હરિ ગુરુજન અપરાધ,
અકથ દોષહુ હરે, હરિ શરન પ્રભાવ અગાધ. ૧૨૩

તેની ઇચ્છા પ્રમાણે પોતાની નિકટમાં તેને ન રાખ્યો માટે તું હઠાગ્રહ કરીને કાંઈ પણ કામના ન કર. હારી ઇચ્છા પૂર્ણ કરવી કે કેમ ? એ કેવળ શ્રીહરિની ઇચ્છા ઉપર છે. માટે તે શ્રીહરિનું તું શરણ ધારણ કરજે.

૧૨૨ વળી શ્રીકૃષ્ણાવતારમાં ઉદ્ધવજી જ્ઞાની ભક્તરાજ શ્રીભગવાનના અંતરંગ સખા હતા. શ્રીકૃષ્ણને તે અતિશય વ્હાલા હતા. તથાપિ તે પ્રભુએ તે પોતાના ભક્તને પોતાની સાથે જ પરમપદ પ્રાપ્ત ન કરાવ્યું. તેમને પોતાની જોડે જ ન લેઇ જતાં કંઈક વખત સુધી ભૂતળમાં રાખી તેમને પણ પોતાના અંશાવતારરૂપ બદ્રિકાશ્રમ ધામવાસી શ્રીનરનારાયણ ઋષિનો સમાગમ કરવાની આજ્ઞા કરી પધાર્યા માટે જે કાળે પ્રભુની જેમ ઇચ્છા હોય તેમાંજ ભલું માનવું, પરંતુ તેમાં કદિ પણ પ્રભુનો દોષ આણી પ્રભુ ઉપર રોષ ન કરવો.

૧૨૩ કદાચ કોઇ જીવ અહંકારી, કે અન્યાશ્રયી હોય: અથવા શ્રીહરિ, શ્રીસદ્દગુરુ, કે શ્રીહરિજનનો અપરાધી હોય, કે તે કથન પણ ન થઈ શકે ( કહીકે ગણી શકાય પણ નહીં એવા ) દોષવાળો હોય ને તેણે કરીને તે દુ:ખી હોય તો તે સર્વ દુ:ખમાંથી મુકત થવાને સારૂ શ્રીહરિને શરણે જવું. શ્રીહરિની દૃઢ અનન્ય શરણાગતિ ગ્રહવાનું કારણ એવું છે કે, એ ભગવદાશ્રયરૂપ શરણાગતિનાં બળનો અપાર પ્રભાવ છે.

ભની અવજ્ઞા સિવ સિતા ચિત્રકેતુ ભડ સંત
તનક હુ સોચ ન મન ધર્યો મનિ ઇચ્છા ભગવંત. ૧૨૪
પૂછ્યોં શ્રીગોસ્વામિસોં, પ્રથિપત જોરી હાથ.
કહુ સાહિબ કૈસે મિલે? બોલે બિઠ્ઠલનાથ. ૧૨૫
પ્રભુકો મિલવો હોય તો મિલે સહજ મેં આય,
જિય પ્રભુ મિલબો અતિ કઠિન જદપિ અનેક ઉપાય૧૨૬

**મત્તગયંદ.**

હારકું દીલ લગી મહેતા તબ પુત્રિ ઉઠાઈ કહ્યા બિપરીતી
ઠાકુર અચાસ ગંગ પાઇ તહુ રાખિ છુરી કહિ જો નહિ જીતી;

---

૧૨૪ શ્રીભગવાનના મ્હોટા ભક્તરાજ ચિત્રકેતુરાજા હતા કે જેમને કૈલાસ સ્થાન પર્યંત જવા આવવાની ગતિ હતી, એવા મહાનુભવી ભક્તરાજે પોતાનાં અલ્પ જ્ઞાનને લીધે શ્રીમહાદેવજી અને શ્રીપાર્વતીજીની અવજ્ઞા કરી હતી. બ્રહ્મકોટિના શ્રીમહાદેવજી કૈલાસમાં શ્રીપાર્વતીજીને ઉત્સંગમાં લેઇ દિગંબર સ્વરૂપે બિરાજેલા જોઇ સદાશિવ સ્વરૂપને વિષે દોષ માની શિખામણ દેવા લાગ્યા જે ઉપરથી તે ચિત્રકેતુરાજાને શ્રીપાર્વતીજીએ શાપ દીધા છતાં પણ ચિત્રકેતુરાજાએ તેથી લગાર પણ ગભરાવારૂપ શોચ ન કર્યો, ને એ પ્રમાણે થવાનું શ્રીહરિએ ધારેલુ હશે એમ મનમાં માન્યું હતું. આ કથા શ્રીમદ્‌ભાગવતમાં પ્રસિદ્ધ છે.

૧૨૫-૧૨૬ એક સમયે પૃથ્વીપતિ ( સાર્વભૌમ ચક્રવર્તી ) બાદશાહે શ્રીમદ્‌ગોસ્વામિશ્રીવિઠ્ઠલેશાચાર્યજીને હાથ જોડીને પુછ્યું કે, હે મહારાજ ! સાહેબ ( ખુદા ) શી રીતે મળે? ત્યારે પૃથ્વીપતિને

શ્રીવિઠ્ઠલનાથજી ( ગોસ્વામીજી ) એ આજ્ઞા કરી કે-જો તે ખુદ (પ્રભુ) જ આપ પોતાનું બિરદ વિચારી કેવળ અનુગ્રહરૂપ કૃપા કરીને જેને દર્શન આપવાની ઇચ્છા કરે તેને જ તે પ્રભુનો મિલાપ દર્શનાદિ થાય. પરંતુ જો જીવ પોતાની મેળે અનેક પ્રકારના ઉપાયરૂપ અગણિત સાધન કરે તો પણ તે મળવા ( પ્રાપ્ત થવા ) બહુજ કઠણ (દુર્લભ) છે.

૧૪ શ્રીભગવાન કોઇને વશ નથી. ( કારણ કે તે સદા સ્વતંત્ર છે ) તથાપિ તે ભગવાન ભકતોને વિશ્વાસ આપે છે, અને ભકતને જાણે આધીન હોય તેમ વર્તે છે. તેના દાખલા. (૧) જુનાગડના ભકતરાજ કવિ શ્રીનરસિંહ મહેતાને પ્રભુએ ઘણીવાર પોતાની પ્રતીતિ આપી હતી. (૧) શ્રીમહાદેવજીદ્વારા શ્રીવૃંદાવનમાં શ્રીકૃષ્ણ પરમાત્મામાં રાસવિલાસનાં તેમને દર્શન કરાવ્યાં હતાં; અને પ્રેમલક્ષણાભક્તિના પ્રભાવે તેમનાં અનેકાનેક કાર્ય પ્રભુએ કર્યા હતાં. જેમકે, (૧) તીર્થ કરનારા યાત્રાળુઓને લખી આપેલી હુંડી શ્રીદ્વારિકાધીશ પ્રભુએ સ્વીકારી તે હુંડીનાં નાણાં આપ્યાં હતાં. અને પ્રભુ શામળશાહ નામ ધરાવી, એ નરસિંહ મેહેતા શેઠ, અને પોતે તો તેના ગુમાસ્તા છે એમ તીર્થવાસી જનો પ્રત્યે કહ્યું હતું. એટલે પ્રભુએ ભકતના ભકતપણાનું બીરદ (બદ) ધારણ કર્યું હતું. (૨) નરસિંહ મહેતાના પુત્ર શામળના વિવાહ અને લગ્ન કરવામાં સહાયભૂત (અનુકૂળ) થયા હતા. (૩) નરસિંહમહેતાની પુત્રી કુંવરબાઇના સીમંત પ્રસંગમાં મોસાળું કર્યું હતું. (૪) નરસિંહ મેહેતાને તેમની વેવાણે મ્હેણું માર્યું હતું ત્યારે પ્રભુએ મેહેતાને સ્નાન કરવા મુકેલું ઉનું પાણી ઠુંડું શીતળ ( સમોવડ ) કરવાને માટે વરસાદથી જળની વૃષ્ટિ કરી હતી. (૫)

ચો દિનમેં મરિ ગાય જીયે ગિ, ન સદ્ય કહી સુર નામ સુભીતિ,
કહત દયો હરિ ન બસ કાહુ લહી બડ ભક્ત હુ ખંડ પ્રતીતિ.૧૪

નરસિંહમહેતાના પિતાનું પ્રભુએ સ્વહસ્તે શ્રાદ્ધ કર્યું હતું. અને બ્રાહ્મણોને જમાડી દરેકને સોનાની મ્હોરની દક્ષિણા આપી હતી ઇત્યાદિ અનેક પ્રસંગે પ્રભુએ પ્રતીતિ ઘણીવાર આપેલી હતી, છતાં જ્યારે અનેક કર્મઠ અને સંન્યાસી ઇત્યાદિ કે માંડલિક રાજાને એ મહેતાજીની વિરુદ્ધ તે અસત્ય અને પાખંડી વ્યભિચારી છે ઇત્યાદિ મિથ્યા દોષરૂપ અપવાદો કહી, જો તે સાચો હોય તો શ્રીદામોદર ભગવાનને મહેતાજી પુષ્પની માળા કંઠે ધરાવે અને ભરસભામા તે માળા મહેતાજીને પ્રભુ પ્રત્યક્ષ આપે તો તેને સાચા ગણવા અને તેમ ન બને તો મહેતાજીને ધૂર્ત પાખંડી જાણી સવારે શિરચ્છેદ કરવો એવી હઠાગ્રહપણાની આડય વચમા રાખી નરસિંહ મહેતાને ચારે બાજુ તરફ ઘેરો ઘાલી વચમા રાખ્યા હતા, મહેતાજીએ પોતે સાચા હોવાથી તેમ કરવા હિમ્મત બીડીને કહ્યું કે, પ્રભાતમા (વ્હાણુ વાતા) મ્હારા પ્રભુ મને સોનાની માળા (પ્રસાદીહાર) જરૂર આપશે જ, એવી ભરસભામા પ્રતિજ્ઞા કરી. પાછલી રાત્રી વ્યતીત થવા આવી તોપણ ચેની પુષ્પના હારની માળા પ્રભુએ ન આપતા ભક્તનુ વચન સંપૂર્ણ સત્ય કરવાને સારૂ વ્હાણુ વાય ત્યા સુધીની ઢીલ (વિલબ) કરવા માંડી. જેથી તે દૃઢ પ્રતીતિમા લગાર ખંડિતપણારૂપ પ્રતીતિ રાખી પોતાની પુત્રી કુવરબાઇને કહેવા લાગ્યા કે, આપણી સહાય પ્રભુએ ઘણીવાર કરી ખરી, પણ આ હાર આપવામાં ઢીલ (વાર) લગાડે છે તેથી માંડલિક રાજા આ સર્વ સભાની વચમા મને મારશે માટે હે બેટા, હવે હું તને આ આપત્તિ સમયે પણ શિખામણ દઉં છુ

કે, કદાચ મ્હારું મૃત્યુ થાય તો પણ તું એ શ્રીકૃષ્ણપરમાત્માને જ માતા, પિતા, દાદા, મામા, પીયર, મોસાળ આદિ સર્વમાં ગણીને તેમનો જ આધાર દૃઢ રાખજે. એ પ્રમાણે સંપૂર્ણ દૃઢ પ્રતીતિમાં જરાક વિશ્વાસ અંકિત થયો હતો—જો કે પ્રભુએ તો મહેતાજીના કહેવા પ્રમાણે હાર ભકતરાજને ભકતના કહેવા પ્રમાણે બ્હાણુ વાનાં જ આપ્યો હતો. પરંતુ મહેતા સરખાની દૃઢ વિશ્વાસની પ્રતીતિમાં રંચક ખામી રૂપ જણાયું. એ આવા શ્રેષ્ઠ ભકતનાં સંપૂર્ણ લક્ષણમાં વિપરીતતા દેખાડે છે.

(૨) દાખલો સપ્તપુરી જેવું મહાધામ શ્રીદ્વારિકાપુરી ત્યાં ઘણા કાળથી શ્રીદ્વારિકાધીશ હતા ત્યાંથી એ પ્રભુ ભક્તરાજ વિજય-સિંહ બોડાણાજીને માટે ભક્તની વયોવૃદ્ધતાના કારણે થયલી અશક્તિ-રૂપ તેના શ્રમને જાણીને પ્રભુએ પોતે પરિશ્રમ લેઇને એ પુરી છોડી બોડાણાજીને ગામે ડકોરજીમાં પધાર્યાની વાત જગતપ્રસિદ્ધ છે. પ્રભુ ભક્તને ત્યાંજ બિરાજે છે એ પ્રતીતિ જગતને થવા સારૂ બોડાણા-ભક્તના ધર્મપત્ની ગંગાબાઇને કહ્યું કે, ત્હારી સવાવાલપુર સોનાની વાળી (કટિ=નથની) છે તેટલા વજનપૂર હું થઇશ ને તું ગુમળીઓ આગળ ચોખ્ખું સ્પષ્ટ કહે જે કે, તમને શ્રીદ્વારિકાધીશપ્રભુની મૂર્તિના તોલ બરોબર સોનું તોળીને આપીશ. એ પ્રમાણે કહ્યા છતાં એ ગંગાબાઇને સંપૂર્ણ દૃઢ ભરોંસો શ્રીરણછોડરાય ભગવાનનો ન રહેવાથી કદાચ પ્રભુનાં સ્વરૂપનું વજન વધી પડશે તો હું વધારે સોનું ક્યાંથી લાવી આપીશ ? એવી શંકા રહી ને પ્રભુને વિષે દૃઢ સંપૂર્ણ પ્રતીતિ (વિશ્વાસ) માં લગારેક (જરા) અણપ્રતીતિ આવી, ને તે કારણે જો ઉલટું પરિણામ કદિ આવશે તો હું તરત પેટમાં છરી મારીને આત્મઘાત (પ્રાણહત્યા)

કરીશ. એટલા માટે ગંગાબાઈએ ડાકોરમાં શ્રીઠાકોરજીને તોલતી વખતે પોતાના પેટ ઉપર નાભિની નીચેથી ન્હાની તેજદાર અને અણી પાણીદાર, છરી એવી પોતાની જોડે રાખી પહેરેલા લુગડાં નીચે ખોસી રાખી હતી. જો કે પ્રભુએ તો પોતાનું વચન સંપૂર્ણપણે પાળી ભરસભામાં યશ આપનાને ભક્તરાજ ગંગાબાઈની લાજ રાખી હતી. પરંતુ જીવ સ્વભાવને લીધે હું કદાચ નહીં જીતું તો આ છરીવડે મ્હારા પ્રાણ હું મ્હારી મેળે કાઢી નાખીશ એવો અવિશ્વાસ પ્રભુવચન છતાં પ્રભુ ઉપર આણ્યો હતો.

(૩) નામદેવજી ભક્તરાજનો દાખલો ભક્તમાળ ને ભક્તિવિજયાદિક ભક્ત ચરિત્રોમાં પ્રસિદ્ધ છે. કથાભાગ એવો છે કે નામદેવજી શ્રીવિઠ્ઠલનાથજીના ભક્તરાજ હતા, તે દરજીના દીકરા છતાં ભગવદ્ભક્તિમાં અગ્રણી જેવા હતા. તેથી એ ભગવદ્ભજન નિષ્કામ ભાવે કરતા અને પ્રભુએ તેમને પ્રત્યક્ષ (સાક્ષાત્કાર) દર્શન અને સાક્ષાત્ અનુભવના પરચા ઘણીવાર આપેલા હતા. તેમની ભજન સ્મરણ કીર્તનની ભક્તિનો યશ પુષ્કળ ફેલાયાથી તેમના ઉપર ઈર્ષ્યા રાખનારા ભગવદ્ભક્તિરહિત જડ કર્મવાદી ઘણાહતા, તેમણે આ ભક્તરાજનો અતુલિત યશ પ્રભાવ સહન ન થઇ શકવાથી એ ભક્તના ઉપર ગોહત્યાનો ખોટો દોષારોપ કરવાને માટે નામદેવજીભક્તના ખેતરમાં મૃત ગાય મુકી અને એ ગાયની હત્યા નામદેવજીએ કરી છે એવી ખોટી અફવા ( વાત ) ચલાવી–નામદેવનું માન ખંડન થાય તે માટે ઘણા લોકોને ભેગા કર્યા. ભક્તરાજ નામદેવજી શુદ્ધ નિર્દોષ હતા. તોપણ જગતમાં પ્રસિદ્ધિ સત્યની કરાવવા સારુ નામદેવજીને મુખે એમ કહેવડાવ્યું કે એ ગાયનો વધ મેં કરેલો નથી. એ વાત જો

## દોહા.

સતી આદર દક્ષ ન કિયો ગુરુકો કીયો ન શક્ર;
ભગવત ઈચ્છા માનિયે, વાકે દિન અતિવક્ર. ૧૨૯

ખરી હોય તો ૪ ચાર દિવસમાં આ મૃતક ગાય સજીવન થશે એમ કહી પ્રભુનું નામસ્મરણ કરતા હતા. ભક્તદ્વારા બોલાવનાર પ્રભુનાં વચન ૪ દિવસની અંદર એ ભક્તખ્યાલમાં (ધ્યાનમાં) ન રહ્યાથી મૃતક ગાય કેમ ઉઠતી નથી ? એમ સંદેહ કરી પ્રતીતિમાં જરાક ખાંપણ પણ લાગે તેવી અશ્રદ્ધા રાખી હતી. ભગવતનામ સજીવન કરવાને સમર્થ છતાં સદ્ય થવા ન કર્યું. જો કે પ્રભુએ તો ભક્તનું વચન પૂરેપૂરૂં સત્ય કર્યું પરંતુ વચમાં જે અવિશ્વાસ લગાર ઉપજ્યો એટલું સંપૂર્ણ ભક્તના લક્ષણમાં ખામી જેવું ગણાયું. આ સર્વ દાખલાઓ આપીને દયારામભાઇ કહે છે કે, સર્વેશ્વર પ્રભુ સ્વતંત્ર છે. તે કોઈને વશ (આધીન) નથી. મ્હોટા મ્હોટા ભક્તોને પણ ક્વચિત્ ક્વચિત્ પ્રભુને વિષે પણ અવિશ્વાસ આવ્યો હતો.

૧૨૭–૧૨૮ આ બે દુહાઓ હસ્તાક્ષરની લિખિત પ્રતમાં કાઢી ગયલાં છે.

૧૨૯ (૧) સતી (શ્રીપાર્વતીજી) નો આદર તેમના પિતા દક્ષ પ્રજાપતિએ ન કર્યો. (૨) શક્રે (ઇંદ્રે) પોતાના ગુરુનું આદરસન્માન ન કર્યું. આ પ્રમાણે વિપરીત મતિ થવામાં ભગવદ્દઇચ્છા માનવી. જ્યારે દિવસ વાંકા (નબળા) આવ્યા હતા ત્યારે ઉલટ કૃતિ કરવાની મતિ થાય છે. અથવા બીજો અર્થ એવો પણ થઇ શકે છે કે પૂર્વ જન્મના અનુસાર ઈશ્વરે પોતાની ઇચ્છારૂપ અનિષ્ટ ફળ આપવા ધાર્યું હોય ત્યારે તેની મતિ ઉલટી થાય છે.

પંખિરાજ શ્રીગરુડજી, લહચો કાગતેં જ્ઞાન,
સાધેંસુ બઢે યહુ ખરી ગર્વ ભંગ ભગવાન. ૧૩૦

૧૩૦ પખ્ખી (બે પગવાળાં જનાવર પક્ષીઓ) માત્રના રાજા શ્રીગરુડજી શ્રીભગવાનનું વાહન તેને ગર્વ થયો કે, અનંત કોટિ બ્રહ્માંડના નાયક શ્રી ભગવાનનો ભાર હુંજ વહન કરવાને સમર્થ છું એવો ગર્વ (અભિમાન) થવાથી તથા શ્રીરામાવતારમાં શ્રીરામચંદ્રજી જ્યારે નાગાસ્ત્ર મંત્રનું માન રાખવાને સારૂ નાગપાશથી બંધાયા હતા ત્યારે નાગાસ્ત્રના પાશથી મુક્ત થવા ગરુડાસ્ત્ર મંત્ર શ્રીરામચંદ્રજીએ ભણી ગરુડજીને બોલાવ્યા ગરુડજી આવતાંજ નાગો (સર્પો) તરત જતા રહ્યા એ લીલા જોઈને પણ શ્રીગરુડજીને અભિમાન આવ્યું કે, હુ આવ્યો તો નાગાસ્ત્રના પાશથી શ્રીરામચંદ્રજીને મેં છોડાવ્યા ત્યારે છુટયા. માટે હું શ્રીરામચંદ્રજી કરતાં પણ શ્રેષ્ઠ છું. આવી વિપરીત બુદ્ધિ થઈ અર્થાત્ મોહે કરીને અજ્ઞાન ભાસ્યું હતું. એવા પક્ષી માત્રના રાજા ગરુડજીને થયલું અભિમાનરૂપ અજ્ઞાન નિવૃત્ત થવા માટે તે બ્રહ્મનું શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પોતાની રૈયત (પ્રજા) તુલ્ય કાગાકૃતિવાળા કાક ભુશંડીજી પાસે તે પ્રાપ્ત કરવા સારૂ જવું પડયુ હતું ને તેમના જ્ઞાનોપદેશે કરીને પછી પ્રભુનું યથાર્થ જ્ઞાન થયુ હતું ગર્વનો ભગ કરાવવાને સારૂ શ્રીભગવાને આ પ્રમાણે કર્યુ હતુ. આવા સાધુ ભગવદ્ભક્ત સદા શ્રીભગવાનની પાસે રહેવાવાળાને પણ અજ્ઞાને કરીને મોહ વર્ગ વધી જાય છે ત્યારે અન્ય સામાન્ય વૈષ્ણવોને થાય એમા કાંઈ નવાઇ જેવું ન ગણાય. પ્રભુસંબંધી સાધન સાધવાથી ઉચ્ચ પદની પ્રાપ્તિ થાય છે એ વાત ખરી, પણ મ્હોટા થાય છે ત્યારે અભિમાન વધે છે તે કારણે તેવાને ગર્વ હોવો એ ઉચિત નહિ એમ જાણી ભગવાન તે ગર્વ ભગ કરવા માટે તે જનો ઉપર અનુગ્રહ કરે છે.

કુમૃત્યુ સ્વજન બિયોગ દુઃખ કૃષ્ણકથાતેં જાય,
—— ઉગ્ર ધર્મ ઇતિહાસ સુનિ સુસંગ કરિ હરિ ગાય. ૧૩૧
સુનિ ભુશંડિ મુખ શિવ કથા, મૂલ દાસકો દાસ,

૧૩૧ મૃત્યુ (અકાળ મૃત્યુ) દુઃખરૂપી થયું હોય, તો તે ટળવાને માટે તથા સ્વજન સગાં કુલકુટુંબીવાળાં પોતાનાં સહોદર સંબંધીનો વિયોગ થયો હોય તો તે દુઃખ દૂર થઇ તેનો પુનઃ (ફરી) મિલાપ થવાને સારૂ ઉપાય એ છે કે, શ્રીકૃષ્ણ ભગવાનની કથા વાર્તા સાંભળવી. જુઓ પત્નીના પુત્રો દરીયામાં ડુબી ગયેલા હતા તે મૃતક પુત્રોને શ્રીકૃષ્ણે આણી આપ્યા હતા. વળી (૨) શ્રીદેવકીજીના મરણ પામેલા પુત્રોને પણ શ્રીકૃષ્ણે આ ણી આપ્યા હતા. અને (૩) દ્વારિકાલીલામાં બ્રાહ્મણના મરણ પામેલા પુત્રને લોકાલોક પર્વત ઓળંઘીને ભૂમાનારાયણના ધામમાં તે પુત્રો હતા ત્યાં શ્રીકૃષ્ણ ૮ આઠે આવરણ ભેદીને ગયા ને ત્યાં જઇને ત્યાંથી શ્રીકૃષ્ણે તે પુત્રને આણીને તે બ્રાહ્મણને આપ્યો હતો. (૧) ઉગ્ર (ઉગ્રસેન રાજા) ને ત્યાં આસુરી બુદ્ધિવાળો કંસ પુત્ર પ્રકટ થયો હતો. (૨) ધર્મ પ્રકટ થયા હતા. એ ઉભયના ઇતિહાસની કથા સાંભળવી અને સત્પુરુષનો સંગ (સુસંગ) કરી શ્રીહરિને ગાવા (પ્રભુનું નામ સંકીર્તન ગુણ ગાન કરવું) અથવા આ બન્ને કડીનો ભેગો અર્થ એવો પણ નીકળે છે કે, ઉગ્ર ધર્મ એટલે સાધારણ દૈહિક આ (વર્ણ અને આશ્રમના) ધર્મ વર્ણનની કથા કરતાં પણ અતિશય શ્રેષ્ઠ ધર્મ (આત્મધર્મ, અથવા ભગવત્ધર્મ) પરત્વની કથા, જેમાં હોય તેવા ઇતિહાસ સાંભળી ( સત્પુરુષદ્વારાએ શ્રવણ કરી ) તે શ્રી ભગવાનના ગુણાનુવાદ ગાવા એવો પણ અર્થ થઈ શકે છે.

૧૩૨ ગરુડજી ભગવદ્ભક્ત, વાહનને ( પાર્ષદરૂપ હતા તેમણે )

મોપુર એ વક્તા સુ કા નહિ માત્સર્યાભાસ ૧૩૨
હરિશ્ચંદ્ર નલ પાર્થ સહ, પત્ની ભયે પરાધીન
પુન્યશ્લોકી ભક્ત હરિ, તું વહા કે રતિહીન ? ૧૩૩

કાગ ભુષંડીજીના મુખ થકી કલ્યાણકારી કથા સાભળીને નિર્ણય કર્યો છે, હુ તે પરાત્પર શ્રીપુરુષોત્તમનો દાસાનુદાસ છુ મ્હારા પુરમા આવી શ્રી ભગવત્કથા કહેનારા વક્તા મારા પ્રારબ્ધ યોગે મળેલા નહિ હોવાથી મ્હારામા અજ્ઞાને કરીને મિથ્યા માત્સર્યરૂપી દોષ આવેલો હતો અથવા મેં આવા સત્પુરુષોનો સમાગમ પ્રથમથી જો કર્યો હોત તો મને કદિ પણ આવુ અભિમાન (ગર્વ) આવત જ નહિ અને સદા એમ જ માનત કે હું તો શ્રીરામચદ્રજીનો દાસાનુદાસ છુ તે ભગવાન ક્યાં ? અને તેમની સમતાના લેખામા હું ક્યા ?

૧૩૩ સત્યવાદી હરિશ્ચદ્રરાજા, અને પુણ્યશ્લોકી નળરાજા સરખાને તથા અર્જુનને એ ત્રણે જણને પોતાની પત્ની (સ્ત્રી) સહિત પરાધીનપણે રહેવાનો પ્રસગ ભાવિયોગે આવી પડેલો હતો તેઓ અન્ય સાધન માર્ગે તે સાધન ઉપર બળ રાખનારા હતા પરતુ તું તો શ્રીહરિનો ભક્તિવાળો ભક્ત છે ત્યારે તારૂ રતિ (એટલે પ્રારબ્ધ) શુ તેમના કરતાં હીણુ (ઓછું=મદ ભાગ્ય) છે ? ના નથી જ, કેમકે તારામાં એક વિશેષ રીતે પ્રભુનો અનુગ્રહ થવાનુ મુખ્ય કારણ એ રહ્યુ છે કે તારી રતિ (પ્રીતિ) તો તે પ્રભુ ઉપર જ છે અને પ્રભુ પણ ત્હારા ઉપર રતિ (સ્નેહ) રાખે છે એ પ્રેમ લક્ષણા ભક્તિ પ્રભુ પરત્વે રતિ (ચઢીઆતી) પુર જેટલી પણ કાઈ ઓછી નથી બીજો સરળ અર્થ એવો થાય છે કે, મ્હોટા મ્હોટા સત્યવાદી હરિશ્ચદ્રરાજા, શ્લોકી નળરાજા અને શ્રીકૃષ્ણભક્ત સખા અર્જુન આ ત્રણેને પત્ની

સુથરા દિલ વેસાહિ રખી જેસા આગે થા,
માનું ધાગા મૂંજકા પાયા હી ના થા. ૧૩૪

સહિત પરાધીન દશા પ્રારબ્ધ યોગે ભોગવવી પડી છે ત્યારે તેમની આગળ હું તો ભાગ્યહીન એવો, તેની તો વાત જ શી કરવી?

૧૩૪. ઉક્ત (દષ્ટાંત) રૂપ એવી આખ્યાયિકા છે કે, એક સુથરા નામનો ભગવદ્દભક્ત હતો તે હમેશાં તીર્થાટન કરતો હતો. તે હમેશાં અનેક તીર્થો પુરીઓ, ધામો, અને પુણ્ય ક્ષેત્રોમાં જઈ ત્યાં દરેક ઠેકાણે ૩ ત્રણ રાત્રિ પર્યંત રહેતો, તે ભગવાનનું ત્યાં ધ્યાન, જપ, પાઠ, સ્તુતિ ઇત્યાદિ ભગવતધર્મરૂપ કર્મો કરતો હતો. વૈરાગ્યવંત પણ હતો. પોતાની પાસે કંઈ પણ પદાર્થ માયિક પ્રપંચનો તે રાખતો નહીં હતો. એક સમયે અરણ્યમાં જતાં માર્ગમાં એક રસી (દોરડું) પડેલી તેણે જોઇ. ત્યાં કોઇ પણ મનુષ્યની વસતિ ન હોવાથી ઘણી વાર સુધી કોઇ માલીક મળે તો તેને તે સોંપીને જવા સારૂ ત્યાં કેટલાક દિવસ પર્યંત રહ્યો. પણ કોઇ માલીક પેદા ન થયો ત્યારે તેણે તે દોરડું પોતાની પાસે રાખ્યું ને ચાલવા માંડયું. વરસાદ તે સાલ પડેલો નહી ને ઉન્હાળાનો દિવસ હતો તેથી માર્ગમાં જળાશયો (તળાવો, સરોવરો, નદીઓ વગેરે)માં પણ પાણી સુકાઇ ગયલુ હતું જેથી બહુ દૂર છેટે ગયો ત્યારે ૧ કૂવો ઉંડો જેમાં જળ હતું તે સુથરાની નજરે પડયો. ત્યાં પાણી કાઢવામાં પેલુ દોરડું સહાયક ઉપયોગી કામમાં આવ્યાથી તેણે તે દોરડાનો આશ્રય ધારણ કર્યો. ને મનથી માન્યું કે જો આ દોરડું મને જડયું ન હોત તો તષાતુરના ભારે કષ્ટમાંથી મ્હારૂં મરણ થઈ જાત. એમ જાણી તે દોરડાની ઉપર તેણે આધાર રાખ્યો પણ દોરડું સરજનહાર, અને દોરડું જે જે પદાર્થોથી

બને છે તે વસ્તુમાત્રને ઉપજાવનાર, તથા દોરડુ મેળવી આપનાર, એવા જે પ્રભુ તેની ઉપર આધાર ન રાખ્યો તેથી ઈશ્વર ઇચ્છાએ એનો યોગ આવ્યો કે, ખાધે ભરાવેલુ પેલું દોરડ રસ્તે જતાં અજાણે ભૂલથી કોઇ ઠેકાણે પડી ગયુ કે કા તો તે કૂવા ઉપર જ તે ભૂલી ગયો. રોજનો મ્હાવરો દોરડાને સાથે રાખવાનો પ્રથમથી ન હતો જેથી તેને તે દોરડાનું ભાન પણ ન રહ્યું આ પ્રમાણેની સ્થિતિમા તે દૂર ચાલ્યો ગયો ગિરિ પર્વત ગુફા નદી ટેકરા વગેરે ઉતરીને બીજી મજલે જ્યારે પહોચ્યો ત્યારે તેને તૃષા પુષ્કળ લાગી પણ કૂવો કે વાવ ઇત્યાદિ જળાશય દૃષ્ટિએ ન પડયુ જેથી તે કૂવો શોધતો હતો એટલામાં પ્રભુ ઇચ્છાએ એક કૂવો નજરે પડયો ત્યારે તેણે તેમાથી જળ કાઢવાને માટે પેલું જડેલુ દોરડુ સભાર્યું ત્યારે પોતાની પાસે દોરડુ ખોળવા લાગ્યો તો દોરડુ ન મળે ત્યારે તે બહુ નિરાશ થઇ ગયો, અને તે દોરડ કયાં પડી ગયુ કે કાં તો તે કૂવા ઉપરજ ભૂલથી રહી ગયુ તેનો વિચાર ઉડો કરવા લાગ્યો—છેવટે તેને સ્મૃતિ આવી કે, ખરેખર તે દોરડુ પેલો અઘોર વનમા જે કૂવો હતો તેના પરથાર ઉપરજ હુ ભૂલી ગયો (વિસરી ગયો) હવે જો તે ઠેકાણે પાછો જાઉ તો તે અતિશય દૂર છે, વળી મને તૃષા પણ પુષ્કળ લાગી છે, બહુ ચાલ્યાના પરિશ્રમને લીધે થાકી પણ ગયો છુ છતા કદાચ પાછો જવાની હિમ્મત રાખુ તો પણ તે કુવો હવે જડશે કે નહીં ? એવા બહુ લાબા વિચારમા પડી ગયો તૃષાતુરતાથી જીવ પણ ગભરાવા લાગ્યો પછી વિચાર કર્યો કે, પ્રભુએ જ મને તે દોરડુ મેળવી આપ્યુ હતુ,ને તે મળતા પહેલા પણ મારો નિર્વાહ ચાલતો હતો પણ મે તે પ્રભુનો આશ્રય છોડી તે દોરડાનો આધાર રાખ્યો તેથી આ વિપત્તિમા હુ આવી પડયો એમ નિશ્ચય કરી તે દોરડાની કાળજી (ચિંતા)

મન મરકટકે પગ ચુભ્યોં જદપિ અનાદર શોભ,
તદપિ નચાવત શઠ હઠી નિપટ કલદર લોભ. ૧૩૫

છોડી દઇ તેણે પોતાના દિલને (મનને) બોધ કર્યો કે, હે સુઘરા, તું પ્રથમ તો દોરડા રહિતજ હતો ત્યારે પણ ત્હારો કાળક્ષેપ થતો હતો. એમ જાણી તું તે સર્વેશ્વર પ્રભુનો દૃઢ આધાર રાખ. પ્રભુ તને સર્વે કાંઈ આપશેજ. એમ નિશ્ચય કરીને આગળ ચાલવા લાગ્યો. તો તે દેશ તરફ પ્રભુની ઇચ્છાથી પુષ્કળ વરસાદની હેલી થયલી હોવાથી ત્યા સર્વત્ર સ્થળે ખાડાઓ, તળાવો, કુવા, વાવ્યો, હોજ વગેરે પુષ્કળ પાણીથી ભરપૂર હોવાનુ નજરે પડયુ. ત્યાં તે વનમા વૃક્ષો કંદમૂળ ફળફૂલ બાગબગીચા પ્રફુલ્લિત જણાયા અને અનેક પક્ષીઓનો કલરવ પણ શ્રવણે પડવા લાગ્યો આથી એકદમ અણચિંતવી આનંદદાયક તે સ્થાનની શોભા જોઇ તે બહુ વિસ્મિત થઇ ગયો, ત્યાં તાપ, શ્રમ અને ક્ષુધા તૃષા નિવૃત્ત થવાના સર્વે સાહિત્યો હાજર જાણી ત્યાં ખાનપાનાદિ કરી વિશ્રામ લીધો અને તે પછી પ્રભુનો દૃઢ આશ્રય જ સદા રાખવા નિશ્ચય કર્યો ને પ્રથમ થયની દોરડારૂપી ચિંતાનો ત્યાગ કર્યો

૧૩૫ મનરૂપી મરકટ માંકડા ને મદિરા પાઇ મસ્ત કર્યો હતો વળી પગે વીંછી કરડયો તેની તેને પીડા ચ તુ છે તોપણુ મદારીને તે વાતની વીંછીના દશની બળતરાની કાંઇ ખબર નહિ હોવાથી તે તેને બરોબર નાચનો ખેલ કરાવવા માટે તે હઠાગ્રહ કરે છે કેમકે જો આ વાનર માંકડુ જો બરોબર રમત નહિ કરે તો મને આ તમારો જોવા એકઠા થયલા લોકો કાંઈ ધનાદિ આપશે નહીં તેથી તે મદારી તેના માકડાને વારંવાર શિક્ષારૂપ દંડ દે છે સિદ્ધાંત એમ

જાનવાને માટે ભક્ત કવિ વર્યે મનને માંકડા જેવું કલ્પ્યું છે કારણ કે મનનો વેગ વાયુ કરતાં પણ વધારે છે અને એક ક્ષણુમાં અનેક મનોરથો કરવાવાળું છે તથા મોહમાયા અહંતા મમતા અજ્ઞાનાદિને વશ થાય એ રૂપી મદિરા પીધી છે. મનને આડે માર્ગે જતુ રોકવાની સલાહ આપનાર મનના ઉપર સત્તા ભોગવનાર તથા સારા માઠાનો નિશ્ચય કરનાર તેના ઉપર બુદ્ધિ છે તે બુદ્ધિરૂપી મદારી છે તથાપિ તે બુદ્ધિ પણ ઘણે ભાગે પોતાના મને નિશ્ચય કરેલા સ્વાર્થરૂપ લોભ લાલચમાં ફસાય છે જેવી રીતે પેલા માંકડાને થતી વેદનાને કે તેની વિકલિત સ્થિતિને જાણવાને અંતર્યામી નથી, તેમ આ બુદ્ધિ પણ મનમાં ઉઠેલી વિવિધ તૃષ્ણાઓરૂપ ઉઠેલી ઊર્મિઓને કે તેણે મનમાં કરેલા તર્ક વિતર્કોને પણ તે બુદ્ધિ જાણવાને સર્વજ્ઞ નથી. સારા માઠા પરિણામિક બાધા ફળ જાણવાની તે બુદ્ધિને પણ ખબર હોતી નથી. મને ધારેલી તૃષ્ણાઓમાં વીંછી જેવો દંશ કરી સાલનાર ચિંતારૂપી વીંછી કલ્પ્યો છે. મનના વિવિધ પ્રકારના તરંગો રૂપ તૃષ્ણા મનોરથો-રૂપી ચિંતા તે પેરે પેરે નિરંતર સાલ્યા કરે છે. યદ્યપિ તેને મદારીરૂપી બુદ્ધિ તેવા અયોગ્ય મનોરથો ન કરવા માટે તેનો અનાદર કરે છે તથાપિ કોઇ કોઇ વખતે તો તે માંકડારૂપી મન અને મદારીરૂપી બુદ્ધિ એ બન્ને સ્વાર્થરૂપી લોભને આધીન થઇ એકમેકને મળી જઇને પણ વિપરીત ખેલ કરવાને કટિબદ્ધ (તૈયાર) થાય છે. અને તે બુદ્ધિ (મદારી) મન (માંકડા) ને નચાવે છે. આ સર્વમાં મુખ્ય દોષરૂપ લોભને કલ્પ્યો છે. માટે સર્વ દોષમાં અર્થ કામનાવાલા લોભનો ત્યાગ કરવો એ ફલિતાર્થ છે.

૧૩૬ આ દુહો ૧૩૪ અને ૧૩૫ બન્નેના સિદ્ધાંત તાત્પર્યરૂપને

જયહાં સંતોષ વહાંહિ સુખ, જયહાં તૃષ્ણાં વહાં તાપ.૧૩૬
ચિંતા કાહૂ બાતકી મહાપ્રભુ કહિ મત રાખિ,
બ્રહ્મસંબંધ ચિંતામનિ તુવ હિય દિન જિન ભાખિ૧૩૭
તેં સબ અરપ્યોં કૃષ્ણકો તોકૂં રહી કા આંચ,
તોહિ રહી જો આંચ તો લો ન સમર્પન સાંચ ૧૩૮

---

સમજાવનારો છે. જ્યાં પ્રભુના ઉપર દૃઢ યકીન વિશ્વાસ છે ત્યાં સદા પ્રભુ તેની નજીક છે જ. જ્યાં લોભ હોય ત્યાં સર્વ પ્રકારના દોષ અનર્થરૂપ પાપનો વાસ જાણવો એટલે લોભે કરીને પાપ કર્મ કરવાની મતિ પ્રવૃત્ત થાય. જેની સંતોષ વૃત્તિ છે તેને તેમાં સુખમાત્રનો ભંડાર રહેલો હોય છે. અને જે તૃષ્ણાવંત છે તેને જરૂર તાપ ( શોચ, પરિતાપ, ચિંતા) થાય જ.

૧૩૭ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી ( શ્રીઆચાર્યમહાપ્રભુજી ) એ નવરત્નગ્રંથે પોતાના વૈષ્ણવોને આજ્ઞા કરી છે કે, કોઈ પણ વાતની ચિંતા લૌકિકની, કે અલૌકિકની તું ન કરીશ. કારણ કે બ્રહ્મનો સંબધ તને કરાવ્યો છે. એ પરાત્પર પરબ્રહ્મનો સંબંધ ચિંતામણિ જેવો ઇચ્છિત સર્વ મનોરથોને પૂર્ણ કરી સર્વ અભીષ્ટ ફલનું દાન કરવાળો છે. માટે તું ત્હારા હૈયામાં દીન થઇ પ્રાકૃતજનને તું તે કહીશ નહીં. પ્રાકૃત ક્ષુદ્રજનો આગળ તું ગરીબાઈ દેખાડીને તેમને પ્રાર્થીશ નહીં.

૧૩૮ તે બ્રહ્મનો સંબંધ કરતી વખતે સર્વાત્મનિવેદન કરી શ્રીકૃષ્ણ ભગવાનને તે સર્વસ્વ સમર્પણ કરેલું છે તેથી હવે કોઇ પણ પદાર્થનો તું માલિક ન રહ્યો. પણ સર્વેશ્વર પરબ્રહ્મ પરમાત્મા તેજ સર્વના સ્વામી માલિક થયા ત્યારે તું કોઇનો પણ માલિક ન રહ્યો ત્હારી

બહુત યત્ન કરિ મિલાવે' સહજ હિ મેં સો ખોય,
અટપટી લીલા વ્રજેશકી, સમુઝી પરે ન કોય. ૧૩૯
કોડીપે ચિત ના ધરે. સો કોરી લગિ રોય.
ઉદાર કૃપન ન કોઇ જગ હરિ પ્રેરી મતિ હોય. ૧૪૦

---

સત્તા માત્ર છુટી ગઇ ત્યારે હવે તેવી પરાઇ સત્તાવાળા માલિકના પદાર્થોને વિષે તારે ચિંતા કરવાનું શું પ્રયોજન છે ? ઉછીતી માગી આણેલી વસ્તુ તે માલીકને પાછી સોંપી આવ્યો, ત્યારપછી તે વસ્તુનો તે માલિક તેને જેમ યોગ્ય લાગશે તેમ તેની તે વ્યવસ્થા કરશે. હવે તારે તેની ફીકર શા માટે કરવી પડે ? તારે કાંઇ પણ પરિતાપ કરવાની જરૂર જે નથી. છતાં જ્યારે તને તેને અર્પણ કરેલા પદાર્થની ચિંતારૂપી અગ્નિનો તાપ રહ્યો ત્યારે તે વસ્તુનું મન કર્મ વચને સત્ય સંકલ્પ સર્વાત્મનિવેદન (સમર્પણ)પ્રભુને કર્યું જ નથી માટે તને ચિંતા રહે છે.

૧૩૮. સર્વે કોઇ શાહુકારના દીકરા છે અર્થાત્ પ્રભુના દીકરા છે. કેમકે પરમાત્મા તે સર્વના આત્મા છે. અને આત્મા માત્ર પરમાત્માના અંશભૂત છે ને પરમાત્મા અંશી છે એ પરમાત્મસ્વરૂપ આત્મા સર્વ દેહધારી માત્રમા બિરાજે છે માટે આત્મારૂપી ધન સર્વની હૃદયગુહા પ્રદેશમાં રહેલુ હોય છે, પરતુ જેણે પોતાનુ હૃદય ખોલીને તપાસીને જોયુ નથી. તે એ તત્ત્વરૂપ ધનની જેણે ખોજ તપાસ કરી ન હોય તે કંગાલ દરિદ્રીની પેઠે ફરે છે.

૧૩૯. જે બહુજ પ્રયત્ન મહેનતે કરીને જે મેળવે છે તે પુરુષ સહેજના તે ખોઇ પણ નાખે છે તે વ્રજેશ વ્રજના ઇશ શ્રીકૃષ્ણ પરમાત્મા છે તેમની લીલા અટપટી છે. અકલિત=ન જાણી શકાય, કે ન સમજી શકાય તેવી છે.

૧૪૦. જે ત્યાગી તીવ્ર વૈરાગ્યવંત હોય જેણે સર્વ માયિક પ્રપં-

હરિ રુચિ બિન કછુ હુ ન ભયો રુચિ બિન કછુ હુ ન હોત,
રુચિ બિન કછુ ન હોય ગો–મૂઢ કાહે કો રોત ? ૧૪૦
કીયો હોત સબ કૃષ્ણકો, કછુ કરિ સકે ન કોઈ,
તહુ અતિ સૂક્ષમ રૂપ જિય તાસુ ભ્રમન તો હોઈ. ૧૪૧

ચનો ત્યાગ કરેલો હોય. એટલે કરોડો રૂપિયા જેવી મિલ્કતમાં પણ જેની લેશ માત્ર પણ તૃષ્ણા જેના ચિત્તમાં ન હોય તેવા પુરુષ પોતાની કરોડો રૂપિયાની મિલ્કતો પરમાર્થરૂપમાં ખર્ચી નાખી સંગ્રહરહિત વર્તતા હોય છે તે પણ કોઇ સમયે નજીવી કીંમત જેવી કોડીરૂપ ક્ષુદ્ર પદાર્થને મેળવવાને માટે રુદન કરતા હોય એવો પ્રસંગ પણ આવે છે. માટે વિશ્વમાં કોઇ ઉદાર કે કૃપણ પણ નથી એમ માનવુ, જે કાળે જેને જેવી ગતિ બુદ્ધિ પ્રભુ આપે છે, પ્રેરે છે, તે કાળે તેની તેવી વૃત્તિ થઇ તે પ્રમાણે તે કરે છે. આ ઉપરથી એ સિદ્ધાંત સૂચવે છે કે, સર્વમાં થવામાં, ને ન થવામાં ઉભયમાં પ્રભુજ બુદ્ધિના પ્રેરક રહેલા છે.

૧૪૦ શ્રીહરિની રુચિ ઇચ્છા=મરજી વિના કાંઈ પણ થયું નથી. અને તેમની ઇચ્છા વગર કાંઈ પણ થતું નથી. તેમ તેમની મરજી વગર કાંઇ પણ થઇ શકનાર નથી. નિશ્ચય છે. માટે હે મૂઢ અજ્ઞાની =મૂર્ખ ! તું શા માટે રડે છે ?

૧૪૧ સર્વ ઠેકાણે શ્રીકૃષ્ણનું કર્યું તે જ થાય છે. કોઈપણ કાર્ય કાંઈ પણ કરવાને અન્ય કોઇ પણ સમર્થ થઇ શકતા નથી. તો પણ આ વાત બહુ સૂક્ષ્મ સમજણની હોવાથી તેનાં ભેદને તેવાં સ્પષ્ટ અને સંપૂર્ણ રૂપને જીવ જાણી શકતો નથી. તેટલા માટે જીવની મતિ ભ્રમણ થાય છે.

ચૂક અરુ ચિંતા યહ દુહુ જીયકો ધર્મ સુ હોઈ,
હરિ મિટાવે તો મિટે, જિયતેં મિટે ન કોઈ. ૧૪૨
હરિ બિન ઔસુ બનેં ન કછુ સબકુ ન ઇહ દઢ હોઇ,
તાપ ટારનોં હોય હરિ, તબ કર્તાપન ખોઇ. ૧૪૩
કલહ દુઃખ નારદ દુર્વાસા ન અઘતાપ,
હરિ આયસ કુલ ક્ષય તહૂ પાર્થ કલેશ રુચિ આપ ૧૪૪

---

૧૪૨ ચૂક ભૂલ અને ચિંતા, એ બન્ને જીવના ધર્મ છે માટે જીવના સ્વાભાવિક ધર્મથી તે થાય છે. જ્યારે શ્રીહરિ મટાડે ત્યારે જ તે માટે છે. પણ જીવથી સ્વતંત્રપણે પોતાની મેળે એ મટી શકતા નથી.

૧૪૩ શ્રીહરિની સત્તા ઇચ્છાને પ્રેરણા વગર મ્હારાથી કાંઇપણ બની શકતું નથી. એ વાત નિશ્ચય છે. તથાપિ સર્વને તેવું સંપૂર્ણ દઢ જ્ઞાન હોતું નથી. અથવા તેવી દઢ મતિ સદા રહેતી નથી. જ્યારે શ્રીહરિને તાપ ચિંતા ટાળવી હોય ત્યારે જીવ પોતાનું કર્તા-પણું ખુવે છે.

૧૪૪ દેવમુનિ નારદજીનો સ્વભાવ બીજાને દુઃખ આપવારૂપ કૌતૂહલ કરી એકમેકની સાથે પરસ્પર કલેશ કલહ કકાસ કરાવવાને તેમાં તેમનું પ્રિયપણું રાજીપણું હોય છે. દુર્વાસા મુનિનો સ્વભાવ સહજ અપરાધ ઉપર અતિશય ક્રોધ કરી શાપાદિક દઇને બીજાને દુઃખ દેઇ તાપ કલેશ કરાવવારૂપ પડેલો છે. એમાં પણ શ્રીહરિની ઇચ્છા હોય છે. જુઓ તે શ્રીકૃષ્ણ ભગવાને પોતાનાજ યાદવકુળનો સંહાર કરવાની ઇચ્છા કરી, પરસ્પર પછી યાદવકુળનું નિકંદન કર્યું. પાર્થ અર્જુન સરખા પોતાના સખાને તેની ઇચ્છા વિરુદ્ધ મહાભારત જેવું યુદ્ધ

અચિંત્ય અતર્ક્ય અટપટી અસંભવ અકલ અનૂપ,
કહ્યુ હુ ન કહત બને સમુઝિ હરિ ઇચ્છા ઈહરૂપ. ૧૪૫

કબિત

ચાહે સોહી કરે કૃષ્ણ હે બાત સાંચી
પે સો મુનિ પુષ્ટિ દાસકો કરનો નાંહિ હે
નિજ દ્વેષી બિમુખકો ધર્મકો અધર્મ કરે,
અધર્મકો ધર્મ તાકુ પરે પાય છાંહિ હે.
કરન ઔર પાંડવ એ દોહુકો દષ્ટાંત દેખો,
ભક્તકો ન નાશ કૃષ્ણ કહ્યો ગીતા માંહી હે.
અતિ બડા અપરાધી તોહૂ શ્રીજી છોડ ના
દયાપ્રભુ શ્રીબલ્લભ ગ્રહી જ્યાકી બાંહી હે. ૧

કરાવવુ તેમાં તેને ક્લેશરૂપ દુઃખ કરાવ્યું પણ તેમાં તેના પરિણામિક હિતરૂપ ફલ આપવાની પ્રભુ શ્રીકૃષ્ણની ઇચ્છા હતી, તે પ્રમાણે જ બન્યુ.

૧૪૫ જે ચિંતનમાં પણ આવી ન શકે, ચિતવ્યામાં એટલે બુદ્ધિમાં પણ ન આવે તથા જે તર્કમાં પણ આવી ન શકે એવી અટપટી સમજણ ન પડે તેવી અને જે વાત સંભવી પણ ન શકે તેવી તથા બીજાને તે કળ્યામાં જાણ્યામાં પણ ન આવે તેવી અને જેની ઉપમા પણ બીજાને આપી ન શકાય તેવી કાંઇ પણ કહી ન શકાય વર્ણી ન શકાય કે કાંઇ પણ સમજણમાં ન ઉતરે કે પ્રભુની આવી ઇચ્છા છે કે તેનું આવુ રૂપ લક્ષણ છે. શ્રીકૃષ્ણ ચ્હાય તે જે ઇચ્છે તે કરવાને ઐશ્વર્યવંત છે કેમકે કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સર્વ કરવાને સદા સ્વતંત્ર સમર્થ છે, સર્વ પ્રકારની ઇશ્વરતા તેમાં

હોવાથી તે સર્વેશ્વર કહેવાય છે એ ઇશ્વરના પણ ઇશ્વર પરમેશ્વર છે. આ વાત સાચી છે કે–એ ઇશ્વરની સહાયતા હોય તોજ સર્વ કોઈ કાર્ય કરવાને શક્તિવંત થાય. પણ એવું સાંભળીને પુષ્ટિ અનુગ્રહી શ્રીકૃષ્ણદાસે કોઇનો ડર રાખવાનો નથી અર્થાત્ નિર્ભય રહેવાનું છે. શ્રીકૃષ્ણે પોતાના દ્વેષી જનોને તથા પોતાથી વિમુખ રહેલા અધર્મી જનોને પણ ધર્મરૂપ માની તેની સુગતિ કરી છે. દ્વેષી જનો–જેમકે–કંસ શિશુપાલ, પૂતના બકી ઇત્યાદિ ભગવતવિમુખ પડેલા જનો વ્યાધ પારધિ સામકી વેશ્યા ઇત્યાદિ ગણિકા, ભીષ્મપિતા અધર્મ કૃતિવાળાજનોનો ધર્મરૂપ માની તેને પણ સદ્ગતિ આપી છે. વસુદેવજી પિતા તે શ્રીકૃષ્ણના હિતાર્થે અસત્ય બોલ્યા છતાં તે પરધર્મરૂપ ગણ્યું. પાંડવોએ વેદવિરુદ્ધ કેટલીક કૃતિઓ કર્યા છતાં અધર્મ ન ગણી અર્જુને પોતાનાં બહેન (સુભદ્રા) ઉપર વિષયવાસનાની વિકારવાળી બુદ્ધિ ધારણ કરી હતી છતાં તે અધર્મરૂપ ન ગણતા તેને અનુકૂળ થયા હતા. જેમને પગે પડવાથી નમન કરવાથી છત્રરૂપ છાયાની પેઠે સુખ મળે છે. ૩ કરણરાજા–દરરોજ સવા મણ સુવર્ણનું બ્રાહ્મણોને દાન દેતા આપતા હતા. આવા ધર્મિષ્ઠ છતા તેને પરમપદની પ્રાપ્તિ ન આપી એવા દાખલા અનેક છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન પ્રત્યે સ્પષ્ટ કહ્યું છે કે, તુ ભર સભામાં બન્ને ભુજા (હાથ) ઉંચા કરીને નિડરપણે કહે જે કે, શ્રીકૃષ્ણના ભકતનો કદિ પણ નાશ થતો નથી. એકવાર શ્રીકૃષ્ણે જેનો સ્વીકાર અંગીકાર કર્યો હોય તે શરણાગતજન કદિ પાછળથી અતિશય મ્હોટા અપરાધો કરે તો પણ તેને શ્રીજી કદિ પણ છોડતા નથી જ, દયારામભાઈ કહે છે કે જેની બાંહ્ય શ્રીકૃષ્ણપરમાત્માના પરમપ્રિય શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ઝાલેલી છે તેનું કદિ પણ અહિત કે અશુભ થનાર નથી જ.

### દુહા.

ભક્ત અહિત બિન ચાહિ સો કરિ ઇશ્વર સુસમર્થ,
યોં ન કહેં તો પ્રતીતિ ટરિ તાબિન હુઇ સબ વ્યર્થ. ૧૪૬
નિજજન અતિ અપરાધ કછુ દેખિ દેઇ કછુ દંડ,
પૈ કરતેં છોડે ન હરિ, છોટે વ્રત હુઇ ખંડ. ૧૪૭
અહં મમ અસહન જલ્પ અતિ, અનીતિ હરિ ન અનુકૂલ,
પ્રપંચ રતિ હરિભજન ના દુઃસંગ નોં દુઃખ મૂલ. ૧૪૮

---

૧૪૬ ઇશ્વિર ચહાય તે પોતાને જેમ ગમે તેમ, પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ કરવાને સમર્થ છે, તથાપિ તેમનાથી કદિ પણ ભક્તનું અહિત તો થઇ શકતું જ નથી. એટલે ભક્તનું અહિત થાય એવું તો કદિ પણ ચ્હાતા જ નથી. જો એ પ્રમાણે ન કહીએ તો ભક્તને પ્રભુની પ્રતીતિ વિશ્વાસ ન રહે, અથવા એવો પણ અર્થ થાય કે જો એ પ્રમાણે પ્રભુ ન કરે તો પ્રભુની ઉપર ભક્તજનનો વિશ્વાસ પ્રતીતિ ન રહે અને પ્રતીતિ ન હોવાથી અવિશ્વાસ આવ્યાથી ભક્તનું સર્વ મિથ્યા થઇ જાય.

૧૪૭ ર પ્રભુનું દૃઢ પણ વ્રત–અથવા પ્રતિજ્ઞા એવી છે કે, એક વાર પ્રભુએ જેનો હાથ પકડયો સ્વીકાર્યો તેને પ્રભુ કદિ પણ છોડતા નથી. જો છોડે તો તે પ્રભુની ટેકમાં ખંડિતપણું થાય. ૨ પ્રભુ પોતાના જનના જો કદી બહુ અપરાધ દોષ હોય ત્યારે તે જોઇને તે ભક્ત ઉપર અનુગ્રહ કરવાને માટે પોતે તેને શિક્ષાદંડ દે છે.

૧૪૮ અહંતા, મમતા, અને અસહનતા, તથા જલ્પ વિતંડાવાદ કરનારા, અથવા અસત્ય=મિથ્યા ભાષણ કરનારા તથા અતિભાષણ કરનારા અથવા અતિશય અનીતિ કરનારા એવા જનો શ્રીહરિને અનુકૂળ

## દોહા.

જ્યોં જ્યોં કરે સુ કરન દે–સબ સમુઝત બ્રજનાથ,
ઇક કાંટા ઇક કતરની, દોહુ હરિકે હાથ. ૧૪૯

પસંદ હોતા નથી. અથવા શ્રીહરિસંબંધી ધર્મ ભગવતધર્મ જેહને પ્રિય હોતો નથી અને પ્રપંચથી મુક્ત થઈને શ્રીહરિનું ભજન કરતા નથી. અને અસત્ પુરુષનો સંગ કરે છે ને સર્વે દુઃસંગનાં મૂળ છે અથવા એ ૯ નવ પ્રકાર દુઃસંગનાં મૂળ કહેવાય છે. ૧ સર્વ પ્રકારના તાપ આધિભૌતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક એમ ૩ ત્રણ પ્રકારના મુખ્ય તાપના પેટામાં સમાવેશ થઈ શકે એવા પેટા પ્રકારરૂપની શાખાના અનેક સંતાપનાં દુઃખ હોય છે તે તમામને ટાળવાનો શ્રેષ્ઠ ઉપાય રૂપ ઔષધ શ્રીકૃષ્ણપરમાત્માનું નામ છે. જે એ ભગવાન્ નુ સ્મરણ જપ કરે છે તે સર્વ ચિંતાથી મુક્ત થઇ નિર્ભય ભયરહિત થાય છે એમ પાંડવગીતામાં કહેલું છે. ૨ વળી શ્રીહરિને વિષે સ્મૃતિ રાખે પ્રભુને ન ભૂલે અથવા શ્રીહરિનું સ્મરણ ચિંતન કરે તો તેની સર્વ વિપત્તિઓ સારી રીતે મટી જાય છે. ૩ શ્રીકેશવભગવાન સર્વ પ્રકારના કલેશોનો નાશ કરનારા છે.

૧૪૯ સર્વ દુઃખોને નાશ કરનારા શ્રીમાધવ ભગવાન છે. ગ્રંથની સમાપ્તિ કરવા સારૂ દુહા અને સોરઠો લખી આખા ગ્રંથના સારરૂપનું તાત્પર્ય નિરૂપણ કરે છે હે જીવ! પ્રભુ જે કાળે જે જે કાંઇ કરે છે તે કરવા દે શ્રીહરિ શું શું કરે છે તે તું જોયા કર, વ્રજનાથ શ્રીકૃષ્ણ સર્વ સમજે છે. તેમનો ન્યાય ઇન્સાફ અદલ છે. સર્વને જેના તેના કર્મ પ્રમાણે ફલ આપવા સારૂ પ્રભુએ પોતાના હાથમાં ધર્મન્યાયનો કાંટો રાખેલો છે અને એક હાથમા ઘટ વધ ન થાય તે સારૂ કાતર પણ

સબ કછુ કરતા શ્રીહરિ, કરે ચાહિસો કામ,
ભક્ત અહિત કછુ નહિ કરે, દૃઢ પ્રતીતિ ભજ નામ. ૧૫૦
ગ્રંથકલેશ કુઠાર ઈહ બાંચિજુ કરે બિચાર,
તાહિ કલેશ વ્યાપે નહીં—હરિપદ ઉપજે પ્યાર. ૧૫૧

રાખેલી છે—અહંકાર ગર્વાદિ કરી કોઈ પાસુ બાજુ વધારે થઈ જતું હોય તો તે કાતરવડે તેને કોતરી નાખી બરોબર કરે છે. અથવા બીજો અર્થ એવો પણ થઇ શકે છે કે, પ્રભુએ મુકેલી સત્તા ચૈતન્યથી જીવ જે જે કરે તે કરવા દે છે. પ્રભુને જીવના તનની મનની અને અંતરની અંદર કરેલા ગુપ્ત વિચાર સહિતની ખબર હોય છે અને જેને તેને જેના તેના કર્માનુસાર યોગ્ય સમ બરોબર ફળનું દાન શુદ્ધ ન્યાયથી અદલ કરિ તોળીને આપે છે. માપવા સારૂ કાટો અથવા માપ ભરવારૂપ ગજ પોતાના હાથમાં રાખે છે અને બીજા હાથમાં માપ કરતાં વધી જાય તો તેને કાતરવા સારૂ કતરની કાતર રાખેલી હોય તે વડે તેને માનગર્વાદિકરૂપથી ફુલીને વધી ગયો હોય તેટલું કાતરી નાખી તે ઓછું કરી બરોબર જેહને તેને પોતાના સમાન પાપફળને ભોગવાવે છે. એવા પણ અર્થ નીકળી શકે છે.

૧૫૦ સર્વ કાંઇ કર્તા અને કરાવનાર કાર્ય અને કારણમાં શ્રી હરિ છે. તે ચ્હાય તે તેમને યોગ્ય લાગે તે અથવા તે જેમ ઇચ્છે તેમ કાર્ય કામ કરે છે. પરંતુ પ્રભુથી ભક્તનું અહિત તો કદાપિ સર્વથા થઇ શકતું જ નથી. એવી પ્રભુની દૃઢ પ્રતીતિ વિશ્વાસ રાખીને તેમનું નામ સ્મરણ કરવું.

૧૫૧ આ ગ્રંથનું નામ કલેશકુઠાર છે. એ વાંચીને તેનો વિચાર કરે તો તેના હૃદયમાં કદિ કલેશ થાય નહિ. અને શ્રીહરિના પદમાં ભગવતચરણકમલમાં=પ્રીતિ વ્હાલ ઉપજે.

## સોરઠો

સકલ દોષકી માત, ચિંતા ચિત્ત જહાં લગ બસે',
વહાં લગ નહિ અવદાત, હરિ બસવે લાયક હિયો. ૧૫૨

## દોહા.

ચિંતા કાહૂ બાતકી કરનિ ન કહિ હરિ જન,
કરનિ ભજન ન હરિ મિલનકી જાતેં હરિ પરસન્ન. ૧૫૩

૧૫૨ સર્વે દોષોની માતા જનની સ્થાન ચિંતા છે, એ ચિંતા ચિત્તમાં મનમાં જ્યાં વસી રહેલી હોય ત્યાં લગી તેનું હૃદય શ્રીહરિને બિરાજવા લાયક શુદ્ધ નિર્મળ પ્રકાશિત થતું નથી અર્થાત્ તેનું અંતઃકરણ મલિન રહેલું હોવાથી તે મલિન અપવિત્ર સ્થાનમાં પ્રભુનો સ્ફુટ આવિર્ભાવ થતો નથી.

૧૫૩. શ્રીમદ્‌ગોસ્વામી શ્રીહરિરાયમહાપ્રભુએ શિક્ષાપત્રગ્રંથે સ્પષ્ટ આજ્ઞા કરેલી છે કે કોઇ પણ વાતની ચિંતા ન કરવી. અથવા શ્રી મહાપ્રભુજી શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરેલી છે કે, શ્રીહરિના જનો શ્રીહરિને શરણ સમર્પણ થયલા હરિજનોએ લૌકિક કે અલૌકિક કોઇ પણ પ્રકારની લગાર પણ ચિંતા કદાપિ પણ કરવી નહિં. અલૌકિક મુક્તિ અથવા મોક્ષ થવા સુદ્ધાંતની પણ કાળજી ચિંતા ન કરવી. ૨ છતાં જો કદાચ અલૌકિક વાતની થાય તો તે શ્રીહરિના ભજનની શ્રીહરિની સેવાની અથવા શ્રીહરિના સ્મરણ કીર્તન કરવાની અને શ્રીહરિને સાક્ષાત્કાર પ્રત્યક્ષ મળવા પુરતી કરવી. જેણે કરીને તે ભજન સેવન કરી પ્રભુ મિલાપનીજ તીવ્ર આર્ત્તિ લાગણી હોવાથી તે પ્રભુની પ્રસન્નતા મેળવવારૂપ થાય છે. પાછલી

જ્ઞાતિ બિપ્ર સાઠોદરે દયારામ હરિદાસ,
દીક્ષા ઐષ્ણ્યો બલ્લભી કીનો ગ્રંથ પ્રકાસ. ૧૫૪

## સોરઠો.

દુઃખ દુરિત સબ ક્લેશ હરે નામ શ્રીકૃષ્ણ ધ્રુવ,
મંગલ મોદ અશેષ પૂર્ણકામ માધો મિલે. ૧૫૫

શ્રીકૃષ્ણના ભકત કરિ દયારામભાઇએ રચેલો
ક્લેશકુઠાર ગ્રંથ સંપૂર્ણ સારી રીતે પૂર્ણ થયો.
ઈતિ શ્રીકૃષ્ણભક્ત કવિ દયારામવિરચિત ક્લેશકુઠાર
ગ્રંથ સંપૂર્ણ. શુભં ભવતુ. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

શ્રીભગવદ્ભક્તરાજ દયારામભાઇના લહિયા–લેખક
પટેલ અમીન હહેલાભાંઇ દુર્લભદાસને આ ગ્રંથ આપેલો
તે પુસ્તક સાથે પણ આ પ્રતનો મુકાબલો કર્યો છે.

---

કડીનો બીજો અર્થ એવો પણ થઇ શકે છે કે, ભગવત્પ્રીત્યર્થ ન થયાની ચિંતા કરણી કૃતિ અથવા કરવી તો તે શ્રીહરિનું ભજન સેવન=સ્મરણ ન બન્યાની અથવા શ્રીહરિ મને મળ્યા નહિ તે મળવાની કરવી–કે જેણે કરીને તેવા જન ઉપર શ્રીહરિની પ્રસન્નતા ઉપજે છે (થાય છે)

૧૫૪. ગ્રંથકર્તાની જ્ઞાતિ સાઠોદરા બ્રાહ્મણ છે. વૈષ્ણવસંપ્રદાયમાંના શ્રીવલ્લભીસંપ્રદાયની તેમણે દીક્ષા લીધી છે. અને તે જ સંપ્રદાયના સિદ્ધાંતને અનુસરીને તેમણે આ ગ્રંથનો પ્રકાશ કર્યો છે.

૧૫૫. ગ્રંથની સમાપ્તિએ ફલ દર્શન ફલશ્રુતિ લખવી જોઇએ એવો શાસ્ત્રાધાર યુક્ત શિષ્ટાચાર છે. તે પ્રમાણે ફલશ્રુતિ લખે છે

## [1]કાલજ્ઞાનસારાંશ.

### દુહા.

શ્રીગુરુ ગિરિધરલાલપદપંકજ કરૂં પ્રણામ;
સકલ પાપ સંતાપ હર, અભિમતિ પૂરણકામ. ૧
કાલજ્ઞાન કથા ઘણી, તેહેમાંથી અહી સાર;
કથન પ્રયોજન જેટલું, કીધુ સરળ પ્રકાર. ૨
શંકરે ઉમિયાને કહ્યુ, અલર્કને મુનિ દત્ત,
તે પ્રમાણુ અહી મેં કથ્યુ, રખ્યે લહો મન મત્ત. ૩

---

કે આ ગ્રંથનું પઠન પાઠન કે શ્રવણ મનનાદિ કરવાથી તે કરનારના સર્વ પ્રકારના દુખો દૂર થઈ જશે કેમકે શ્રીકૃષ્ણભગવાનનુ નામ સર્વ તાપ કલેશ દુખોને ભાગવા વાળુ છે. મહામાગલ્યરૂપ મંગલ પદાર્થ માત્રનું પણ માંગલ્ય કરનારા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે તે શ્રીભગવાનના આ ગ્રંથમા નામો છે. ભગવાનના નામનો અદભુત અપાર પ્રભાવ એવો છે કે, તે નિશ્ચે કરીને સદ્ય સર્વ દુઃખ અને કલેશ માત્રને હરીને આનંદદાતા અને સર્વ પ્રકારની અભીષ્ટ ઈચ્છેલી કામના પૂર્ણ કરી તે પરમાનદ પુરુષોત્તમને મેળવે છે પ્રાપ્ત કરાવે છે.

૧. આ ગ્રથમા કવિએ સર્વ મનુષ્યને બોધ થવા માટે પોતાનો કાલ ક્યારે આવશે, તેનો વિચાર પુરાણતંત્રાદિને અનુસરીને કર્યો છે. ભાષા સ્પષ્ટ તેમ જ સરલ હોવાથી સવિસ્તૃત વિવેચનની આવશ્યકતા ભાસતી નથી

૨ આ સંવાદ પહેલા પાર્વતી અને શકર વચ્ચે થયેલો, અને પછી અલર્ક અને દત્તમુનિ વચ્ચે થયો તેના આધારે મેં કહ્યુ, કાંઇ મદયુક્ત મનથી—કપોલકલ્પિત રીતે નથી કહ્યુ

૩ સમગ્ર ગ્રંથ લખવાનું પ્રયોજન એટલું છે કે, મનુષ્યદેહ

દુર્લભ મનુષ્યાદેહ છે, આવે કોઇકવાર;
તે પામ્યાનો લાભ એ, ભજવા નંદકુમાર. ૪

જન્મ્યું તેહને મરણ તો, જ્યારે ત્યારે થાય,
પણ તેને ધન્ય જેહનો, હરિ ભજતાં દિન જાય. ૫

ત્યમ સંસારી જીવથી, સદા ભજન ક્યાં થાય ?
પણ અંતે સઘળું તજી, ભજવા શ્રીવ્રજરાય. ૬

અંત સમય કયમ સમજીયે, કેટલું આળગું મૃત્ય ?
તે સંશય છેદન કરૂં, કહું સમજાવી સત્ય. ૭

કાંઇ સવેળા થાય જ્યમ, આગમ કાલજ્ઞાન,
ત્રિવરસથી દિન એક લગી, એનું કહું વિધાન. ૮

શ્વાસોશ્વાસ સદા રહે, નાસા દક્ષણ વામ,
રંધ્ર ઉભય રવિ ચંદ્રમા, ઇડા પિંગલા ઠામ. ૯

---

વારંવાર મલતો નથી. કાળ ક્યારે આવશે, તેનો નિર્ધાર કોઇને છે નહિ માટે કાળના આવવા પહેલાં જે કાંઇ લક્ષણો—કાલાગમન સૂચક—ચિહ્નો જણાય છે, તે શાસ્ત્રોક્ત રીતે કહું છું તે બરાબર સમજીને પરલોકની સામગ્રી તૈયાર કરીને સજ્જ થવુ, મતલબ કે પરાત્પર, પૂર્ણ પુરુષોત્તમ, નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ સદાનંદ શ્રીકૃષ્ણ પ્રભુનું ભજન કરવું.

૫ जातस्य हि ध्रुव मृत्युर्ध्रुवं जन्म मृतस्य च । तस्मादपरिहार्येर्थे न त्वं शोचितुमर्हसि એ ભગવદ્‌ગીતાનાં જ તાત્પર્યનો અનુવાદ મૂલમાં કવિ કરે છે.

૭. કેટલુ આળગુ મૃત્યુ—મરણ કેટલું હવે દૂર રહ્યું છે ?

૮. પોતાના કાલનું જ્ઞાન પહેલેથી જ સવેળાએ થાય એ માટે ત્રણ વર્ષથી એક દિવસ સુધીનું વિધાન હું સ્પષ્ટપણે વર્ણવું છું.

૯-૧૦. નાસા—નાસિકા. દક્ષિણવામ—જમણી ડાબી—નાસિકાનાં

ડાબી ઇડા શશી સમજ્ય, જમણી પિંગલા સૂર,
પલટાયે ઘડી પાંચમાં જોતા રહે ચતુર. ૧૦
રાત્ય દિવસ દશ ભાનુ સુર, વહ્યો નિરંતર જાય,
પાંચ વરસ આયુષ લહી, નિશદિન ગોવિંદ ગાય. ૧૧
એક માસ ઇક રાત્રિદિન, વહે વાયુ એક ધાર,
ત્રણ્ય વરષ આયુષ લહી, ભજવા નંદકુમાર, ૧૨
યુગ્મ દિવાનિશિ પિંગલા, વહન કરેજ અખંડ,
યુગ્મ વરષ આયુષ પણ, હરિ ભૂલ્યે યમદંડ. ૧૩
ત્રણ અહરનિશ એક પુટ, વહ્યા કરે જો વાય,
વર્ષ એક લગી જીવવું, જાણી ભજવા વ્રજરાય. ૧૪
દેવ પંથ ધ્રુવ ને શશી, અરુધતી નિજ છાય;
જે ગગને દેખે નહીં, એક વરષમાં જાય. ૧૫

---

જમણા રંધ્રમાં છિદ્રમાં સૂર્યની નાડી સમજવી. તેનું નામ પિંગલા ડાબી બાજુના કર્ણોમાં ચંદ્રમાની નાડી અને તેનું નામ ઇડા. તે પાંચ પાંચ ઘડીએ પલટાય છે એ ચતુરાઇથી જોજે.

૧૧. રાત્રિદિવસ, તે પણ દશ સંખ્યા જેટલામાં જો નિરંતર સૂર્યનાડી રહે તો પાંચ વર્ષનું આયુષ્ય સમજીને ગોવિંદગુણ ગાવા.

૧૨. એક માસ સુધી એક રાત્રિ અને દિવસમાં એક જ વાયુ, ડાબો અથવા જમણો એકસરખો વહે, તો ત્રણ વર્ષનું આયુષ સમજવું.

૧૩. સૂર્યની નાડી બબ્બે દિવસ રાત્રિ સુધી અખંડ રહે તો બે વર્ષની આવરદા જાણવી.

૧૫. દેવપંથ–આકાશમાં ધ્રુવનો તારો, ચંદ્ર અને અરુંધતીનો તારો.

રવિકિરણુ દેખે નહીં, જોય અનલ શશિવર્ણું;
તે એકાદશ માસમાં અંતે પાંમે મર્ણું ૧૬
મૂત્ર પુરીષ ભરિ વાપિકા, કનક રજત સમ રંગ;
જાગૃત સ્વપ્ને જો લખે, દશ માસે તનુ ભંગ, ૧૭
ભુત પિશાચ ગાંધર્વનગર, વૃક્ષ કનકસમ ભાસ;
જે જનને તે જનનો, નવમે મહિને નાશ. ૧૮
દીપ સુવર્ણુ સરીખડો દીસે દેહ વિરૂપ;
નવમાસે નર મરણુ લહિ, સમરી લે વ્રજભૂપ. ૧૯
કનક સદૃશ નર કૃષ્ણુ છબી,શુરો બ્હીકણુ થાય;
સુમતિ વિકારિ પ્રકૃત ફરે, આઠ માસે મરિ જાય. ૨૦
પુષ્ટ થકો કૃશ પલકમાં, કૃશ થો પુષ્ટજ દષ્ટ,
એહેવી પ્રકૃતિ ફર્યા પછી, જીવે મહિનાં અષ્ટ. ૨૧
રજ કર્દમ ડગલાં ભરે, અધ પગલાં દેખાય;
સાત માસ જીવ્યા પછી, પરલોકે તે જાય. ૨૨

---

૧૬. અનલ અગ્નિને શશિવર્ણ—ચંદ્ર સરખો ધોળો જુએ
૧૭ વાપિકા—વાવ કનક સુવર્ણને રજત રૂપું—તનુભગ દેહભગ.
૧૮. ગાંધર્વ નગર—આકાશમાં તરેહવાર જે આકારો જણાય છે, તેને ગાંધર્વ નગર કહે છે
૧૯. વિરૂપ બેડોળ—વ્રજભૂપ વ્રજાધિપ શ્રીકૃષ્ણુ.
૨૦ કૃષ્ણુની શ્યામ છબી કનકસદૃશ સુવર્ણ જેવી જુએ. સુમતિ જુએ તો આઠજ મહિના જીવે.
૨૨. ધૂળમાં કે કાદવમાં ચાલતાં આખું પગનુ ન દેખાય પણ અર્ધુંજ જણાય તો સાત માસ જીવે.

કપોત ગર્ધવ ઉલૂક કાગ બેસે જેને શીશ;
ષટ માસે મરવું લહી, તે સમરે જગદીશ. ૨૩
નિશા ચંદ્ર દિન રવિ વહે, શ્વાસ માસ લગિ એક;
તો જીવન ષટ માસ લગી, હરિ સમરે સુવિવેક. ૨૪
અવર વિધિ વળી એક છે, ભરિ શુભ ભાજન નીર,
તેમાં સૂરજ બિંબને જોવું વિના સમીર; ૨૫
જો ખાંડુ દીસે દક્ષિણે, તો આયુષ ખટ માસ,
ત્રિ પછમ બે ઉત્તરે, એકજ પૂરવ પાસ, ૨૬
મધ્ય છિદ્ર જો દેખિયે, તો આયુષ દશ દિન,
દયા ભજન શ્રીકૃષ્ણનું, કરિએ થૈ આધીન. ૨૭
વળી કહું શુભ એક વિધિ, દુર્લભ યોગી જન્ન.
લક્ષણ છાયાપુરુષનાં, સમજી લે ધરિ મન,. ૨૮
એકાન્તે ઉભાં રહી, રવિ રાખવો પૃઠ;

---

૨૩. કપોત હોલો, ગર્ધવ ગધેડો, ઉલૂક ઘુવડ.

૨૪. નિશામાં ચન્દ્રની નાડી અને દિને સૂર્યની નાડી વહે તો.

૨૫ તેનો બીજો પણ પ્રકાશ છે. જલથી ભરેલા એક પાત્રમાં પવન ન હોય અને પાણી સ્થિર હોય તે વેળાએ સૂર્યનું પ્રતિબિંબ જોવું. જો તે ખંડિત જણાય, તે પણ દક્ષિણ દિશા તરફ. તો છ માસનું આયુષ્ય.

૨૬–૨૭. પશ્ચિમ તરફ ત્રણ, ઉત્તર ભણી બે, પૂર્વમાં એક, અને મધ્યમાં પણ જો છિદ્ર જણાય તો દશ દિન જ જીવે. આ પ્રકાર ઉપરના સૂર્ય પ્રતિબિંબ જ સમજવો.

નિજ છાયાને નિરખિયે; કરે અનિમિષ દષ્ટિ. ૨૯
લક્ષ મંત્રનો મંત્ર હરિ, નામ એક શત આઠ,
અબંધ કર પદ રાખિયે, મનમાં કરીયે પાઠ ૩૦
વળતી વ્યોમ વિલોકીએ, દીસે છાયાપુરુષ,
સ્ફટિક સરખો ઉજળો, ફળ સમાન હરિ દર્શ. ૩૧
ઉજ્વળ દીઠયે શુભ સદા, જ્યારે દીસે શ્યામ;
તો મૃત્યુ ખટ માસમાં, સમજી સમરો રામ. ૩૨
પીતે વ્યાધિ રક્તમય, નીલે હત્યા હોય;
તો ઉદ્વેગજ ઊપજે, નાનાવર્ણે જોય. ૩૩
દક્ષિણ બાહુ ન દેખિયે. નિજ બંધુનું મૃત્ય,
ષટ્માસે વા વર્ષ વા બે વર્ષે તો સત્ય. ૩૪
જો નવ દીસે વામ કર, સ્ત્રી મૃત્યુ ત્યમ જાણ્ય,
બંને બાહુ ન દેખિયે, પોતાનું પરમાણ્ય. ૩૫

---

૨૮–૨૯ છાયા પુરુષનું લક્ષણ કહે છે. પૂઠ પાછળ રવિ સૂર્ય અનિમિષ એકી નજરે, પાપણો હલાવ્યા વિના એકીટસે.

૩૦–૩૧–૩૨: અન્ય એક લાખ મંત્રનું બળ જેમાં છે, એવો ભગવન્નામરૂપ મંત્ર તેનો પાઠ એકસો આઠવાર કરવો. હાથ અને પગ બંધ ન રાખવા અને મનમાં પાઠ કરાવો. વ્યોમ–આકાશ ત્યારે છાયા પુરુષ દેખાશે. તે સદા ઉજ્જવલ જ છે, છતાં જો શ્યામ જણાય તો ૬ માસે મૃત્યુ

૩૩. તે પુરુષ પીળો જણાય તો રક્તનો કોઇ વ્યાધિ થાય લીલો જણાય તો હત્યા થાય. અને કવર્ણ જણાય તો શોક થાય

૩૪. દક્ષિણ બાહુ–જમણો હાથ.

૩૫. વામકર–ડાબો હાથ

મરણ માસમાં શીશ વણુ, સમઝી લે ધીમંત,
અંધા નહિ વા સ્કંધ નહિ અષ્ટ દિવસમાં અંત. ૩૬
છાયા હોય સમૂલગી, તત્ક્ષણ મૃત્યુ થાય,
અવર વિધાન કહ્યું નથી, ગ્રંથ ઘણો વધિ જાય. ૩૭
આનંદ હસતી દેખીયે, જો પોતાની જાય,
આયુષ મહિના ચ્યારનું, અધિકું નવ્ય કહેવાય. ૩૮
લોચન અંગુલિ દાબતાં, જ્યોતી જુએ ન જેહ,
ચોથે માસે તે મરે. એક પક્ષ છે એહ, ૩૯
ચોદીશ દેખે વીજલી, અભ્ર વિના આકાશ,
ઈંદ્ર ધનુષ આભાસ જલ, જીવે એ ત્રણ્ય માસ. ૪૦
દિન તારા રજ ચોદિશે, ઈંદ્ર ધનુષ નિશિ જોય,
તે નરને બે માસમાં, નિશ્ચે મૃત્યુ હોય. ૪૧
ઘુંટણ ભસ્ર સરીખડાં, પડે ચાલતાં ત્રાસ,
એહેવાં જેહેને ચિન્હ તે, જીવે એકજ માસ. ૪૨
સોળ દિવસ લગિ સૂર્ય સ્વર ચલે ન કરે ઉપાય,
એક માસ જીવી. કરી, તે જન જમપુર જાય. ૪૩

---

૩૯. લોચન નેત્રથી, અંગુલી આંગળીઓમાં જોતાં પ્રકાશ જણાય નહિ. તો ચાર મહિને મરણ.

૪૦. અભ્રવિના–વાદળ વિના. ઇંદ્રધનુષ વર્ષાઋતુમાં જે રંગ બેરંગી કામઠાના આકારનું ધનુષ્ય જે જણાય છે તે. આભાસ જલ–મિથ્યા

૪૩. સોળ દિન સુધી સૂર્યની જ નાડી ચાલે.

સંપૂરણ શશિ નિત્ય વહે, નહિ રવિસ્વર આભાસ,
વેહેલો તે હરિને ભજે, આયુષ એકજ માસ. ૪૪
તેલ તોય ઘૃત કાચમાં, નિજ તનુ જોય અત્યક્ષ,
દીસે શીશ રહિત ધડ; જીવે એક જ પક્ષ. ૪૫
જેહેની કાયા સુંઘતાં, શબ અસ્થિ દુર્ગંધ,
અધમાસે તેહેને પણ, નિશ્ચે મરણસંબંધ. ૪૬
ટચલિ અંગુલિ દેખિયે, વચલૂ વેહું શ્યામ;
ત્યારે જીવન સોળ દિન, સમજી સમરો રામ. ૪૭
શીતલ લાગે રવિ પ્રભા, સંતાપે શશિકિરણ;
પવન ઉષ્ણ શીત ન સમજાય, તો અધમાસે મર્ણ. ૪૮
સંગ્યે છુટે પવન સહ, મૂત્ર પુરીષ જ બેહ,
દશ દિવસે તે નર મરે, તેમાં નહિ સંદેહ. ૪૯
સ્વલ્પે અંગુલિ દગ દબ્બે, ચક્ર અરુણ રંગ શામ,
નવ દીસે દિન દશ થયે, તે પોંહોંચે યમધામ. ૫૦

---

૪૪. શશી ચંદ્રનીજ નાડી ચાલે. સૂર્યનો આભાસ પણ ન થાય

૪૫. તેલમાં, ઘીમાં, કાચમાં પોતાનું શરીર જોતાં માથાવિનાનું એકલું ધડ જ દેખાય તો એક પખવાડીયું જ જીવે.

૪૬. શબ. મડદાં. અસ્થિ. હાડકાં.

૪૭. ટચલી. છેલ્લી. નાની આંગળી. કનિષ્ઠિકા.

૪૮. રવિપ્રભા, સૂર્યનું તેજ. શશિકિરણ ચંદ્રનો પ્રકાશ.

૫૦. આંગળીથી થોડી જ આંખો દાબતાં, શ્યામ અથવા અરુણ લાલ રંગનું ગોળ ગોળ જે કાંઇ જણાય છે તે ન જણાય તો.

ન્હાતાં કર પદ ને હૃદે, સહુ પેહેલાં સુકાય,
શોષ શમે' નહિ જલ પીયે, દશ દિવસે મરિ જાય. ૫૧
અરુંધતી ધ્રુવ વિષ્નુપદ, તારક મંડલ માત્ર,
અંડ વિષે તે પિંડમાં, પણ જાણે સદ પાત્ર, ૫૨
ભ્રગુટિ વિષ્ણુપદ જાણિયે, નવ દેખે જે જંન્ન,
તેહેને કૃષ્ણ ન ભૂલવા, જીવન છે નવ દિન્ન. ૫૩
એ તારા નિજ માત્રના, માત્રા મંડળ સાચ,
નવ દેખે નર તે તણુ, આયુષ દહાડા પાંચ. ૫૪
ધ્રુવ નાસાગ્ર ન દેખિયે ત્રિદિન મરણ છે સત્ય,
જિવ્હા તેજ અરુંધતી, લખે ન તે દિન મૃત્ય. ૫૫
એક અંગુલિ બે ગણે, એક ચંદ્ર યુગ જોય.
સછિદ્ર દેખે છાય નિજ, શીઘ્ર જ મૃત્યુ હોય. ૫૬
પ્રેત ભેટિયે વિષ ભખી, ખર થૈયે અસ્વાર
જાગૃત સ્વપ્ને દેખિયે જાણ્ય કાલ તત્કાળ ૫૭
પિત્ત સદન વાયુ વસે, પિત્ત જાય કફ ઠાંમ,
કફ આવી કંઠે બસે, સદ્ય જાય જમધાંમ. ૫૮

---

૫૨. અરુંધતી, ધ્રુવ વગેરે તારા મંડલ માત્ર જેમ બ્રહ્માંડમાં છે, તેમ પિંડમા શરીરમાં પણ છે.

૫૭. વિષ-જહર. ભખી, ભક્ષણ કરીને, પ્રેતને મૃત મનુષ્યને ખર–ગર્દભ ઉપર.

૫૮. પિત્તના સ્થાન વાત વાયુ વસે, પિત્ત નાડી કફને ઠેકાણે જાય. કફ કંઠે આવે તો તો તત્કાલ મરે.

નિશા દાધ હોય શીત દિન, કંઠ વિષે કફ હોય.
તેહેને કશો ઉપાય નહિ, તે જન જમપુર જોય. ૫૯
ગુદા ભ્રષ્ટ હોય દીન સ્વર, સંગ્યે ખાંસી સ્વાસ
વ્યાકુલ હિક્કા શોષતનુ, જમપુર તેહેનો વાસ. ૬૦
હૃદય ચરણ નાભિ તથા, નાસા શીતલ હોય
શીષ તસ જેહેનું રહે, તે નવ જીવે કોય. ૬૧
બુદ્ધિ લજ્જા પ્રભાદિક, સરવ સમૂળાં જાય,
દીપ જતાં નહી વાસના, નિશ્ચે મૃત્યુ થાય. ૬૨
કિન્નર રીંછ ચઢયો થકો ગાતો દક્ષણ જાય;
એહેવું સ્વપ્નને દેખતાં, શીઘ્ર જ મૃત્યુ થાય. ૬૩
રક્ત કૃષ્ણ અંબર ધરી હસતી ગાતી નારય
તાંણિ જાય દિશ દક્ષિણયે શીઘ્ર જ મરણ વિચ્ચાર ૬૪
જાણયે કર્દમ સાગરે, બુડયો શિર પરયંત,
એહેવુ શમણું દેખતાં, સદ્ય સમજવો અંત. ૬૫
કાળો પુરુષ બિહામણો. શસ્ત્ર ઉગામી ધાય
પથ્થર મારે સ્વપ્નમાં, તુરત મરણ કહેવાય. ૬૬
કર અંગુલિ રૂંધે કરણ, આત્મનાદ ન સુણાય
સ્વભાવ જે જનનો ફરે, જ્હેવો જમપુર જાય. ૬૭

---

૫૯ રાત્રે બળતરા થાય. દિવસે ટાઢ વાય.

૬૩. કિન્નર, ગધર્વ, ગાનાર, રીંછ ઉપર સ્વાર થઇને દક્ષિણ દિશા તરફ જાય શીઘ્ર જ તત્કાલ.

૬૫ સાગરના કાદવમા માથાપુર ડૂબ્યો તો.

૬૭ કરઅંગુલી–હાથની આંગળીઓથી કાનને રુંધતા જે કોઇ આત્મનાદ સંભળાય છે તે ન સંભળાય તો જલદી યમપુર પહોંચે.

પોતાનું પ્રતિબિંબ પર લોચનમાં નવ દ્રશ્ય,
એહેવુ ચિન્હ કહે થતાં, મરણ સમીપ અવશ્ય. ૬૮
માત પિતા ગુરુ દેવ દ્વિજ, વૃદ્ધ પૂજ્ય મહાપુરુષ
નવ પુજે નિંદા કરે, ત્હેને મરણા કર્ષ ૬૯
કર કપાલ ધરિને જુએ, કાંડુ અનિમિષ દષ્ટ,
કમ કમ કૃશ ભાસે ભલૂં, પુષ્ટ થતાં મ્હાકષ્ટ. ૭૦
મરવુ તો સમઝે સહુ, પણ કયારે ? નહિ ભાંન
એક દિવસ આડો રહે, ત્યહાં જ લગી નહિ જ્ઞાન. ૭૧
જાણ્યાથી ભય ઉપજે, ત્યારે હરિ સમરાય.
પ્રીત પ્રભુ સાથે વધે, અવર અકારૂં થાય. ૭૨

---

૬૮. પોતાનું પ્રતિબિંબ બીજાના નેત્રમાં ન જણાય તો મરણ પાસે જ છે એમ સમજવું.

૭૦. હાથ બરોબર બે આંખો વચ્ચે રાખે અને તે તરફ એકીટસે જુએ, અને તે જોતાં જો કૃશતા બહુ જ સુકાયલો હાથ જણાય તો તો સારૂ, પણ પુષ્ટ જણાય તો તો કષ્ટ જ પ્રાપ્ત થાય

૭૧. એક દિવસે બધાને જવુ છે, તે તો સહુ જાણે છે, પણ તે કયારે એ કોઇને ભાન નથી હોતું. એક દિવસ જ આડો રહે છે, પણ તે તો ગફલતમાં જ હોય છે.

૭૨. તે જ્યારે સમજાય કે મારું મરણ અમુક સમયે જ છે, ત્યારે તેને ભય ઉપજે અને પ્રભુને સ્મરવા માંડે. પ્રભુ તરફ પ્રીતિ અને એ જ મારો ખરો અને આખરનો સાથી છે એમ નિશ્ચય થાય.

તે માટે આ મરણનાં પ્રકટ કથ્યાં મેં ચિન્હ
ચેતે તો હરિને ભળે પરોપકાર વચન ૭૩

આયુષ્ય એળેય સહુ ગયું, ભજ્યા ન ક્ષણ ભગવંત
તેહેનું પણ કલ્યાણ છે, જો સમરે હરિ અંત. ૭૪

અંતકાળ હરિ સમરતાં, સઘ ટળે મહાદોષ
જયમ ગંજીફે આખરી, બુઝ્ય કરે સહુ સોષ. ૭૫

બે ઘટિમાં ખટત્રાંગ પામ્યો પૂરણ બ્રહ્મ
સાચે મન પ્રભુ સમરતાં, તું પણ પાંમીશ ત્યમ. ૭૬

સહુ સાધનનું શિરમણિ, મરમ ન જાણે મંદ
સાચે પ્રેમે સમરવા, રામકૃષ્ણ ગોવિંદ. ૭૭

આચારજ પ્રભુ સરિખડા જાણુ તેહેને શર્ણ.

---

૭૩. દયારામભાઇ કહે છે કે આ ગ્રંથ લખીને મારે કાંઇ જ્ઞાનીમાં કે પંડિતામાં ખપવું નથી, પરંતુ મરણનાં આવાં ચિન્હ થાય છે એમ સમજીને જો કોઇ જીવ પહેલેથી ચેતીને પ્રભુ ભક્તિ પરાયણ થશે તો આ મારા કહ્યાં વચન સાર્થક થશે.

૭૪. *अन्ते या मतिः सा गतिः* એ સિદ્ધાંતાનુસાર જીન્દગીભરમાં કાંઇ પણ ન થઇ શક્યું હોય પણ આખરે જો પ્રભુ સાંભરે તો તેનું કલ્યાણ જ થાય.

૭૫. ગંજીફાની બાજી રમતાં જેમ આખરે જાણી જોઇને શોક કરે છે, તેમ છેવટે હરિ સ્મરવા.

૭૬. ખટવાંગનું વૃત્તાંત કલેશકુઠારમાં આપ્યું છે.

નિત્ય રહેવુ સતસંગમાં, તજવાં દુષ્ટાચર્ણ. ૭૮
જો દિન હોયે પ્હોંચતાં, વ્રજ વૃંદાવન જાય
નહિ તો ઘેરો સહુ તજી જયહાં ત્યહાં ગોવિંદ ગાય ૭૯
સતી બળવા જ્યમ નીકળે, ત્હેને કશું ન મિષ્ટ
ત્યમ તું મનથી સહુ તજી, પ્રિયકર જે પ્રભુ ઇષ્ટ ૮૦
નિત્ય પ્રતિ રહેજે નિરખતો, કહ્યાં તેટલાં ચિન્હ
મરણ જણાયે સવારૂં, હરિપદ ધરજે મન્ન. ૮૧
દ્વિજ નાગર સાઠોદરા, દયારામ હરિદાસ
તેણે કાળ જ્ઞાન આ કીધો અર્થ પ્રકાશ. ૮૨

**ઇતિ શ્રીમહાદેવ ઉમિયાસંવાદે કાલજ્ઞાનસારાંશ મૃત્યુચિન સહ વર્તમાન કવિદયારામવિરચિત વ્યાખ્યાન સમાપ્ત**

**શ્રીકૃષ્ણાર્પણમસ્તુ**



---

૭૯. જો મરણ આડા થોડા દિવસ બાકી રહ્યા હોય તો વ્રજમાં જવું

૮૧ કવિ કહે છે કે મે જેટલા ચિન્હ બતાવ્યાં છે, તે રોજ જોતો રહેજે, અને પ્રભુ ભજનનો રસ્નો પકડજે. ચિન્હ જોઇને વીલ કરવાની અને મારી પાછળ પડેલાનું શું થશે તેવી ચિંતા ન કરીશ.

## શ્રીદશમસ્કંધલીલાનુક્રમણિકા.

### રાગ, આસાવરીની ચાલ્ય.

શ્રીગુરુદેવને પ્રથમ હું, પ્રેમસું લાગું પાય;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રભુ, શ્રીયમુના સુભદાય. ૧
શ્રીગોપીજનવલ્લભ. ગુણનિધિના ગુણ ગાશ;
દસમસ્કંધ અનુક્રમપદબંધ કરીને પ્રકાશ. ૨
શ્રીભાગવતની કથા સહુ, અમૃત સાર પવિત્ર;
તેહ તણું પણ દોહોવણ, કેવળ કૃષ્ણચરિત્ર. ૩
તે પણ વિસ્તારે વર્ણતાં, ઘણીએક લાગેરે વાર;
મટયે સંક્ષેપે સ્મરણ થવા, અનુક્રમ કરૂંરે ઉચ્ચાર. ૪
સ્કંધ દ્વાદશમામાં, દ્વાદશમે અધ્યાયે કથાય;
પ્રથમ સ્કંધથી અનુક્રમેં સંક્ષેપે બારે ગવાય. ૫
સૂત પુરાંણી કહે સુણો, શૌનકાદિક મુનિ શાંત;
નવમસ્કંધ સમાપ્તિ પછી કહ્યું જેહ વૃત્તાંત. ૬
પરીક્ષિત રાજાએ પુછીયુ. શ્રીશુકદેવને પ્રશ્ન;
ઇંદ્રદેવ માહારા પ્રાંણ રક્ષક તમો કોહો છો એ કૃષ્ણ. ૭
તેહનું ચરિત્ર વિસ્તારે કોહો. થોડે તૃપ્તિય નાં થાય;
સુણી એમ પ્રસન્ન થયા મુનિ, વરણવી કહી સહુ કથાય ૮
પૃથિવી સુખારથ બ્રહ્માદિકે, સ્તવન કર્યું જગભૂપ;
હરિ જણાવ્યું જાવો પ્રકટીશું, વ્રજમાં શ્રીકૃષ્ણ સ્વરૂપ. ૯
વળતી આકાશવાંણી દ્વારે, કંસને જણવી એ વાત;
દેવકીનો ગર્ભ અષ્ટમો તે, તુને કરશે ઘાત, ૧૦

દેવકીસહ વસુદેવ કારાગ્રહમાં નાંખીઆ કંસ;
મૃત્યુભીતિ ધરી ભગિનીના અષ્ટ સુતનો કર્યો ધ્વંસ. ૧૧
ત્યાર પછી માયા મોકલી. શ્રીહરિ દીધુરે કાંમ;
દેવકીથી રોહણી ઉદરે ધરજ્યે બલરાંમ. ૧૨
તું પછી નંદસુતા થઈ અવતર જે વ્રજમાંહ;
પછી પ્રભુ દેવકી ઉર વસ્યા, બ્રહ્માંદિ સ્તવ્યા ત્યાંહે. ૧૩
વળતી પરમેશ્વર પ્રકટીયા વસુદેવે વર્ણવ્યું રૂપ;
દેવકી સહિત સ્તુતિ કરી વળતા વદા ભવભૂપ. ૧૪
પૂર્વવૃત્તાંત કહ્યું સહુ વ્રજ જાવાની પેર;
ત્યમ વસુદેવે વિશ્વંભર પધરાવ્યા નંદને ઘેર. ૧૫
કન્યા લાવ્યા તેહને કંસે પછી કરવા માંડી ઘાત;
તેણે કહ્યું તાહારો શત્રુ તો કયહું પ્રગટયો સાક્ષાત. ૧૬
કંસે તદ્દ તરછોડીઆં વસુદેવ દેવકી બેહ;
સાંત્વન કરી બલ જ્ઞાન કહ્યું જણુવ્યો બહુ નેહ. ૧૭
દૈત્ય સંગે કરી મન ધાર્યું છેદો વિષ્ણુનાં મૂળ;
સાધુ બ્રાહ્મણ ગાય પીરા હણો લઘુ બાળ અતૂલ. ૧૮
વળતી જે શ્રીકૃષ્ણ પ્રગટીયા વ્રજ માંહે આનંદરૂપ,
માહા મોહોછવ ત્યાંહાં થયો સહુ વ્રજજન વ્રજભૂપ. ૧૯
વાર્ષિક ભરવા વ્રજેશ ગયા પછી મધુપુરી માંહે.
મળવું થયું વસુદેવજીનું નંદજીને ત્યાંહે, ૨૦
વસુદેવ કહે કાંઇ ઉપદ્રવ ભાસે મુને વ્રજ માંહે.
માટે વહેલા સહ વલ્લભ નંદજી જાજ્યો ત્યાંહે, ૨૧

પૂતનાના પયપાંન મિષે પ્રભુ શોશ્યો પ્રાણ,
આપી દયાનિધિએ ગતિ ઉત્તમ જનની પ્રમાંણ. ૨૨
ધૂમ તેહેનાં દેહદહનનો જોઈ કહ્યું નંદે એવ,
અહો ભાઈ વસુદેવ દીસે કોઇ મોટા દેવ. ૨૩
શકટ ભેદન કરી માર્યો તણાવર્ત મહા અસુરેશ,
વળતી માતાને દેખાડીયું મુખ વિષે વિશ્વ અશેશ. ૨૪
એકાંત્યમાં પછી ગર્ગ મુનિ ધર્યાં કુંવરનાં નામ,
કારણ બતાવ્યાં વિવેક શું શ્રીકૃષ્ણ જે બળરામ. ૨૫
ધુર્તવેડાલા ગોપીજન ઘેર મૃત્તિકા ભક્ષણ જેહ,
દધીનુ પાત્ર ભાંજ્યું માટયે બંધન કર્યું ભાખ્યું તેહ. ૨૬
ભકતવશત્વ જણાવ્યું બધાયા અનુબંધ દાંમ,
વૃક્ષ પાડયાં યમલાર્જુન શ્રાપ મુકાવ્યો તે ઠામ. ૨૭
કૂબેરસુત નલકુબર કરી તેણે સુત સાક્ષાત.
નંદાદિકે મળી ધાર્યું ગમન દેખી બહુ ઉત્પાત. ૨૮
વૃંદાવિપિન જઇને વશા ત્યાંહાં કર્યું બાળ ચરિત્ર,
વચ્છચારણુની લીલા કરી મળી સમવય બહુ મિત્ર. ૨૯
વળતી તો વધ વચ્છાસુર કર્યો બકને તજાવ્યું શરીર,
માર્યો અઘાસુર ગોપરક્ષણ કર્યું મહાબળ ધીર ૩૦
ભોજન કીધું સખા સહ હરખે શ્રીયમુનાં તીર,
મોહયાં વિરિંચિ દેખી હરિ નવ ભુક્તે ઉચ્છિષ્ઠ અહીર. ૩૧
વછગોપાદિક સહુ પછી હરણુ કર્યું બ્રહ્મદેવ
ગોસુત ગોપાદી સરવ થયા શ્રીહરિ સ્વયમેવ. ૩૨

બ્રહ્માનો મોહ ગયો પછી હરિસ્તવ્યા લેઇ શરણ,
ગોચારણ મહાક્રીડા કરી ધેનુકાસુર કર્યું મર્ણ. ૩૩
વળતી શ્રીકૃષ્ણ પધારીયા વ્રજ કરતા વેણુ ગાંન,
વન શોભાયે ભર્યાં બહુ ગોપીજનને કરે સુખ દાંન, ૩૪
વિષથી વિમૂર્છિત ગોપ જીવાડયા કરી અમી દ્રષ્ટ,
કાલ દમન કર્યું નાગનું પત્નીની સ્તુતિ કહી સ્પષ્ટ. ૩૫
દાલ આવ્યાનું કારણ કહ્યું વન્હિવ્યથા કરી સુર.
ક્રીડા કરતાં પમાડીયો મરણ પ્રલંબાસુર. ૩૬
ગોગોપ ભય થકી રાખીયાં કીધું દાવાનળ પાન.
વર્ષા શરદ ઋતુ વરણી કહું કૃષ્ણ વેણું શું ગાન. ૩૭
કાત્યાયની વ્રત કંન્યકા કીધું નિરાવરણ સ્નાન,
વસ્ત્ર હર્યાં વ્રજ નારજી આપ્યાં સહિત ફલ દાન. ૩૮
વરણ્યું વૃંદાવન વૃક્ષ ભાંગ્યા મુનિ યાચ્યા ગોપેંદ્ર,
લીધું ભોજન ઋષિ પત્નીનું કૃપા કરી ધર્મ ધુરેંદ્ર ૩૯
તાપ પશ્ચાતદ્વિજે કર્યો ભાખ્યો, ભાંજ્યો ઇંદ્રયજ્ઞ,
અન્નકુટ આરોગ્યા કૃષ્ણ ધરીયો ગોવરધન મજ્ઞ. ૪૦
મરદન ગર્વ સુરેશ કર્યો વર્ણું ગર્ગ વચંન,
ગોપ સાથે નિરવાણ કર્યો નંદે તે કર્યું કથંન. ૪૧
ઇંદ્રધેનુએ સ્તુતિ કરી ધરીયું ત્યાંહાં ગોવિંદ નામ,
વ્રતાદી ધર્મ આશ્રિત નંદક્લેશથી છોડાવ્યા શાંમ. ૪૨
નંદાદીક સહુ વ્રજજનને આપી પછી વૈકુંઠ ગત્ય,
વેણુંનાદ કર્યો મોહ ને મોહ્યા ગોપીજન અત્ય. ૪૩

વ્રજબાળા તેડી રમણ કર્યું ગોપી આવ્યુ અભિમાંન,
અંતરધ્યાન થયા હરિ વળતી કર્યું સુખ દાંન.
રાસક્રીડા બહુ વિધિ કર્યો જળ સ્થળ લીલા આનંદ.
મહાસરપના ગળ્યા થકા હરીયે મુકાવ્યા નંદ. ૪૫
શંખચૂડને હણ્યો પ્રભુ ટાળ્યો ગોપીજન ત્રાસ.
યુગલ ગીત વરણન ગોપી વન ક્રીડા કરી અવીનાશ. ૪૬
મારેો અરીષ્ટા દવસુર હરિ કંસ નારદની કથાય,
અક્રૂર કથની ગુહ્ય કેશી હણ્યો શ્રીનજરાય. ૪૭
નારદ નંદકુંવર મળ્યા સ્તુતિ કચ્યુરે ભવીશ,
મારેો વ્યોમાસુર ગોપ રક્ષણ કર્યું શ્રીજગદીશ, ૪૮
વળતી આવ્યા અક્રૂર વ્રજ વીશે નીરખ્યા શ્રીકેશવરામ;
આનંદ પામ્યો અતિ ઘણો પુરી પ્રભુ વાછીત કાંમ. ૪૯
હરિ હળધરને એકાતે અક્રૂરે સહુ કહી કંમ વાત.
વિરહ વિલાપ ગોપીજન કર્યો પ્રભુ પધાર્યા સાક્ષાત, ૫૦
અક્રૂરને હરી હૃદય વિષે દરસન દીધું અનુપ
સુફલક સુત કરો સ્તુતિ મધુપુરિ પધાર્યા જગભૂપ, ૫૧
રજકતણું સીર છેદ્યુ વાયકને દીધુ વરદાંન.
માળી સુદામાને પ્રશન કર્યું કુબજાસનમાન. ૫૨
ધનુષ ભાંજ્યું ને રથ હણ્યા દુસ્વપ્નભય કેસદાંન,
રગ ભુમી વીગે ગજ હણ્યો કુવલયાપીડ મહાંન. ૫૩
રંગ ભુમી વીશે દીઠા પ્રભુ જેને જેહેવોરે ભાવ.
મલ્લ માર્યા કંસ ભ્રાત સહિત હણ્યો પામીને દાવ. ૫૪

માતુલપત્નીયોનું કર્યું સાંત્વન દેઇ ઉપદેશ;
માતપીતાનું હર્યું દુઃખ સંતોખ્યા સ્વજન અશેષ. ૫૫
રાજ્યાભિષેક કર્યો ઉગ્રસેનને પોતે સુંદરશ્યામ
સાંત્વન કરી નંદાદિકને મોકલ્યા શ્રીગોકુળ ગામ. ૫૬
પછી દ્વિજાતિ સંસ્કાર કર્યો પધાર્યા ગુરુધામ;
વિદ્યા ભણ્યા સહુ પ્રસન કર્યા સાંદીપની કૃષ્ણરામ. ૫૭
મૃતક પુત્ર આચારજને આપ્યો લાવ્યા દર પાંચજન;
ફરી પધાર્યા મથુરાં વિષે હરખીયાં સરવ જન. ૫૮
પછી વ્રજે ઉદ્ધવ મોકલ્યો નંદ યસોદા મીલાપ
ચકીત થયાં ઉદ્ધવ લખી ગોપી પ્રેમ પરિતાપ ૫૯
સાંત્વન કરી વ્રજનાર આવ્યા મધુપુરી હરિજન
કુબજ્યા સદન પધાર્યા હરી વળતા અક્રૂર ભોવન ૬૦
અક્રૂરને પછી પ્રેર્યા પ્રભુ ગજપુર જન પાસ;
પાંડવ પ્રથા વ્યથા હરિ બોધ કર્યો દ્રગ નાશ ૬૧
પૂરણ થયું પૂર્વાર્ધ હાવાં ઉત્તરાર્ધ કથાય
સાંભલ્ય કેહે શુકદેવજી પ્રીતે પરીક્ષતરાય. ૬૨

ઇતિ પૂર્વાર્ધ સંપૂર્ણ

---

## અથ ઉત્તરાર્ધ પ્રારંભ

વૈયાસકી એમ બોલીઆ સાંભળ ભૂપત્ય;
જામાત્ર વધ સુણી દુઃખ થયું જરાસંધને અત્ય. ૧
આવ્યો ચઢી તેહેની તેણી સેના સરવ.

ગુફા ભયંકર રીંછની તેહેમાં પ્રભુ એક પેઠા. ૧૩
ગુંધે હારી જાંબવાંને ત્યાંહાં પુત્રી સંગે પરણાવ્યા,
જાંબુવતી મણી સહિત લેઇ હરી દ્વારકાં આવ્યા. ૧૪
આપ્યો મણી સત્રાજીતને લેઈ જ્ઞાન પામ્યો,
સત્યભામા સુતા કૃષ્ણને પરણાવી દુખ વાંમ્યો. ૧૫
વળતી શ્રીહરી હળધર બેહુ પધાર્યા ગજપુર,
સતધનવા પ્રેર્યો ઉભયે કૃતવરમા અક્રૂર. ૧૬
તેણે શત્રાજીતને હણ્યો નાઠો હરી ભયધારી,
કૃષ્ણરાંમ સહ આવીને પુઠયે જઇ નાંખ્યો મારી. ૧૭
પ્રભુ કહ્યુ મણી નથી એકને રાંમફિતવ ભાસ્યું,
ગયા મીથીલાપુરી રીસમાંહાં રદન પ્રકાસ્યું ૧૮
ગદા યુધ દુર્યોધનને ત્યાંહાં શીખવ્યું રામ,
મણી મળ્યો અક્રુરથી દાખ્યો હળધરશાંમ. ૧૯
શક્રપ્રસ્થ પ્રભુ પધાર્યા પછી પાંડવ ધામ,
અર્જુન સહવન ક્રીડતાં લાવ્યા કાલીંદી વામ ૨૦
દ્વારાવતી પધારી વર્યા કૃષ્ણ કૃષ્ણા રાંણી,
મીત્રવીંદા હરી લાવીયા સત્યા પટરાણી. ૨૧
ભદ્રા વર્યા પછી લક્ષમણા ઉદ્વાહ વખાંણુ,
માર્યો નરકાસુર સુર હણ્યો તજાવ્યા પિઠ આંણુ ૨૨
તાંપ્રાદીકને હણ્યા હરી કન્યા સોળ હજાર,
દ્વારીકાં મોકલી યત્ન શું બાળા હરણી અપાર. ૨૩
કુંડળ અરપ્યાં અદીતીને કર્યું છત્રનું દાંન,

પારીજાત માટયે ઈંદ્રનું ભાંજ્યું અભીમાંન. ૨૪
જીતી સુરેસને લાવીયા સુરતરૂ નીજધામ,
સંભોગ્ય પાંમે સહુ ત્રીયા સંતોષ્યાં સત ભામ. ૨૫
પાંણી ગ્રહણ રાજ કન્યા સહુનું કર્યું નાથે,
પરીહાસ કૌતક પ્રભુ કર્યું રૂકમણી સાથે. ૨૬
વેંણ વીપ્રીત સુણીને થયાં મૂરછીત દ્રગ પાંણી,
સાંત્વન કરી કૃષ્ણે આલીંગી મનાવ્યાં પટરાંણી. ૨૭
પછી પ્રતી ઉત્તર પ્રેમદા પ્રભુ વચંનના કીધા,
સુણીને સંતોષ્યા શ્રીહરી સામા સહુ અર્થ સીધા ૨૮
સોળ સહસ્ર સત સરવને થયા દશદશ પુત્ર,
અકેકી પુત્રી પણ થઇ એહેવુ હરી ઘર સૂત્ર, ૨૯
અનીરૂધ ઉદવાહમાં પછી રૂક્મિને હણ્યો રાંમે
ચીત્રા લેહા અનીરૂધ લાવી ઉખાને ધાંમે. ૩૦
ઊખા સહીત અનીરુધને પછી બાંધીઆં બાંણે,
હરીહર યુધ થયુ ઘણુ વરણ્યું જાય કાંણે. ૩૧
ભવ જવર સ્તુતી ભગવંતની કીધી દીનતા દાખી,
ભુજ બાંણાસુરના હરી છેદ્યા યુગ યુગ રાખી. ૩૨
સ્તવ્યા માધવને ઉમાધવે ભજ સુતકર દીધો,
ઊખા વર્યાં અનિરૂધજી જગમાં જસ કીધો, ૩૩
નૃગ નૃપ માહાકકલાશની કૃષ્ણે ગતી કીધી,
ભકતી વીમુખ બ્રહ્મ સ્વનો દોષ એ શીખ દીધી. ૩૪
બળભદ્ર પછી વ્રજમાં ગયા સહુજન સુખ દીધું,

આકરસણ યમુનાજીનું કાંઇ કારણ કીધું. ૩૫
પૌણ્ડ્રક પ્રાણ હર્યાં હણ્યો કાશીરાજ માહાપાપી,
કાશીનું દહન કર્યું હરી શીવને ભસ્મ આપી. ૩૬
રેવતાચળ બળભદ્રજી લીધા દ્વીવીદના પ્રાંણ
સાંબ કુંવરે લક્ષમણા હરી ત્યાંહાં સંમ વખાંણુ ૩૭
ગંગા પુર ગંગામાં નાંખતાં નમ્યા માટતે બચાવ્યા,
હળધર કૌરવ બળ હણી વધુ સહ સુત લાવ્યા, ૩૮
નવીન લીલા લખી નારદે હરીની પ્રીયાધામ,
સંશય મટયો અકલીત પ્રભુ કહી કર્યો પરણાંમ. ૩૯
નારદ ચરણ પૂજ્યા પ્રભુ ગ્રહસ્થતા વીધી દાખી,
નીત્ય કૃતી શ્રીકૃષ્ણનિ અતી અદભુત ભાખી. ૪૦
સભા સુધરમાને વીશે શોભા અદભુત
ત્યાંહાં નૃપ પાંડવનો તથા આવ્યા સુગદુત. ૪૧
ઊધવાદીક મંત્રી તણો મનસુબો લીધો.
વીચારવા સરવ ઈંદ્રપ્રસ્થ ત્યાં જવાનો કીધો. ૪૨
છોડાવ્યા નૃપ કરી સાંત્વના સ્વસ્થાંન બોલાવ્યા.
ભીમ દ્વંદ્વ શ્રીકૃષ્ણજી સુખે નીજ ગ્રેહે આવ્યા. ૪૩
સર્વ થકી આદે કર્યું અરચન કૃષ્ણચરન,
દુષ્ટ લખી શીશુપાળનું પ્રભુ કીધું મરણ. ૪૪
સ્વજન સહીત ધર્મ રાયજી કીધું અવભૃથ સ્થાંન,
જળ સ્થળ ભ્રહ્ન સુયોધનનું ભાંગ્યું અભીમાંન. ૪૫
સાલવને પ્રદ્યુમનનો વરણ્યો સંગ્રામ,

માયાપુર ભંજન કર્યું આવી સુંદરશાંમ, ૪૬
સાલવસહ દંતવક્રનો પ્રભુ આંણ્યો અંત,
. ભ્રાત તેહેના સતલીલાએ માર્યા ભગવંત. ૪૭
રાંમ પધાર્યા તીર્થને તે કથા અલાંપી,
સુતને હણ્યો સુત તેહનો સ્થાપ્યો વર આપી ૪૮
બલ્વલને બલદેવજી માર્યો ઠાંમ,
સકળ તીરથ પાવન કરી પધાર્યા બળરાંમ. ૪૯
પાર્થનું સાર્થપણું કર્યું કહ્યું ગીતા સું જ્ઞાન,
મીત્ર સુદામો આલીયા કીધું સનમાંન. ૫૦
પુજી ગુરૂ ગ્રેહેવાસની વારતા મળી કીધી,
શક્રને દુલભ સંપદા હરી ભકતને દીધી, ૫૧
સુર્ય ગ્રહણ મીશેં પ્રભુ કર્યું કુરુક્ષેત્ર પવીત્ર.
. કુંટુંબ સહીત પધારીયા ત્યાંહાં મળ્યા સહુ મીત્ર. ૫૨
ગોપીજન શું હળ્યા મળ્યા વાંછીત ફલ આપ્યું.
દાંન પ્રત્યક્ષ સ્વરૂપનું કર્યું મહે દુખ કાંપ્યું. ૫૩
કૃષ્ણા સુકૃષ્ણની રૂકમણી આદે રાંણી,
મળી વીવાહની વારતા નીજ નીજની વખાંણી, . ૫૪
કૃષ્ણે રૂષીપુજન કર્યું કીધો વસુદેવે યજ્ઞ,
વીજ્ઞાન બોધ નારદે કર્યો વસુદેવ શું મજ્ઞ. ૫૫
પુત્ર આપ્યા ખટ દેવકી મૃત્યુ પામેલા લાવી,
ભકત જાણી અર્જુનને સુભદ્રા પરણાવી. ૫૬
મીથીલાપુરમાં પધારીને કીરતી ભકતની કીધી,

- બહુલાશ્વ રંક સુતદેવની સેવાસમ ગણી લીધી. ૫૭
નારાયણ નારદ તણો સંવાદ પરમ પવીત્ર,
વેદ સ્તુતિ પરબ્રહ્મની કરી સાર ચરીત્ર ૫૮
શંભુદાસ વૈભવ મળે હરીજનને નહીં કામ,
ત્યાંહાં કથા કહી વ્રકે હર ગ્રહ્યો રાખ્યા હરી ટળ્યો ભ્રમ.૫૯
કાંણ વડું ત્રણે દેવમાં માંડયો વાદ મુનેશ,
ભૃગુએ જઇ નીશ્ચે કર્યું વીષ્ણુ એજ સરવેશ, ૬૦
અર્જુન ગર્વ ઉતારવા હર્યા બ્રાંહ્મણ બાળ,
લોકા લોક થકી પર જઇ આંણી આપ્યા ગોપાળ. ૬૧
કૃષ્ણક્રીડા રતીરસ ભરી શકું કયમ વખાંણી.
પતી પ્રેમે પટરાંણી સહુ વરણી વિરહે વાંણી. ૬૨
અસુરવ્યામોહ થવા કરી લીલા અંતરધ્યાંન,
નીત્ય ક્રીડા શ્રીકૃષ્ણ છે દેવી જનનેદાંન, ૬૩
એ દશમ અનુકમણીકા ગુરૂ પ્રભુજી પ્રતાપ,
પુરણ કરી પદબંધનથી ન્યુનાધીક માફ. ૬૪
એકસોંને એકત્રીશ છે પદ પુરણ સાર,
અથ ઇતી લગી હરી કથા સંક્ષેપ કર્યો વિસ્તાર. ૬૫
શંકરીતટરે સોહામણું ચારૂ ચંડીરે ગ્રાંમ.
શ્રીશેષશાઇ પ્રભુ વસે ત્યાંહાં કવિ વિશ્રાંમ. ૬૬
વીપ્ર નાગર સાઠોદરો નાંમ ભટ દયારાંમ,
દીક્ષા વૈષ્ણવ વલ્લભી ગાય ગુણ ઘનશાંમ. ૬૭
ગાય શીખે જે સાંભલે વૈકુંઠ પદ પામે,

સકલ પાપ સંતાપ સેજે નાપાશે વાંમે. ૬૮

ઇતિ શ્રીદશમ સ્કંધની અનુક્રમણિકા સંપૂર્ણ. શુભમ્
કલ્યાણમસ્તુ.

આ ગ્રંથની મૂળ કોપી જેવી અમને મલી છે, તેવી જ રીતે કોઇ પણ પ્રકારના ફેરફાર વિના પ્રકટ કરવામાં આવ્યો છે. આ ગ્રંથ શ્રીવલ્લભાચાર્યચરણકૃત 'દશમસ્કંધાનુક્રમણિકા' ઉપરથી કવિએ રચ્યો છે.

ધ્રુપદ. રાગ કલ્યાણ.

મહામંગળરૂપ, શ્રીગુરુદેવ મહાપ્રભુ;
જા કે પદ પદ્મકો પ્રથમ સિર નાઇયે.
મહામંગલ રૂપ ટેક.

નામ લેત ઉદે હોત, પરમ આનંદ કંદ,
સકળ સંતાપ પાપ ટરે છબ ધ્યાઇયે.
મહામંગલરૂપ. ૧

બ્રહ્મા શિવ વિષ્ણુ પરબ્રહ્મ સો શ્રીગુરુરાયે,
અધિક સબે તીરથ, અંઘ્રિ રજ નાહાઇયે.
મહામંગલરૂપ. ૨

દયા કહે આચારજ અધિકે કો દૂજો નાંહી,
ગુરુસેવા ચિંતામનિ. ઈપ્સિત ફલ પાઇએ.
મહામંગલરૂપ ૩

---

જોટાની તરેહનું ધ્રુપદ. રાગ કલ્યાણ.

શ્રીકૃષ્ણ ગોવિંદ, ગોપાલ ગોકુલેશ,

ગોપીજનવલ્લભ, ગોવરધન ધરન ધીર.
શ્રીકૃષ્ણ ગોવિંદ. ટેક
પરબ્રહ્મ પુરુષોત્તમ પ્રાણનાથ, પદ્મનાભ,
પદ્મકાંત, હરત તન પીર.
શ્રીકૃષ્ણ ગોવિંદ. ૧
ભકતવત્સલદીનબંધુ, દુષ્ટનિકંદન,
જગન્નાથ જકતગુરુ, બાલકૃષ્ણ બલ બીર.
યશોદોત્સગલાલિત. નંદલાલ, રાધિકેશ,
દયા બિહરત શ્રીયમુના તીર.
શ્રીકૃષ્ણ ગોવિંદ. ૨

---

## પદ રાગ વેરાડી.

કૃપાળુ કૃષ્ણ સમુ નથી કોઇરે, મેંતો નિશ્ચે જાણ્યું છે
દયાળુ કૃષ્ણ સમું નથી. ટેક,
વેદથી વિરુદ્ધ કૃતિ ઘણી કીધી નાથરે, તે બિચારા અધમ
સ્હામું જોઇરે,
મેંતો નિશ્ચે જાણ્યું છે. ૧
જેણે બધાયો તે કૃતિ કેશવનીરે, ગાતા તે પાપને નાખે ધોઇએરે
મેંતો નિશ્ચે જાણ્યું છે. ૨
ઘૃત વિષમ જ્વર વાળાને તેનુ તેરે, જ્વરા કુથ સગે અમૃત હોઈરે,
મેતો નિશ્ચે જાણ્યુ છે. ૩
પદ્મપુરાણમાં પ્રગટ વચન છે રે, સુણીને સહુ સદેહ નાખ જો ધોઈ રે

મેંતો નિશ્ચે જાણ્યું છે. ૪

વૈદ્ય વિઠલવર ભાવતું ઔષધ કહાડે મહાદુસ્તર રોગ નીચોઇરે

મેંતો નિશ્ચે જાણ્યું છે. ૫

જો ભુતલ દયાનો પ્રભુ પ્રગટ નાં થાય તો, ખરેખરા પતિત મરત શોઈ રે.

મેંતો નિશ્ચે જાણ્યું છે. ૬

---

## પદ રાગ વેરાડી.

જોટાની તરેહનું પદ

દયાળુ અખિલ જગમાં એકરે મ્હારો વ્રજનો વહાલો છે.

કૃપાળુ અખિલ જગમાં, ટેક.

પારધિ સ્વદેહે સ્વધાંમ મોકલીયોરે;
ક્ષમા કર્યા સહેજે દોષ અનેકરે.

મ્હારો વ્રજનો વ્હાલો છે,
દયાળુ અખિલ જગમાં એકરે,
મ્હારો વ્રજનો વ્હાલો છે. ૧

પૂતનાને ગતિ માતની આપીરે,
જેણે માહા કીધો કપટ વિવેકરે.

મ્હારો વ્રજનો વ્હાલો છે
દયાળુ અખિલ જગમાં એકરે,
મ્હારો વ્રજનો વ્હાલો છે. ૨

સાચો શત્રુ કંસ તેહને મુકિત પમાડયો રે

પણ નાં મૂકી કૃપાળુતાની ટેવરે,
મ્હારો વ્રજનો વ્હાલો છે,
દયાળુ અખિલ જગમાં એકરે.
મારો વ્રજનો વ્હાલો. ૩

પાપી અજામેળ જમથી મુકાવ્યોરે,
જ્યમ કાંઈ ભુજંગ મુખથી દેકરે,
મ્હારો વ્રજનો વ્હાલો છે,
દયાળુ અખિલ જગમાં એકરે.
મ્હારો વ્રજનો વ્હાલો. ૪

એહેવી દયા દયા ઉપર કયારે કરશો રે
હું છું સહુ સાધનરહિત છેકરે,
મ્હારો વ્રજનો વ્હાલો છે,
દયાળુ અખિલ જગમાં એકરે,
મ્હારો વ્રજનો વ્હાલો છે. ૫

---

પદ રાગ કાફી.

રામકૃષ્ણ રસના રટય મોરી, યોંહી તું ઓર બકત કયોં કિત ભોરી
રામકૃષ્ણ, ટેક.
એહીં તત્વ શ્રુતિશિખર પુકાર્યો. નાંહી ન પટતર ઇનકી કોરી
રામકૃષ્ણ, ૧

સહજ બને' સબ સાધન સિરમનિ,
સો સમઝેં જ્યાકો ભાગ્ય ખુલ્યોરી, રામકૃષ્ણ. ૨.

ઓર ઉપાય ન હેં અસ કલિમેં,
**દયાપ્રીતમ** મિલવેં ચિત્ત ચોરી, રામકૃષ્ણ. ૩

## જોટાનું પદ.

સર્વોત્તમ શ્રીકૃષ્ણ નામ હેં પાપ તાપ પ્રલે સબ છીનમેં
નિર્ભય પરમાનંદ ધામ હેં, સર્વોત્તમ શ્રીકૃષ્ણ નામ હેં ટેક
ઓર કોટિ હરિ નામ ન ઇનસમ,
જદપિ અતુલ બલ આદિ રામ હે,
જેસેં દુજ તેં ચઢતી કળા શશી,
પેં ન કોઈ રાકેશ ઠામ હેં, સર્વોત્તમ શ્રીકૃષ્ણ, ૧
કેવળ કૃષ્ણ ચંદ્ર પૂર્નિમા શ્રીસહ શરદ પ્રમોદ આમહે,
સબ સાધન ફળ વિવરન મેં **દયાપ્રીતમ** અભિમત પૂરન કામ હેં
સર્વોત્તમ શ્રીકૃષ્ણ. ૨

## જોટાની તરેહનું પદ. રાગ કાફી.

રટય શ્રીકૃષ્ણ નામ મન મેરે,
અકથિત અઘ અતીત હું જીન ડરપેં,
સબ જ્હેં જેહે ભસ્મ કે ઢેરે. રટય શ્રીકૃષ્ણ નામ મન મેરે. ટેક
એક નાંમ તહું પુરુષોત્તમકો. મહાપાપ અગનિત હુ તેરે,
સકત નાદ હરી બાલ સુનત જ્યોં, મૃગગન મત હુ મરત નેરે
રટય શ્રીકૃષ્ણ નામ મન મેરે. ૧
કૃષ્ણનામતેં સોહુ જરે, અઘ જાની કીયેં કછુ મોહ અંધેરે.

ગીલી થંથી યે કાઠ ન બચી જયોં,
પરી હોરી બીયસો કીન હેરે, રટય શ્રી કૃષ્ણનામ મન મેરે,
સબ બસ્તુ નાં સફલ, બિન ભાવ હૂ
નામ સુ નામી દયા પ્રભુ બસી હીય.
પૂરન કામ ઇશ્વર જેરે. રટય શ્રીકૃષ્ણ નામ મન મે'રે. ૩

---

૫૬.

જો હરિભાવ નથીરે ભાવ નથી. તો.
તાહરો સહુ શ્રમ મિથ્યા જાણ્ય.
હું કહું તેહવું પરમાણુ, જો હરિ ભાવે નથીરે ભાવ નથી. ટેક
કામ જીત્યો ત્યારે વધ્યો એક કંદળ,
ક્રોધ જીતે વધ્યો વૃક્ષરે,
લોભ જીત્યો ત્યારે વધ્યો એક અજગર.
યોગી ન કહે તોહે દક્ષ, જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૧
મોહ જીત્યોં ત્યારે વધ્યો એક શૂરો.
વ્યસની વધ્યો જીત્યે ગર્વરે.
માછર્ય જીતે ઉનમત્ત વધ્યો, સમજુ બોલે સર્વ,
જો હરિ ભાવ નથીરે ભાવ નથી ૨
પવન આહારી તો વધ્યો એક પન્નગ, પય આહારી વધ્યો વત્સરે
મધુરભાષી તો મયૂર વધ્યો એક, તીર્થસ્નાની તો મચ્છ;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૩

વેદ ભણ્યો ત્યારે વધ્યો એક રાવણ, વિવિધશાસ્ત્ર ચંડાળરે,
પૂજાયો ત્યારે વધ્યો એક મણિધર, પણ મતિ અધરંગ રોળ,
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૪
શૂન્ય સમાધે વધ્યો એક કેફી વધ્યો મૃગ વાસે રાનરે
અલ્પ આહારી તો વધ્યો એક શુક, વધ્યો અલ્પ નિદ્રા તો શ્વાન;
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૫
દાન આપે એક વધ્યો યશ લોભી, વધ્યો અશક્ત થયો શાંતરે.
ત્યાગી થયે એક વધ્યો દરિદ્રી, અહિ વધ્યો વસ્યો એકાંત.
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૬
શીત ઉષ્ણ વર્ષા સહે વધ્યો તરુવર તૃષા તજે વધ્યો ધુણુંરે.
નિઃશંક થયો ત્યારે સાંઢ વધ્યો એક, રોગી વધ્યો તજે લુણ.
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૭
વધ્યો પતંગ હોમે તન અગ્નિ બુડે જળ વધ્યો એક દુખીયોરે.
વડો થયો કર્યો દીપ ઓલ્હાયો, મહાજન કેહે નહિ સુખીયો,
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૮
સહિત ભાવ હરિ સર્વ સફળ છે અંક સહિત જેમ શૂન્યરે
દયો કહે ભજી લે ભાવે કાંઇ રહે નહીં ન્યૂન,
જો હરિ ભાવ નથીરે ભાવ નથી. ૯

---

પદ રાગ કલ્યાનડો.

યહ માગોં શ્રીબલ્લભલાલ. અપનેં ચરનકમલ મન મેરો,
લુબ્ધ રહે જ્યોં મધુવ્રત બાલ. યહ માગોં શ્રીબલ્લભલાલ. ટેક.

નંદ નંદન બ્રખભાન નંદિની સેવું સતત સુખ જાલ.
સત સંગત ગુન ગાવત અહર્નિશ. રુચે નહિ કછુ અનુચિત ખ્યાલ
યહ માગોં શ્રીબલ્લભલાલ.૧
શ્રીબલ્લભ સબ બલ્લભ સહ મોહે, અતિ બલ્લભ રહો જ્યોં મનો અહિ
બાલ,
શ્રીસુબોધિની શ્રવન બસ બ્રજ, નિત્ય (શ્રી) યમુના જલ પાન રસાલ.
યહ માગોં શ્રીબલ્લભલાલ. ૨
દઢ આશ્રય શ્રીમહાપ્રભુપદકો, બિના મોલ ચેરો સબ કાલ.
દાસી દાસી કુંજ મહેલમેં, દંપતી પ્રસન્ન દેખી હોઉ ન્યાલ.
યહ માગોં શ્રીબલ્લભલાલ ૩
સુગલ ઉચ્છિષ્ટ આહાર નિત્ય પાઉ, ચહું અનુવ્રત પ્રિયા ગોપાલ,
દાસ દયાકો યહ ફલ દીજે, સહજ કૃપા મેંટી સબ સાલ.
યહ માગોં શ્રીબલ્લભલાલ. ૪

---

## ધોળ.

મન મોહનને નાં ભૂલ્ય તું. દેખી માયાનો રંગ. (ર)
અંતે પસ્તાવો બહુ થશે. કોઈ નહીં આવેરે સંગ (ર)
મન મોહનને નાં ભુલ્ય તું. ટેક.
મનુષ્યાદેહ દુર્લભ દેવતા ઈચ્છે ભરતખંડ એકવાર;
તે તું પામ્યો નેહરિને નાં ભાંજ્યા, ધિક ધિક ત્હારો અવતાર
મન મોહનને ના ભૂલ્ય તું ૧
અઠાવીશ નરકની યાતના, સુણતાં આવેરે ત્રાસ,

તે ભોગવવાં પડશે તુને, જો નહી સ્મરે અવિનાશ
મન મોહનને ના ભૂલ્ય તું ૨
આ ચાંદરણું દિન ચારનું, તેમાં સોધી લે વસ્ત,
અંધકાર ઓચીંતો થઇ જશે ભાગ્ય ભાનુનો અસ્ત
મન મોહનને ના ભૂલ્ય તું ૩
લ્હાવો લીંણુ લેહેકાવતાં, રાસ્યાસનનો આનંદ,
શાંણા હોય તે સમજી કરી, વેહેલા ગાજ્યો ગોવિંદ (૨)
મન મોહનને ના ભૂલ્ય તું ૪
આદે મધ્યે અંતે લગી, છે દુઃખરૂપ સંસાર
સુખ એક શ્રી કૃષ્ણ શરણમાં, બાકી કર્યુ ના લગાર (૨)
મનમોહન ના ભૂલ્ય તું ૫
જમકિંકર જ્યારે ઘેરશેને, કંઠે આવશે પ્રાણ
સ્નેહ નથી કરતો શ્રીકૃષ્ણ શું, ત્યાં છોડાવશે કોણ (૨)
મન મોહનને ના ભૂલ્ય તું ૬
માટે વાત અનેકની, કહું છું એક વચન.
પ્રેમે ભજી લે શ્રીકૃષ્ણને દાસ દયાના જીવન
મન મોહનને ના ભૂલ્ય તું ૭

### ગરબી

(જીવ જાણી લે બાર પ્રીત જગદીશ વિના ના સારી.)
(એ ગરબીની તરેહનો જોટો.)

હો પ્રિય બહેની, હરિજ્ઞાન વિના સંસાર તો સર્વ અસાર છે
જગમાં જન્મી હરિસ્વરૂપ જાણેથી ભવનો પાર છે. ટેક.

પૂર્વે જો મૈત્રયી નારી, મુનિ યાજ્ઞવલ્કયની સ્ત્રી સારી,
ગ્રહ્યું જ્ઞાન, પ્રપંચને વિસારી હો પ્રિય બ્હેની હરિ જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૧
ગાર્ગીપણ સ્ત્રી જાતિ કહાવી, જેહેને અન્ય વાત ઉર નાં ભાવી
થઇ નિર્ભય પુરુષ પદે આવી હો પ્રિય ભગિની હરિજ્ઞાનવિના
સંસારે સર્વ અસાર છે. ૨
વિષયાએ વિદ્યા જો ધારી, વરિ ચંદ્રહાસને ઉગારી
અંતે જો રૂક્મિણી ભણનારી, હો પ્રિય ભગિની, હરિજ્ઞાનવિના
સંસારે સર્વ અસાર છે. ૩
ધન્ય ભકિતવંત મીરાંબાઈ, અનન્ય ભજી શ્રીનગરાઈ
દ્વારિકાધીશમાં તેહ સમાઇ, હો પ્રિય ભગિની હરિજ્ઞાનવિના
સંસારે સર્વ અસાર છે. ૪
દ્રૌપદી ચીર પૂર્યાં બહુ હરિ, જયદેવની સ્ત્રી મૂઇ જીવતી કરી
ભક્તિએ કુંતાધીન હરિ, હો પ્રિય ભગિની જ્ઞાન વિના
સંસારે સર્વ અસાર છે. ૪
વિઠ્ઠલ ભકિતવંત મુકતાબાઈ જનિ છાંયે વિઠ્ઠલ ધ્વનિગાઇ
દલણું દળીયું વિઠ્ઠલરાઇ, હો પ્રિય ભગિની હરિ જ્ઞાન વિના.
સંસારે સર્વ અસાર છે. ૫
કરમાની ક્ષિપ્રા વ્હાલ વિચારી, જમીયા જગદીશ્વર ગિરિધારી
શબરી ફળ ખાધાં અવધ બિહારી, હો પ્રિય ભગિની હરિજ્ઞાન
સંસારે સર્વ અસાર છે. ૭
સતરૂપા દેવહુતિ ને સુનીતિ, વિદ્યા વળી યજ્ઞપત્નીનેગે પીજન

પ્રીતિ ભાગવત પુરાણથી હયો પ્રતીતિ હો પ્રિય ભગિની હરિજ્ઞાન
સંસારે સર્વે અસાર છે. ૮
એવી અગણિત સતી કૃતિને ન્હાળી સાચું સુખ લેવું મોહને ટાળી,
ગુણવંતી થશે અતિ ભાગ્યશાળી, હો પ્રિય ભગિની હરિજ્ઞાન
સંસારે સર્વે અસાર છે. ૯
જ્ઞાને પ્રેમ જેહનો પ્રભુ શું લાગે, ત્હેનાં સર્વે દુઃખ સેહેજે ભાગે;
દયો કરગરી કૃષ્ણ પાસે માગે, હો પ્રિયભગિની હરિજ્ઞાનવિના
સંસારે સર્વ અસાર છે. ૧૦

---

### પ્રબંધ પદ રાગ સોરઠ.

ગારે ગારે ગિરિરાજ ધરણ ગારે—
ગોપીકેશ રાધિકેશ પ્રાણ પ્યારે પ્યારે,
ગારે ગિરિરાજ ધરણ ગારે
હો ગારે ગારે ગિરિરાજ ધરણ—ટેક.
ત્રિગુણ અજા કાળ અક્ષર પરમ સ્વામીરે—
ઈશઈશ આત્મારામ અંતર્યામીરે
જકત ઉદભવ સ્થિતિ લય કર બહુનામીરે
વિભુ પ્રધાન પુરુષેશ્વર (૨ બે વાર)
સકળરૂપ અકળ સકળ ન્યારે ન્યારે—
ગારે ગિરિરાજ ધરણગારે
હો ગારે ગારે ગિરિરાજ ધરણ. ૧
વાણી મન અગમ્ય અનિર્દેશરૂપારે

અકળગતિ સ્વયંપ્રકાશ શ્રી અનૂપારે.
છબ લલિતત્રિભંગી નટવર વ્રજભૂપારે
નંદાત્મજ યશોદોત્સંગલાલિત વ્રજભૂષણ વ્રજવલ્લભ
વ્રજરત્ના દ્રગ તારે તારે—
ગારે ગિરિરાજ ધરણગારે. ૨
પૂરણ પરમાનંદ રૂપ રૂપરાશિરે—
આદિ વ્રંદાવન રાસ રસવિલાસરે—
દયાપ્રીતમ પ્યારિ નિકુંજવાસિરે-
પૂર્ણાનંદ પુરુષોત્તમ અદભુત આનંદ કંદ
મન્મથ મનહરણ બંસી વારે વારે,
ગારે ગિરિરાજ ધરણ ગારે—
હે ગારે ગારે ગિરિરાજ ધારણ ૩

---

તોરો
શ્રીગિરિધારિ પ્રાન પ્રિયે રાધા,
નામસોં ભાજે ભવ બાધા
શ્રીગિરિધર પ્રાનપ્રિયે રાધા,
કૃપાસાગરી સુકલ્યાની.
બલ્લભ બૃંદાબની રાની.
કૃપા સાગરી સુકલ્યાની.
પિતા બ્રષભાનુ કીરતિ માતા,
શેષ શિવ જનુની સુખદાતા

પિતા બૃષભાન કીર્તિ માતા,
દયા કરી દયો શરન રાખો,
દાસ તુહી મેરો શ્રીમુખ ભાખોજી.

૫૬

હેજી બંસીવારેકે નોકીલે નેંન,
ભલા બંસીવારેકે નોકીલે નેંન
બીર મોહે તીરસોં–ભટુ મોહિ તીરસોં લગે.
મેરે પ્યારેકે નોકીલે નેન હેજી
બંસીવારે કે નોકીલે નેંન,
રેન ઘોસ મોહે કલ ન પરત પલ,
રેન ઘોસ હોં બીકલ રહત હોં
હેજી ભલા પલક પરત નહી ચેન
હેજી ભલા પલક પરત નહિ ચેન
હેજી બંસીવારેકે નોકીલે નેંન,
હાંસી મંદ માનોં મદનકી ફાંસીવે (એવાર)
હેજી સુધા ઓરે સહુને એન (બે વાર)
દયાકે પ્રિતમ બિના રહયો ન પરત વે,
દયાકે પ્રિતમ બિના રહયો ન પરત પલ
હેજી ભલા છિન છિન સતાવન મેન. (એવાર)
હેજી બંસીવારેકે નોકીલે નેંન.

---

ગરબી.

'જીવ જાણી લે જારે પ્રીત જગદીશ વિના નાં સારી.' એનો જોટો.

ઓ ઉદ્ધવજી, વ્હાલે તો વિસારી અમને મેહલ્યાં
અમો શું કહીયે ? રાસ રમાડી, તેડીને તરછોડયાં. ટેક
પ્હેલ વ્હેલી પ્રીત અમશું કીધી, મુરલીમાં એણે વશ કરી લીધી
ગોપી સૌને વિહ્‌વળ કરી દીધી; ઓ ઉદ્ધવજી ૧
પ્રીતલડી તો કરતાં પહેલી, પ્રભુ દેખીને થઇ છું ઘેલી;
પણ મળો મોહન અમને મન મેલી. ઓ ઉદ્ધવજી ૨
એણે હૈડાંનાં તો હીર લીધાં, કાંનુડે તો કામણ કીધાં;
ઘેર ઘેર દધી માંખણ પીધાં. ઓ ઉદ્ધવજી ૩
એ કાનુંડો કામણ ગાળો, એની આંખલડીનો છે ચાળો
પ્રીતિવન્ત શું પ્રીતથી નિહાળો. ઓ ઉદ્ધવજી ૪
પેલી કુબજા તો કામણગાળી, તેની સાથે લાગી બહુ તાળી;
એણે વશ કીધા છે વનમાળી. ઓ ઉદ્ધવજી ૫
અમે સાંમળીયાની સંગે રમતાં, વ્રજ વન વનમાં પૂંઠળ ભમતાં
અમો ભેળાં બેસીને ભોજન જમતાં, ઓ ઉદ્ધવજી ૬
મથુરાંમાં જઈ એણે કંસ રોળ્યો, એક આંગળીયે ગોવર્ધન તોળ્યો
સત્ય વચી અન્યોક્તિ બોલ્યો. ઓ ઉદ્ધવજી ૭
દયારામના સ્વામીને કેહેજો. મથુરાં મૂકી દૈ ગોકુળ રહેજો
સૌ ગોપિકાને દરશન દેજો, ઓ ઉદ્ધવજી ૮

---

### ગરબી.

'જીવ જાણી લે, જરપ્રીત જગદીશ વિના નાં સારી'
(તેનો જોટો)

મ્હારા મોહનલાલ, આવો તો કહું મ્હારા મનની વાતડી,
મ્હારા પ્રાણુ પ્યારા, તમ માટે મેં તો ગાળી છે જાતડી ટેક
જાણું છું જે જગમાં છો ડાહ્યા, એહવું જાણીને જોડી માયા
હવે મુજ ઉપર આણો દયા.
મ્હારા મોહનલાલ આવો તો કહું મ્હારા મનની વાતડી ૧
મેં તો રૂપ તમારૂં જોઇને, મ્હારૂં મનડું રહ્યું છે મ્હોઇને;
કાંઇ નિશદિન જાય છે રોઇને          મ્હારા મોહનલાલ ૨
મેં તો તન મન સોંપ્યું છે તમને, કોઇની ન બ્હીક ધરશો મનમેં
હવે મ્હેર કરો મોહન અમને.          મ્હારા મોહનલાલ ૩
પ્રભુ પ્રીત જુઓને તપાસી, કુબજા તો કંસ તણી દાસી;
તેની તો ચાલી જગમાં હાંસી.          મ્હારા મોહનલાલ ૪
હરી આવડા હઠીલા નાં થઇયે નન્દલાલ નમેરા નાં રહીયે
સુખ દુઃખ અમો કોને કહીયે?          મ્હારા મોહનલાલ ૫
મ્હારે સાસુ સસરાની ન બ્હીક કશી, મારા હૃદયકમળમાં રહ્યા છો વસી;
દયાના સ્વામી વિના બીજાથી દૂર ખસી. મ્હારા મોહનલાલ ૬

---

## ગરબી.

( જીવ જાણી લે જાર પ્રીત જગદીશ વિના ના સારી )
મ્હારૂં મન મોહ્યુ વાંસલડીને શબ્દે કાનડ કાળા;
હું તો ઘેલી થઈ મ્હારા ઘરમાં નથી ગમતુ મ્હારા વ્હાલા ટેક
બે અધર ઉપર વાજે છે સુણી અન્તર મ્હારૂં દાઝે છે;
એહનો શબ્દ ગગનમાં ગાજે છે.          મ્હારૂં મન મોહ્યું ૧

એ વનમાં જ્યારે વાગે છે મુને બાણ સરીખી લાગે છે;
મુને વિરહની વેદના જાગે છે. મ્હારૂં મન મોહ્યું
હુંતો દોહોતાં દોણી ભૂલી છું, વળી જમતાં અધુરી ચૂલી છું;
ત્હારૂં મુખ જોઇ જોઇ હું ફુલી છું. મ્હારૂં મન મોહ્યું
એણે તપની સાધના કીધી છે, કૃષ્ણે કૃપાસાધ્ય કરી દીધી છે;
માટે દયાપ્રીતમે કર લીધી છે. મ્હારૂં મન મોહ્યું

---

ગરબો.

રાધે કૃપાળી રસીલી તારી આંખડીજો,
જોડી કૃષ્ણ સમાન છબી ફાંકડીજો.
ઉપમાએ અધિક નહિ મૃગ લોચની જો,
વિના અંજન મનરન્જન ભવ મોચનીજો. ૧
ત્હારૂં ચંદ્ર વદન કેહેતાં લાજું તારુણીજો,
એક તો કલંકી વિષ બિન્દુ વારુણીજો. ૨
વેણ વાસુકી જડીત્ર રત્ન રાખડીજો;
ત્હને જોતાં બીજુ જોવાની ન થાય આંખડીજો ૩
રતિ રૂપ તણો ગર્વ મુકીને ખસીજો;
રસિક રાય હૃદેમાં સદા તું વસીજો. ૪
મદનમોહનનું મન હરતું મદન મોહનીજો;
નથી રચી તુંહી રચી છબી સોહનીજો.
સકળ ભૂપમાં તુને જોતાં લાધ્યો શ્રીહરિને
ઉમા રમાને સાવિત્રી ત્રિપુન્દરીજો ૬

ત્હારી ઉપમા સરખું બીજું કો નથી જો;
થાકયા ઉત્તમ કવિ વેદસ્મૃતિ તે મથીજો. ૭
રસિક રૂપ જુગલ વસો હૃદેમાં ઠરીજો
સેવક દાસ દયાને સુખદાતા તું હરીજો, ૮

---

## ૫૬

તેંતો કાંઇ કીધુંરે કાનુડા, મુને તે તો કાંઇ કીધુંરે અલબેલડા.
તેં તો મન હરી લીધુંરે તેંતો ચિત્ત હરી લીધુંરે.
મુંને વ્રજ લાડીલા, તું વ્હાલો બહુ લાગે
મુંને ત્હાંરી આંખડલીની–અણીયો ઉર લાગે
મુખડું જોતાંરે મનોજ ઉરમાં જાગે
હું ઠગાણી મીઠી હસણીને ઠાગે
લુટી મ્હારી લીધીરે લીધી લાજ, રાજ કાંઇ કીધુંરે કાનુડા
મ્હારૂ ચિત્ત ચોરી લીધુંરે. ૧
માંને નાં મન મ્હારૂં મહીયેરીયાંમાં, [ને] સાસરડે નાં સોહાય
જ્યાંરે જાઉ ત્યાં મુને ઝમ્પ વળે નહી ને તાલાવેલી થ.ય
રે હુ ફટકારી શી ફરૂંરે મ્હારા રાજ રાજ કાંઈ કીધુંરે કાનુંડા
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે ૧
બાળપણામાં મુને આ લખ લાગી, કયમ જશે જન્મારો?
પરાધીન હું અબળા માણુસ, કયમ નિભાવો હાવા મ્હારોરે
સૂઝે નાં કાંઇ કયમ કરુંરે મ્હારા રાજ રાજ કાંઇ કીધુંરે કાનુડા
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે ૩

અન્ન નાં ભાવે મુને નિદ્રાન આવે, (ને) રહું આઠે પહોર ઉદાસી
મીશે મીશેરે મુને સગાં સંતાપે ને લોક કરે છે મ્હારી હાંસીરે
દરદમાં ડુબી ગઇરે મ્હારા રાજ રાજ કાંઇ કીધુંરે કાંનુડા
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે ૪
ઘટમાં વસ્યો છે ત્યમ ઘરમાં વશ કે, પેહલી મટાડી દેની મુજને
મ્હારા કરમાંહે સર્વે કરામત પાયે પડુ છુ હું તો તુજને રે
દયાના પ્રભુ દીન થઇરે મ્હારા રાજ રાજ કાંઇ કીધુંરે કાંનુડા
મ્હારૂં ચિત્ત ચોરી લીધુંરે ૫

## અથ ચોવીસ અવતારનુ ધોળ

### ઢાળ.

એ અવતાર શ્રીકૃષ્ણનારે.

મછરૂપ ધરી સત્યવ્રત પાળ્યોરે કચ્છરૂપે મંદરાચલ ઉદ્ધાર્યો
સૂકરરૂપે હણી હિરણાક્ષ મહી મુકાવીરે નરહરિરૂપે હિરણાકશ્યમાર્યો
વાંમનરૂપે બળી છલી ઇદ્રને સંતોષેરે, નક્ષત્રી પૃથવીકરી પરશુરામ
શ્રીરઘુવરજી રાવણ મારી સીતા લાવ્યાં હળધરરૂપે ટાળો દુષ્ટ ઠામ
બુદ્ધરૂપે જજ્ઞ નિંદ્યા દયા પાળીરે, મલેચ્છ માર્યાં ધરી કલકી રૂપ
ઋષભરૂપે પરમહંસ દીક્ષા દાખી, ભૂમિ દોહી રસ કાહાડયા પૃથુરૂપ
હરિરૂપે ગ્રાહને માર્યો ગજ ઉગાર્યોરે, ધ્રુવવરદાયક પ્રભુજીનો અવતાર
નરનારાયણરૂપે બદ્રિકાશ્રમરે, બ્રહ્મચારી સનકાદિક ચારે ૪
દત્તાત્રયરૂપે અમરક આદિ પ્રબોધ્યારે હયગ્રીવ વાલી લાવ્યા વેદ
કપિલરૂપે સાંખ્યયોગ પ્રગટ કર્યોરે વ્યાસ રૂપે રચ્યા નિગમભેદ ૫
યજ્ઞપુરુષ ઋષિસુત સુરત્રાતારે, મનવંતર રક્ષણ કરવા એકરૂપ

મોહની રૂપે અસુર મોહ્યા સુર સંતોખ્યારે; આયુર્વેદ ધનવંતરી સ્વરૂપ
ધવળ એ ચોવીશ સ્વરૂપનુંરે ગાતાં સુણતાં હોય વૈકુંઠવાસ
સકળ સંતાપ પાપ ગયા સમુળાંરે ન્યાલ થયો ગાતાં દયો દાસ૭

## રાગ સોરઠ.

કરોગે કૃપા કબ ગિરિધરલાલ મહાપ્રભો દીન દયાલ ટેક

### દુહા.

કૃપા ન જામેં સો પ્રભુ દેખે સાધન રાહ,
તુમ તો કરુનાકે નિધિ કયોં ન નીવાજે નાહ. કરો ૧
સાધનસાધ્ય ન હો સકે તીહારે પાસ
દયા ન કરીયત દીન લહી કાહા મીલને અબ આશ કરો ૨
કબકોં હરિ હરિ રટત હું, કટત ન કયોં સંતાપ ?
કિધોં બિસારો બર્દકે છપી લખીમો પાપ કરો ૩
ભકત નહી સો સાંચપે અધમ પતિત હું મે ન
મો સુધી અજહુ ના લઇ કેસે પંકજનૈન ? કરો ૪
ભજન બિના દુઃખ નાં ટરે બિકલ બને ન ભજન;
કા કરીયે જ્યોં ત્યોં બન્યોં, તાતે તુમ ન પ્રસન્ન કરો ૫
અનંત હે અપરાધ મમ કેસે પૈ હોં અંત
અમિત હોગે બિસરોં તુમ સકુમાર ભગવંત કરો ૬
ગુનાહગાર સાચો ઠયોં તિહારો હોં ઘનસ્યામ
હે ન કો દંડ કછુ ધરકો કરો ગુલામ. કરો ૭
દયા દયાપર કીજીયે નિજબલ નંદકિશોર

મેરી ઓર ન કછુ દેખીયે પલ પલકે હું ચોર કરો ૮

૫૬.

હરે દીનબંધુ કૃપાસિંધુ શ્રી કૃષ્ણ કરો
કેવલ કરુણા મુને આત્મસાત.
સર્વસાધનરહિત ધર્મ તમ ચરણ–
પંકજ શરણ આવ્યો પાહી અખિલ તાત ટેક
જ્ઞાન વૈરાગ્ય નહીં ભક્તિ આધીનતા,
યોગ અષ્ટાંગ ન સુકર્મની પાજ.
જાપ્ય તપ તીર્થ વ્રત નેમ સ્વધરમ પણ ન મન
સતત અવિદ્યા અપની મહારાજ હરે ૨
દાન નહીં ગુણ ગાથ સતસંગતિ ત્યમ,
નિગમ આગમ આવું નહિ અભ્યાસ
ભાવ જ્ઞાન વિશ્વાસ તવ નાંમ નહી
ભજન સ્મરણ વિષે પલ પ્રયાસ. હરે ૩
માટે મહારાજ રાજાધિરાજા
શ્રીરાધા રમણ પ્રભુ માહારો હસ્ત ધારો
સહજ શ્રીનાથ એકવાર કહો શ્રીમુખે
તુ તો દયા દાસ માહારોજ માહરો હરે ૪

અથ ધોળ શ્રીકૃષ્ણના ધ્યાનનુ લખ્યું છે.

ઢાળ

પ્રથમ પ્રભાતે શ્રીકૃષ્ણનું સ્મરણ કરીયેરે
વ્રજની લીલા સઘળી હરિની સંગે ધ્યાને ધરીયેરે. ૧
હરિનો મુગટ તે તો વૈકુંઠનો સાર લહીયેરે
હરિનાં કુંડલ તે તો સાંખ્ય યોગ નિશ્ચે કહીયેરે ૨
હરીને નાકે મોતી રાધિકાનું રૂપ છે રે,
ચંદ્રાવળી ચિબુક આભરણનું સ્વરૂપ છે રે ૩
હરિનું હસવું તે તો મોહની માયા કહેવાયરે.
મુરલી શિવજીનું સ્વરૂપ એહેવું વેદ ગાયરે. ૪
હરિનું તિલક સુધા પ્રેમને પ્રમાણિયેરે
કૌસ્તુભમણિ હૃદય જીવતત્ત્વ જાણીયેરે. ૫
શ્રીવત્સ લાંછન તે મણિની છાયા જાણજોરે
વનમાળા ગુંજા છે ભકત ઉર આણજોરે ૬
માયા પીતાંબર છે છડી બ્રહ્મરૂપ લહુંરે
ઇંદ્રશૃંગી મેઘ કેશનું સ્વરૂપ કહુંરે
સંગે ગોપીજન તે શ્રુતિયો છે વેદનીરે
ગોપ મન્ત્ર તેહેની વાત કહું ભેદનીરે ૮
શ્રીરાધાજી કૃષ્ણ આત્મારૂપ પ્રેમભકિતરે.
નન્દજી તો અક્ષરબ્રહ્મ જસોદા બન્યો મુકિતરે ૯
શ્રીગોકુળ તે વ્યાપી વૈકુંઠ સાક્ષાત છે રે
કરમાં કમળ વિશ્વરૂપ વેદે વાત છે રે
એવું ધ્યાન સદા શ્રીકૃષ્ણનું પ્રીતે ધરીયેરે
વ્રજમાં વાસ મહે ભવસાગરને ક્ષણમાં તરીયેરે ૧૧

સરવે વિસ્તારી ને કહેતાં ગીત વાધી જાયરે
માટે દાસ દયો કાંઇ એક હરિના ગુણ ગાયરે ૧૨

---

### ગરબો

('શ્રીવૃંદાવન સુખકારીરે સમરે નાસે સૌ પીડા'ની ઞ્જોડયનો)

એ પૂરણ બ્રહ્મ પુરુષોત્તમરે, ન મલે કોઈ સાધનસેં,
શ્રીગીતાજીમાં શ્રીમુખરે, બોલ્યા હું વશ એક પ્રેમે. ૧
તે પ્રગટ પારખું પેખોરે, ગોપી પ્રેમે પ્રભુ પામી,
જેને શિવ બ્રહ્માદિક વંદેરે, વશ કીધા કમળાસ્વામી. ૨
જે આત્મારામ અજીત છેરે, કોઇતો નવ જાયે કળીયો,
તેહને જીતી આધીન કીધોરે, પ્રેમ પ્રભુથી (પણ) બળીયો. ૩
એહનું રૂપ અતિશે ઊંડુંરે, કોઇ ભકત વિરલા જાણે,
જ્યાંહાં વેદતણી પણ નહીં ગતિરે, તો પંડિતશું પરમાણે, ૪
સુણો કાંઇ એર પ્રેમનું બળ કહુંરે, જેણે જુગલ જીતી લીધો,
મહાસુજાણ નાગરી નાગરરે, તેને પણ ઘેહેલો કીધો. ૫
એક સમે શ્રીરાધામોહનરે, બાંહે પરસ્પર કંઠ ધરી;
મહાસ્નેહરસમાંહે છકેલાંરે, પાસે લલિતાદિક સુંદરી. ૬
ત્યાંહાં વહાલે વિકળ હરિ બોલ્યારે, કહે સખી પ્યારી કયહાં મળશે
કરે પોકાર આંસું વહેતાંરે. આ વિરહ વેઠના કયમ ટળશે. ૭
એવાં વચન સુણી વિઠ્ઠલનાંરે. હસવા લાગી સહુ રાંમા,
ઓ પ્રાણજીવન શિદ કલ્પોરે કંઠે વળગી છે શ્યાંમા. ૮
વળી એક સમે એકલડાંરે, હરિ પ્રિયા પાસે ના હુતી,

કોઈ મંગાવે પાદુકા જ્યમ કાંઈ પ્રાકૃત બાલક હોય. ૩
એક કહે ફુલની માળા ગૂંથો આવડે છે જોઉં આજ,
એક કહે ગેલી દાંણી લાવો કરે કરાવ્યાં કાજ, ૪
એક કહે માહરો ચોટલો ગુંથો એક કહે ભેટો લાલ
ચુંબન કરવા દયો કહે તેને મુખ્યે અરાડે ગાલ, ૫
એક કહે કરના ચાળા કરીને નાચો નંદકુંમાર,
એક કહે લાલા ગાઓ તો માંખણ આપું બીજીવાર, .
બ્રહ્મ અનાદિ વેદ કહે જેને પોહોચે નહિ મન વાચ;
તેને ગોકુલની નાર નચાવે વિધિ વિધિના નાચ. ૭
બ્રંહ્માનંદ ગમે તે માગો માગો વૈકુંઠકૈલાસ,
બાલલીલા શ્રીકૃષ્ણની નિરખું માગે દયો દાસ. ૮



પદ.

શિદ કરે શોચનારે, છે શિર શ્રીજી સરિખા સ્વામી
મહાકૃપાળુ જનવચ્છલ સમર્થ ઈશ્વર અતર્યામી.
શિદ કરે શોચનારે. ટેક
આત્માદિક સહુ કૃષ્ણ સમર્પ્યું, કહે જુઠું કે સચું.
જો સાચું તો ત્હારે શી ચિંતા, જો ચિંતા તો કાચું.
શિદ કરે શોચનારે. ૧
જે થકી કર્મ શુભાશુભ ઉપજે તે મતિ હરિને અરપી.
પછી તેની કૃતિ ત્હારી શાંની ! શિદ મરે છે ઠરપી.
શિદ કરે શોચનારે, ૨

અશ્વ ચઢીને ખાંધે ખડીયો. કહે શા માટે વહે છે?
વાહનને શો વિરામ તેથી? મૂરખપણે દુખ સેહે છે.
શિદ કરે શોચનારે. ૩

તદા કહિશ તું કુકૃતિ હરિ કરાવી કેમ કહેવાયે?
તે સાંચું પણ તુજ કૃતિ કહેતાં સહુ કર્તા પદ જાયે,
શિદ કરે શોચનારે. ૪

જાણી જુગુપ્સિત સજ્જન ન કરે અશકયતાએ થાયે;
જાણી જોઇ અનુચિત આરંભે તે પછી શિદ પસ્તાયે?
શિદ કરે શોચનારે. ૫

પ્રીછી પાપ કરે પસ્તાયે ને તે તો કહીયે પાપી.
અથવા નારદાદિ પણ નિર્ભય. નિશ્ચે હરિમતિ આપી.
શિદ કરે શોચનારે. ૬

તદા કેહેશે એટલા ઉપર મેં કર્યું ભાસે શા સારૂં?
તે પણ ઈચ્છા સમજ્ય હરિ, શ્રીજી ત્હારૂં કરશે સહુ પા
શિદ કરે શોચનારે.

અકળ અટપટી ઈશ્વર ઇચ્છા, શારદ નવ સમજાયે.
સહુ કરવા સમર્થ શ્રીજી પણ, નિજજન અબલ ન ધ્રો,
શિદ કરે શોચનારે.

કદિ વ્યવહાર વાણી મ્હોટાની, ચિંતા સરખું ભાસે,
પણ સૂક્ષ્મ (સૂક્ષ્મ) સમજણ છે માટે અંતરથી નવ
શિદ કરે શોચનારે

સ્મરણ સમર્પણ નાં રહે નિરંતર, માટે ઉપજે ચિંતા;
જો રહે તો હુંપદ હારે સહુ, કૃતિ ભાસે ભગવંતા.
શિદ કરે શોચનારે ૧૦

ચિંતા કોઇ વાતની પણ કરવી ન, શ્રીમહાપ્રભુ ભાખ્યું,
દયાપ્રીતમ પુષ્ટિ ફળસંબંધ માત્રે નિજબળ દાખ્યું,
શિદ કરે શોચનારે. ૧૧



પદ.

(હે) વારી જાઉ રે નાગર નટવા, ધરે વિવિધિના વેશ.
કળા રૂપેં થઇ ક્રીડા કરે, ન્યારો નાયકરૂપે રહે શેષ,
વારી જાઉરે નાગર નટુવા, ટેક

બાજીગર બાજી સંસારની, તેં ભલી રચી છે ભાઇ,
મોહન મોર વજાડી મોહની, સુણી સહુ ગયું મ્હોવાઇ.
વારી જાઉ રે નાગર નટુવા, ૧

ઉલટ ખેલ બતાવે ખલકને, કરે સહુની નજર બંધ,
ચુગટી રજની ફૂંકે મંતરી, કરે દેખતાને પણ અંધ,
વારી જાઉ રે નાગર નટુવા. ૨

સાચો હીરો બતાવે ઠીકરી. કરે કંકર કનક મહોર.
જાણીતા તે પણ ભૂલા પડે, સૂઝે નહીં પોતાતો ઠોર,
વારી જાઉરે નાગર નટુવા. ૩

તાહારી નટણી માયા જોર છે. કળા કામરૂ દેશની પૂર.
અજીત પણ ઉસ્તાદના જોરથી, બાંધી લીધો પંડિત સૂર.

વારી જાઊં રે નાગર નટુવા. ૪

કહાડયા મુખ થકી ત્રણ દોરડા, રંગ કાળો ધોળો રે લાલ,
તેહનો પાર નાં આવે ખેંચતાં. તે ત્રણેંના જુજવા ખ્યાલ,
વારી જાઊં રે નાગર નટુવા ૫

તે ત્રણ ગુણનાં ત્રણ પુરુષ થયા, એક બ્રાંહ્મણ યોગી ગૃહસ્થ
બ્રાંહ્મણ યોગી તો બળીયા ઘણા, તેથી ગૃહસ્થનો અધિઃ દસ્ત
વારી જાઊં રે નાગર નટુવા. ૬

પ્હેલે વિપ્રે રચ્યાં બહુ પુતળાં, પૂર્યો ગૃહસ્થે મન અભિલાખ
જોગીયે અગ્નિ કહાડયો આંખથી, સહુ બાળીને કીધું ખાખ,
વારી જાઊં રે નાગર નટુવા, ૭

તાહારી મરજી જોઇ મત વાલીયા, વળી કર્યું એવું કર્મ,
ચુટકી માંહિ કર્યો ચટુકલો, થયું હતું ત્યમનું ત્યંમ.
વારી જાઊં રે નાગર નટુવા. ૮

તાહારી અકળકળા ગોડીયા, રચી વિદ્યા ઇંદ્રજાળ,
સૌ મોહોવાઇ પડયું તે ફંદમાં, વૃદ્ધ જોબન ને વળી બાળ
વારી જાઊં રે નાગર નટુવા, ૯

તાહારો મંત્ર શીખવ્ય તું મુજનેં, હું ચેલો ત્હારો થાઊં.
એહવી જડી બુટ્ટી મુનેં આપ્ય તું, જે તાહારી નટણીથી ન
મ્હોવાઊં.
વારી જાઊં રે નાગર નટુવા ૧૦

શરણ જાતાં આપી ભક્તિ જડી, દીધો મંત્ર હરિ નિજ નાંમ.
એ સાપે માયાંથી ન્હોવાશ નહીં, એમ કહે દયારામ. ૧૧

## પદ જોટાનું.

તાદશી જન તેહને જાંણીયે, કે જેહમાં એહેવા ગુણ હોય.
નિંદા સ્તુતિ નાં કરે કોઈની, સઘળે સમદષ્ટિ જોય.
તાદશીજન્ન તેહને જાણીયે, ૧
દરશન કરતા માત્રમાંરે, ભૂલાવે પ્રપંચનું ભાન,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અભિમાન.
તાદશીજન્ન તેહને જાણીયે. ૧
સકળ ચરચરને વિષેરે, વસ્યા દેખે ભગવાન,
શુભ ઇચ્છે સર્વ જકતનું, લેશ નહીં અભિમાન.
તાદશીજન્ન તેહને જાણીયે. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તનુ થાય,
નેત્ર પ્રવાહ વહે પ્રેમનાં; હરખે હૃદય રૂંધાય.
તાદશીજન્ન તેહને જાણીયે. ૩
પરદુઃખે દાઝે ઘણુંરે, કરે કોઈનો નાં દ્રોહ.
ઇંદ્રિયજીત સાચા સદા, નાં પામે માયામાં મોહ;
તાદશીજન્ન તેહને જાણીયે ૪
અચળ લીલા નંદલાલનીરે તેમાં લગ્ન જેહનું મન;
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદન,
તાદશીજન્ન તેહેને જાણીયે. ૫
નટવર ઝળકે નેત્રમાંરે કાન્તિ કરુણા મધ્ય હોય;
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઈના ન જોય.
તાદશી જન્ન તેહેને જાણીયે ૬

વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેહેનું ચિત્ત;
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેહેને વાહાલું નહિ વિત્ત
તાદશીજન્ન તેહને જાણીયે ૭

હરિ ગુરુ વૈષ્ણવને વિષેરે, જેહેને સદા અતિ વાહાલ;
દઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ.
તાદશીજન્ન તેહેને જાણીયે ૮

સેવા સ્મરણ સત્સંગમાંરે, જેહની આસકિત અત્ય,
કપટનો લેશ નહિ હૃદે હરિ ચરણે સદા મત્ય,
તાદશીજન્ન તેહને જાણીયે ૯

વ્યસનાવસ્થા વિઠ્ઠલેશશુંરે, સદા મુખે કૃષ્ણ નાંમ,
તે ભગવદીયતણા દાસનો, સદા દાસ દયારામ.
તાદશીજન્ન તેહને જાણીયે ૧૦




મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન વસંતમુદ્રણાલય, ઘીકાંટારોડ, અમદાવાદ.